(છંદ-ઉપજાતિ)

एषः स्वयंज्योतिरशेषसाक्षी
विज्ञानकोशे विलसत्यजस्त्रम् ।
लक्ष्यं विधायैनमसद्विलक्षण-
मखण्डवृत्त्यात्मतयाऽनुभावय ॥३८१॥

एषः = આ
स्वयंज्योतिः = સ્વયં પ્રકાશ (અને)
अशेषसाक्षी = સૌનો સાક્ષી આત્મા
विज्ञानकोशे = વિજ્ઞાનમયકોશમાં
अजस्त्रम् = નિરંતર
विलसति = વિરાજે છે.
असद् विलक्षणम् = અસત(મિથ્યા સંસાર)થી ભિન્ન
एनम् = એવા એને
लक्ष्यं विधाय = લક્ષ્ય બનાવી
अखण्डवृत्त्या = અખંડાકારવૃત્તિથી (તેની)
आत्मतया = આત્મભાવે
अनुभावय = ભાવના કર.

અનાત્મચિંતન ત્યાગી આત્મચિંતનની પ્રેરણા પ્રદાન કર્યા બાદ અત્રે સૂચવવામાં આવે છે કે, જે આત્મા, ચિંતનનો વિષય કે ધ્યેય છે, તે સ્વયં પ્રકાશ છે અર્થાત્ જ્ઞાનસ્વરૂપ છે અને સૌનો પ્રકાશક હોવા છતાં પર-પ્રકાશિત નથી. તેવો આત્મા સર્વનો સાક્ષી છે અને વિજ્ઞાનમય કોશમાં નિરંતર બિરાજે છે. અર્થાત્, તત્ત્વાર્થે બુદ્ધિરૂપી ગુહામાં સ્થિત છે. તેવા શ્રુતિસંકેતનો સાર્થક અર્થ એટલો જ છે કે તે સૂક્ષ્મ બુદ્ધિ દ્વારા જ્ઞેય છે. તેટલું સમજાવવા માટે જ અત્રે આદિ શંકરાચાર્યજીએ ઉલ્લેખ કર્યો કે, સાક્ષી આત્મા વિજ્ઞાનમય-કોશમાં (સૂક્ષ્મ બુદ્ધિરૂપી ખજાનામાં) બિરાજે છે.

આવો સાક્ષી આત્મા જે ધ્યાતાનું ધ્યેય છે તે અસત પદાર્થોથી

કે મિથ્યા સંસારથી ભિન્ન છે. તેવા અસતવિલક્ષણ આત્માને જ ધ્યાનનું કેન્દ્ર કે લક્ષ્ય બનાવી અખંડાકારવૃત્તિ દ્વારા આત્મભાવે ચિંતન કર.

(છંદ-અનુષ્ટુપ)

एनमच्छिन्नया वृत्त्या प्रत्ययान्तरशून्यया ।
उल्लेखयन् विजानीयात् स्वस्वरूपतया स्फुटम् ॥३८२॥

अच्छिन्नया = (તૈલધારાવત) અખંડિત (અને)
प्रत्ययान्तरशून्यया = અનાત્મપ્રત્યયશૂન્ય (વિજાતીય વૃત્તિશૂન્ય)
वृत्त्या उल्लेखयन् = વૃત્તિથી ચિંતન કરતાં કરતાં
एनम् = એને (પરબ્રહ્મને)
स्वस्वरूपतया स्फुटं विजानीयात् = પોતાના સ્વસ્વરૂપે સ્પષ્ટ જાણવું.

પૂર્વે જણાવેલા સ્વયંજયોતિ સ્વરૂપ અને સૌના સાક્ષી એવા આત્માને જાણવા અત્રે ધ્યાનની સૂક્ષ્મ પ્રક્રિયાનો નિર્દેશ કરતા જણાવ્યું છે કે, અખંડાકારવૃત્તિ દ્વારા કે અચ્છિન્નવૃત્તિથી અર્થાત્ ભગવાન શંકરના અભિષેક સમયે જળાધારીમાંથી વહેતી જળની ખંડિત ધારા જેમ નહીં, પરંતુ અખંડિત તૈલધારા જેમ માત્ર સજાતીય વૃત્તિઓના પ્રવાહ જેવી અખંડાકારવૃત્તિ દ્વારા આત્મચિંતન કરવું. તેવા નિરંતર અસ્ખલિત ચિંતનપ્રવાહમાં અનાત્મવૃત્તિનું કોઈ વિઘ્ન ન આવે તે માટે તમામ વિજાતીય વૃત્તિપ્રવાહને રોકવા કે તેનો નિષેધ કરવા અનાત્મપદાર્થોમાં દોષદૃષ્ટિ કરી, તેવા સૌ પદાર્થો અને પદાર્થાકાર વૃત્તિઓનો તિરસ્કાર કરવો. આવા તિરસ્કાર માટે વિશેષ પ્રયત્નની આવશ્યકતા નથી બલકે તૈલધારાવત આત્મચિંતનમાં મનને નિમગ્ન કરવામાં આવે અને એવું ડુબાડી રાખવામાં આવે કે તે બહિર્મુખ થઈ પદાર્થોને જોઈ ન શકે. આમ થતાં, વિજાતીયવૃત્તિમાં મનને પ્રવાસ કરવાનો પ્રશ્ન જ રહેશે નહીં. તાત્પર્યમાં, આત્મચિંતન એવી અખંડ ભાવનાથી વિઘ્નરહિત નિરંતર કે અંતરાય વગરનું થવું જોઈએ કે જેથી અનાત્માના વિચારો કે વૃત્તિને મનમાં પ્રવેશ જ ન મળે. એવા આત્મચિંતનને જ અત્રે **अच्छिन्नया वृत्त्या प्रत्ययान्तरशून्यया** અર્થાત્ અખંડાકારવૃત્તિ દ્વારા અંતરાયશૂન્ય કે અનાત્મપ્રત્યય-રૂપી

વિઘ્નશૂન્ય તૈલધારાવત ચિંતન કહેલું છે. આવું ચિંતન કરતાં કરતાં પોતાના આત્મસ્વરૂપને સ્પષ્ટ રીતે જાણવું જોઈએ.

(છંદ–અનુષ્ટુપ)

अत्रात्मत्वं दृढीकुर्वन् अहमादिषु सन्त्यजन् ।
उदासीनतया तेषु तिष्ठेत् घटपटादिवत् ॥३८३॥

| | |
|---|---|
| अत्र | = અહીં (પરબ્રહ્મમાં) |
| आत्मत्वं दृढीकुर्वन् | = આત્મપણું દૃઢ કરવું (અને) |
| अहं आदिषु सन्त्यजन् | = અહંકાર વગેરેમાં (અહંબુદ્ધિ) છોડવી. |
| तेषु | = (ત્યારબાદ) તે (અહંકાર વગેરેમાં) |
| घटपटादिवत् | = ઘટ, વસ્ત્ર વગેરેની જેમ |
| उदासीनतया | = ઉદાસીનભાવે (ઉપેક્ષાવૃત્તિથી) |
| तिष्ठेत् | = રહેવું. |

ધ્યાનની પ્રક્રિયાને અંતે ઉપેક્ષા દૃષ્ટિ કે ઉદાસીનભાવનો સંકેત આપતાં સમજાવવામાં આવે છે કે અહંકાર, ઈન્દ્રિયો, શરીર વગેરેમાં અહમભાવને લીધે જ કે અજ્ઞાન દ્વારા જે ખોટું તાદાત્મ્ય થયું છે અને હું અહંકારાદિ છું એવી અહંકારાદિમાં અવિવેકીની જે દેહાત્મબુદ્ધિ દૃઢ થઈ છે તેવી અહમ્ બુદ્ધિનો ત્યાગ કરી સમજવું કે જેવી રીતે ઘડો અને વસ્ત્ર તેના દૃષ્ટાથી ભિન્ન કે જુદા છે તેવી જ રીતે અહંકાર, ઈન્દ્રિયો , શરીરાદિ દૃશ્ય છે અને આત્મા તેનો સાક્ષી હોવાથી કે દૃષ્ટા હોવાથી તેથી ભિન્ન છે. એટલું જ નહીં, પરંતુ ઘટ-પટાદિ જેમ જે કંઈ દૃશ્ય છે તે સાકાર, જડ અને નાશવંત છે, જયારે તેનો દૃષ્ટા ચૈતન્યમય અને અવિનાશી છે. તેમ અહંકારાદિનો દૃષ્ટા, સાક્ષી આત્મા હોવાથી તે અવિનાશી અને સચ્ચિદાનંદ સ્વરૂપ છે. માટે તેવા સચ્ચિદાનંદ આત્મામાં જ આત્મબુદ્ધિ સ્થિર કરવી જોઈએ અને આત્મા સિવાયના અહંકારાદિ જે કોઈ દૃશ્ય પદાર્થો કે દૃશ્ય પ્રપંચ છે, તે તરફ આસક્ત ન થતાં ઉદાસીનભાવ કેળવવો અગર તે સૌની ઉપેક્ષા કરવી અને આત્મસ્વરૂપમાં

સન્નિષ્ઠ થઈ સ્થિત રહેવું એ જ અંતિમ ઉપદેશ છે.

(છંદ-ઉપજાતિ)

विशुद्धमन्तःकरणं स्वरूपे
निवेश्य साक्षिण्यवबोधमात्रे ।
शनैः शनैर्निश्चलतामुपानयन्
पूर्णं स्वमेवानुविलोकयेत् ततः ॥३८४॥

| | |
|---|---|
| साक्षिणि | = સાક્ષી |
| अवबोधमात्रे स्वरूपे | = અને જ્ઞાનસ્વરૂપ એવા આત્મામાં |
| विशुद्धं अन्तःकरणम् | = વિશુદ્ધ અંતઃકરણને |
| निवेश्य शनैः शनैः | = સ્થિર કરી ધીરે ધીરે |
| निश्चलतां उपानयन् | = નિશ્ચલ બની જવું |
| ततः | = ત્યાર પછી |
| स्वं पूर्णं एव | = પોતાનું જ પૂર્ણાત્મા સ્વરૂપે |
| अनुविलोकयेत् | = દર્શન કરતા રહેવું. |

## આત્મદૃષ્ટિ

હવેના પંદર શ્લોકમાં સર્વમાં આત્મદૃષ્ટિ કરવાનું સૂચન આપવામાં આવે છે. પોતાના વિશુદ્ધ અંતઃકરણને સાક્ષી તથા જ્ઞાનસ્વરૂપ આત્મામાં સ્થિર કરીને ધીરે ધીરે સ્વરૂપમાં અચળ થઈ પોતાના પૂર્ણાત્માનું જ દર્શન કરતાં રહેવું જોઈએ.

ઉપરોક્ત સંકેતથી સમજવું કે અંતઃકરણને રાગદ્વેષાદિ તથા કર્તા-ભોક્તાભાવરૂપી મલીનતાઓથી શુદ્ધ કર્યા બાદ, તેને આત્મામાં સ્થિર કરવું. તેનો અર્થ, અંતઃકરણની વૃત્તિ, વિક્ષેપ અને વિચારને ધીરે ધીરે શાંત થવા દેવા. જેમ શાંત સરોવરમાં નાંખેલો એક કાંકરો નાનું વર્તુળ રચે છે. ત્યારબાદ ધીમે ધીમે વર્તુળ મોટું થતાં ધીરે ધીરે સમગ્ર સરોવરનું સ્વરૂપ ધારણ કરી, વર્તુળના આકારને સરોવરમાં સમાવી, નાનું વર્તુળ સરોવરસ્વરૂપ થઈ જાય છે. તેમ શુદ્ધ અંતઃકરણ એટલે જ શુદ્ધબ્રહ્મ. ચિત્ત કે અંતઃકરણમાં

જગતના પદાર્થોની વાસનાઓ હોય, વિષયની વૃત્તિઓનો ખળભળાટ હોય, દ્વૈતદર્શન હોય, ભેદદૃષ્ટિ હોય ત્યાં સુધી જ તે અશુદ્ધ કે અપવિત્ર કહેવાય. પરંતુ તે સૌની નિવૃત્તિ બાદ, શુદ્ધ થયેલું અંતઃકરણ કે ચિત્ત આત્મામાં સ્થિર થતાં ધીરે ધીરે તમામ વૃત્તિ અને વિચારોની શૂન્યતા સર્જાતાં પોતાના પૂર્ણ આત્માનું જ સર્વમાં દર્શન થાય છે. આવી સર્વાત્મદૃષ્ટિ જ આત્મદૃષ્ટિ છે.

(છંદ-ઉપજાતિ)

देहेन्द्रियप्राणमनोऽहमादिभिः
स्वाज्ञानक्लृप्तैरखिलैरुपाधिभिः ।
विमुक्तमात्मानमखण्डरूपं
पूर्णं महाकाशमिवावलोकयेत् ॥३८५॥

स्व–अज्ञानक्लृप्तैः = પોતાના અજ્ઞાનના લીધે કલ્પિત
देहेन्द्रिय–प्राण–मनः–अहमादिभिः = દેહ-ઇન્દ્રિય-પ્રાણ-મન-અહંકાર વગેરે
अखिलैः उपाधिभिः = બધી ઉપાધિઓથી
विमुक्तम् = વિમુક્ત,
अखण्डरूपम् = અખંડસ્વરૂપ
आत्मानम् = આત્માને
महाकाशं इव = મહાકાશની જેમ
पूर्णम् = પૂર્ણરૂપે
अवलोकयेत् = જોતાં રહેવું.

(છંદ-પુષ્પિતાગ્રા)

घटकलशकुशूलसूचिमुख्यैर्गगनमुपाधिशतैर्विमुक्तमेकम् ।
भवति न विविधं तथैव शुद्धं परमहमादिविमुक्तमेकमेव ॥३८६॥

गगनम् = (જેમ) આકાશ
घट–कलश–कुशूल–सूचिमुख्यैः = ઘડો, લોટો, કોઠી, સોય વગેરે

उपाधिशतैः = સેંકડો ઉપાધિઓના (સંબંધથી)
न विविधम् = વિવિધરૂપે થતું નથી (પરંતુ)
विमुक्तम् = (ઉપાધિઓથી) મુક્ત (અને)
एकं भवति = એક રૂપે જ રહે છે.
तथा एव = તેવી જ રીતે
अहमादि–विमुक्तम् = અહંકાર વગેરેથી મુક્ત
शुद्धं परम् = શુદ્ધ પરમાત્મા
एकं एव = એક માત્ર છે.

સર્વાત્મદર્શન માટે દરેકે સમજવું કે આત્મ–અજ્ઞાનને લીધે જ દેહ, ઇન્દ્રિય, પ્રાણ, મન તથા અહંકાર વગેરે જેવી સર્વ ઉપાધિઓથી આત્મા સંયુક્ત જણાય છે. પરંતુ વાસ્તવમાં અસંગ આત્માને કોઈ પણ પ્રકારની ઉપાધિ સાથે સંગ કે સંબંધ નથી. માટે અત્રે સંદેશ છે કે, "विमुक्तमात्मानमखण्डरूपम्" "આત્મા સર્વ ઉપાધિઓથી વિમુક્ત છે અને દ્વૈતભેદરહિત અર્થાત્ અખંડિત છે." તેથી દેહાદિની ઉપાધિ જેવા ભેદનું દર્શન આત્મામાં ન કરતાં જેમ અનેક ઘડાઓ, લોટાઓ, કોઠી કે સોય જેવી સેંકડો ઉપાધિઓમાં દેખાતું ઘટાકાશ આદિ અનેક નથી પરંતુ ઘડા આદિની ઉપાધિથી અનેક છે તેવું ભાસે છે. પરંતુ ઉપાધિ દૂર થતાં જ એક આકાશનું દર્શન થાય છે. તેવી જ રીતે દેહાદિની અનંત અગણિત ઉપાધિઓ હોવા છતાં અજ્ઞાનને લીધે જન્મેલી તે સૌ ઉપાધિઓ આત્મજ્ઞાનમાં નષ્ટ થતાં આત્મા જ ઉપાધિથી ન્યારો, મુક્ત અને મહાકાશની જેમ એક અને અખંડ, પૂર્ણ સ્વરૂપે જણાય છે. માટે નિત્ય નિરંતર પૂર્ણાત્માનું જ અવલોકન કરવું અને પૂર્ણાત્મામાં સ્થિત રહી પોતાના ઊણપના, હીનતાના કે અપૂર્ણતાના ભાવને દૂર કરતા રહેવું.

(છંદ–અનુષ્ટુપ)

ब्रह्मादिस्तम्बपर्यन्ता मृषामात्रा उपाधयः ।
ततः पूर्णं स्वमात्मानं पश्येदेकात्मना स्थितम् ॥३८७॥

ब्रह्मादिस्तम्बपर्यन्ताः = બ્રહ્મમાંથી આરંભીને ઘાસના તણખલા સુધીની
उपाधयः = ઉપાધિઓ
मृषामात्रा = મિથ્યા જ છે
ततः = માટે
एकात्मना स्थितम् = એકસ્વરૂપે સ્થિત
स्वमात्मानम् = પોતાના આત્માને
पूर्णम् = પૂર્ણરૂપે
पश्येत् = જોવો.

બ્રહ્માજી કે જે જગતના સર્જનહાર કહેવાય છે, તેવા સૃષ્ટિ રચયિતા બ્રહ્માજીથી માંડી અને સર્જનમાં નાનામાં નાની કે તુચ્છમાં તુચ્છ ઘાસના તણખલા સુધીની જેટલી ઉપાધિઓ છે તે સર્વે ઉપાધિઓ મિથ્યા છે. ઉપાધિઓ અનેક હોવાથી આત્મામાં ન તો વૃદ્ધિ થાય કે દેહાદિ જેવી ઉપાધિઓ અનેક હોવાથી આત્મામાં ન તો ઘટાડો થાય. કારણ કે પૂર્ણ આત્મામાંથી મિથ્યા કે ભ્રાંતિ જેવી ઉપાધિઓ જો બાદ કરવામાં આવે તો પણ આત્મા પૂર્ણ જ રહે છે અને અનેક નવા જન્મો થવાથી આત્મસ્વરૂપમાં કે તેના વિસ્તારમાં વધારો થતો નથી. કારણ કે સર્વ ઉપાધિઓ તો આરોપરૂપી ભ્રાંતિ છે. આરોપ મૂળ વસ્તુમાં ન તો વધારો કરી શકે કે ન ઊણપ ઊભી કરી શકે. જેમ સાગરમાં નદીઓના પૂરનું પાણી ન તો વૃદ્ધિ કરે કે દુકાળમાં પાણી ઓછું થવાથી સાગરના સ્વરૂપમાં ઊણપ આણે કારણ કે સાગર પોતે, પોતાનામાં પરિપૂર્ણ છે. તે જ પ્રમાણે સર્વ ઉપાધિઓ આત્મારૂપી ચૈતન્યના મહાસાગરમાં ઉદય પામતી તરંગો જેવી છે. તેમના ઉદય-અસ્તથી ચૈતન્ય મહાસાગરની પૂર્ણતામાં કોઈ ફેર પડતો નથી. તાત્પર્યાર્થે, બ્રહ્માથી ઘાસના તણખલા સુધીની ઉપાધિઓ મિથ્યા છે, પણ તેમનું અધિષ્ઠાન આત્મા એક છે, પૂર્ણ છે માટે ઉપાધિઓને બાદ કરી, સર્વત્ર પૂર્ણાત્માનું જ દર્શન કરવું જોઈએ. એ જ સાચી આત્મદષ્ટિ છે.

(છંદ-ઉપજાતિ)

यत्र भ्रान्त्या कल्पितं यद्विवेके
तत्तन्मात्रं नैव तस्माद् विभिन्नम् ।
भ्रान्तेर्नाशे भ्रान्तिदृष्टाहितत्त्वं
रज्जुस्तद्वद्विश्वमात्मस्वरूपम् ॥३८८॥

| | |
|---|---|
| यत्र भ्रान्त्या कल्पितम् | = જ્યાં ભ્રાન્તિથી કલ્પિત વસ્તુ જણાતી હોય (ત્યાં) |
| यद्-विवेके | = મૂળ વસ્તુનું યથાર્થ જ્ઞાન થતાં |
| तत् तत् मात्रम् | = તે મૂળવસ્તુ જ રહે છે |
| तस्मात् विभिन्नं न एव | = તેનાથી ભિન્ન કંઈ જ હોતું નથી. |
| भ्रान्तेः नाशे | = ભ્રાંતિનો નાશ થયા પછી |
| भ्रान्तिदृष्ट-अहितत्त्वम् | = ભ્રાંતિકાળે જોયેલો સાપ |
| रज्जुः | = (વાસ્તવમાં) દોરી (જ) છે. |
| तद्वत् | = તેવી રીતે |
| विश्वम् | = (ભ્રાંતિકાળે જણાતું) જગત |
| आत्मस्वरूपम् | = (વાસ્તવમાં) આત્મસ્વરૂપ (જ) છે. |

સર્વનું અધિષ્ઠાન આત્મા એક અને પૂર્ણ છે. તેમ છતાં આત્મવસ્તુમાં ભ્રાંતિના લીધે અન્ય કલ્પિત વસ્તુ જણાય છે. તે કલ્પિત વસ્તુનું અસ્તિત્વ મૂળ આત્મવસ્તુનું અજ્ઞાન હોય ત્યાં સુધી જ ચાલુ રહે છે. પરંતુ મૂળ આત્મવસ્તુનું યથાર્થજ્ઞાન થતાં, તે કલ્પિત વસ્તુ મૂળ આત્મવસ્તુ જ છે, એમ સમજાય છે. તે કલ્પિત વસ્તુ કંઈ મૂળ આત્મવસ્તુથી ભિન્ન જણાતી નથી. જેવી રીતે ભ્રાંતિનો નાશ થયા પછી ભ્રાંતિના લીધે દોરીમાં દેખાયેલો સર્પ ત્યાં હોતો નથી પરંતુ દોરી, દોરીના મૂળ સ્વરૂપે જ જણાય છે. તેવી રીતે મૂળ આત્મવસ્તુમાં ભ્રાંતિથી કલ્પાયેલા દેહાદિ કે વિશ્વ, ભ્રાંતિનો નાશ ન થાય ત્યાં સુધી જ જણાય છે. પરંતુ ભ્રાંતિનો નાશ થયા પશ્ચાત્ ભ્રાંતિજન્ય

કલ્પિત કંઈ જ જણાતું નથી. પરંતુ મૂળ આત્મવસ્તુ આત્મસ્વરૂપે જ જણાય છે.

માટે ભ્રાંતિ દૂર કરી તમામ આરોપિત, કલ્પિત કે ભ્રાંતિજન્ય દેહાદિ કે વિશ્વનો અપવાદ કરી સર્વત્ર આત્મદર્શન કરવામાં જ સર્વાત્મદષ્ટિ રહેલી છે.

(છંદ-અનુષ્ટુપ)

स्वयं ब्रह्मा स्वयं विष्णुः स्वयमिन्द्रः स्वयं शिवः ।
स्वयं विश्वमिदं सर्वं स्वस्मात् अन्यन्न किञ्चन ॥३८६॥

स्वयं ब्रह्मा = પોતે બ્રહ્મા છે, स्वयम् = પોતે (જ)
स्वयं विष्णुः = પોતે વિષ્ણુ છે, इदं सर्वं विश्वम्= આ બધું વિશ્વ છે
स्वयं इन्द्रः = પોતે ઇન્દ્ર છે, स्वस्मात् = પોતાથી
स्वयं शिवः = પોતે શિવ છે. अन्यत् किञ्चन न = બીજું કાંઈ નથી.

સર્વમાં આત્મદષ્ટિ કરવાના સંદેશ સાથે પ્રારંભ કરવામાં આવેલી વિચારણા અત્રે તેની પરાકાષ્ઠાએ પહોંચે છે. તે મુજબ દર્શાવવામાં આવ્યું છે કે, "**स्वयं ब्रह्मा**" અર્થાત્ 'હું બ્રહ્માજી છું.' બ્રહ્મ અર્થાત્ સત-ચિત-આનંદ સ્વરૂપ સમગ્ર વિશ્વનું દેશ-કાળ અને વસ્તુથી પરિચ્છેદરહિત અધિષ્ઠાન. પરંતુ બ્રહ્માજી એટલે નિરુપાધિક બ્રહ્મ નહીં, પરંતુ સોપાધિક બ્રહ્મ કે જેમને સૃષ્ટિના સર્જન માટે જવાબદાર ગણવામાં આવે છે. સૃષ્ટિના સર્જનનું કારણ પણ સ્વયં બ્રહ્માજી જ છે. સૃષ્ટિસર્જનનું કાર્ય કરવાને લીધે તેઓ બ્રહ્માજી કહેવાય છે પરંતુ વાસ્તવમાં નિષ્ક્રિય, નિરુપાધિક બ્રહ્મ જ છે. તેમ છતાં નિરુપાધિક બ્રહ્મ જેવું જેવું કાર્ય કરે, તેવા તેવા કાર્યની ઉપાધિથી सत्यं ज्ञानमनन्तम् જેવા બ્રહ્મનું નામ પણ બદલાઈ જાય છે. આમ, કાર્યરૂપી ઉપાધિના પરિવર્તનમાં, 'નામ'નું પરિવર્તન પણ જોવામાં આવે છે. છતાં જેમ પરપોટા, ફીણ કે તરંગો જેવા નામ બદલાવાથી કંઈ જળતત્ત્વમાં ફેરફાર થતો નથી, તેમ સત-ચિત-આનંદ સ્વરૂપ બ્રહ્મમાં ઉપાધિભેદે કે કાર્યભેદે નામ બદલવાથી કોઈ

જ પરિવર્તન થતું નથી. તેથી જે કોઈએ આત્મદૃષ્ટિ દ્વારા પોતાના અંતરાત્માને બ્રહ્મ તરીકે જાણ્યો છે, તે પોતાને બ્રહ્મા, વિષ્ણુ, ઇન્દ્ર કે શિવ ગમે તે કહે છતાં તેના બ્રહ્મસ્વરૂપમાં નથી કોઈ આપત્તિ, નથી પરિવર્તન, નથી ફેરફાર કે કોઈ વિક્ષેપ. કારણ કે સર્વાત્મદૃષ્ટિવાળો સર્વમાં, સર્વસમયે પોતાના બ્રહ્મસ્વરૂપનું જ દર્શન કરતો હોવાથી તેને આ સંપૂર્ણ વિશ્વ પણ પોતાથી લેશમાત્ર જુદું નહીં, પરંતુ બ્રહ્મમય જ જણાય છે. આમ, જે કોઈ સર્વમાં પોતાના બ્રહ્મભાવને જુએ છે તેને પોતાથી અન્ય કંઈ જણાતું નથી.

આમ હોવાથી તે લલકારે છે કે હું જ બ્રહ્માજી અર્થાત્ સર્જનહાર અને હું જ સર્જનસ્વરૂપ પણ છું. અર્થાત્ જગત પણ હું. તે જ ન્યાયે તે ઘોષણા કરે છે કે, 'હું જ જગત કે જીવનો પોષક કે પોષણ કરનારો છું. હું ભૂતમાત્રને સત્તા અને સ્ફૂર્તિ પ્રદાન કરી સૌનું પોષણ કરું છું. માટે જ **"स्वयं विष्णुः"** હું સ્વયં વિષ્ણુ પણ છું. તથા દેવોમાં સૌથી બળવાન એવા ઇન્દ્રનું બળ પણ આત્મસ્વરૂપે તો હું જ છું. માટે **"स्वयं इन्द्रः"** હું સ્વયં ઇન્દ્ર જ છું. એવા જ ક્રમમાં વિચારતાં આત્મદૃષ્ટિવાળો જરા પણ સંકોચ વગર જાહેર કરે છે કે **"स्वयं शिवः"** "હું પોતે જ શિવસ્વરૂપ છું." અર્થાત્ હું જ સૌનો કલ્યાણકારી કે મંગળદાતા હોવાથી શિવસ્વરૂપ કહેવાઉં છું. **"शं करोति इति शंकरः "** જે કોઈ અવિદ્યા કે અજ્ઞાનનું શમન કરવારૂપી કલ્યાણ કરે તે ભગવાન શિવ કે શંકર કહેવાય છે. શિવજીને સંહારક કહેવામાં આવે છે, તેથી કંઈ શિવજી સૃષ્ટિના નામ અને આકારના વિનાશક નથી, પરંતુ જગત કે પ્રપંચરૂપી કાર્ય, જે પ્રાણીમાત્રને બંધનરૂપ લાગે છે તેનું કારણ અવિદ્યા કે અજ્ઞાન છે. આ ભગવાન શિવ, અજ્ઞાનના વિનાશ દ્વારા જ જ્ઞાનમાં સૃષ્ટિનો બાધ કરે છે. જ્યાં સુધી અજ્ઞાન હોય ત્યાં સુધી ન થાય સૃષ્ટિનો બોધ કે ન થાય દૃશ્યપ્રપંચની નિવૃત્તિ તથા આત્મતત્ત્વનું અભેદદર્શન પણ શક્ય ન બને. પરંતુ ભગવાન શિવનું જ્ઞાનરૂપી ત્રીજું નેત્ર ખૂલતાંની સાથે જ અર્થાત્ તેની કૃપાદૃષ્ટિ પડતાં જ અજ્ઞાનનો નાશ થાય છે અને અજ્ઞાનરૂપી કારણના નાશમાં જ જગતરૂપી કાર્યનો નાશ સમાયેલો છે. માટે ભગવાન શિવને સંહારક કહેવામાં આવે છે. જેનું અજ્ઞાન દૂર થયું તેનો સંસાર કે જગત

નષ્ટ થાય છે. આમ, સર્વાત્મદૃષ્ટિવાળો પોતાને શિવ તરીકે જાહેર કરી દર્શાવે છે કે સૃષ્ટિનો સર્જનહાર બ્રહ્માજી પણ હું અને તેનો સંહારક શિવ પણ હું જ છું. તે જ પ્રમાણે સૃષ્ટિનો પાલક વિષ્ણુ પણ હું અને સૌથી બળવત્તર એવો ઇન્દ્રદેવ પણ હું જ છું. એટલું જ નહીં, સમગ્ર વિશ્વ મારી અંદર છે, મારાથી આચ્છાદિત છે, તેથી વિશ્વ અને આ જે કંઈ છે, તેમાનું કંઈ પણ મારાથી ભિન્ન, જુદું કે ન્યારું નથી.

(છંદ-ઉપજાતિ)

अन्तः स्वयं चापि बहिः स्वयं च
स्वयं पुरस्तात् स्वयमेव पश्चात् ।
स्वयंह्यवाच्यां स्वयमप्युदीच्यां
तथोपरिष्टात् स्वयमप्यधस्तात् ॥३६०॥

| | |
|---|---|
| अन्तः स्वयं च | = પોતે અંદર છે અને |
| बहिः च अपि स्वयम् | = પોતે જ બહાર પણ છે. |
| स्वयं पुरस्तात् | = પોતે આગળ છે. |
| स्वयं एव पश्चात् | = પોતે પાછળ છે. |
| स्वयं हि अवाच्याम् | = પોતે જમણી બાજુએ છે |
| स्वयं अपि उदीच्याम् | = પોતે ડાબી તરફ છે |
| तथा स्वयं उपरिष्ठात् | = તથા સ્વયં ઉપર છે |
| अपि अधस्तात् | = (અને) નીચે પણ છે. |

પૂર્વેના શ્લોકમાં જણાવ્યું કે વિશ્વ અને એ સિવાય જે કંઈ અસ્તિત્વમાં છે તે સર્વ કાંઈ હું જ છું તથા મુજથી ભિન્ન કંઈ જ નથી. તે વિચારનો વિસ્તાર કરતાં અનુસંધાનમાં અત્રે જણાવ્યું છે કે બ્રહ્મ તરીકે હું સૌનું અધિષ્ઠાન છું અને સર્વ કાંઈ મારા ઉપર આરોપ હોવાથી હું સર્વની અંદર છું અને બહાર પણ છું અર્થાત્ ભૂતમાત્રમાં ઓતપ્રોત છું. એટલું જ નહીં, સ્વયં હું જ સૌની આગળ, પાછળ, જમણી બાજુએ, ડાબી બાજુએ તથા ઉપર અને નીચે પણ રહેલો છું.

તાત્પર્યમાં, હું સર્વમાં અંતરાત્મા તરીકે અંદર અને શરીરરૂપે બહાર તેમજ સામાન્ય ચૈતન્ય તરીકે પૂર્વમાં, પશ્ચિમમાં, ઉત્તર અને દક્ષિણમાં, ઉપર અને નીચે સર્વ સ્થળે, સર્વ દિશાઓમાં, સર્વ વ્યાપ્ત થઈને રહેલો છું.

(છંદ-ઉપજાતિ)

तरंगफेनभ्रमबुद्बुदादि
सर्वं स्वरूपेण जलं यथा तथा ।
चिदेव देहाद्यहमन्तमेतत्
सर्वं चिदेवैकरसं विशुद्धम् ॥३६१॥

| | |
|---|---|
| यथा | = જેવી રીતે |
| तरंग–फेन–भ्रम–बुद्बुदादि | = પાણીમાં મોજાં, ફીણ, ભમરી, પરપોટાં |
| सर्वम् | = વગેરે બધું |
| स्वरूपेण | = સ્વરૂપે તો |
| जलम् | = જળ જ છે, |
| तथा | = તેવી રીતે |
| चित् एव | = ચૈતન્ય જ |
| देहादि अहं अन्तम् | = દેહથી આરંભી અહંકાર પર્યંતનું |
| एतत् सर्वम् | = આ સર્વ(જગત) છે. |
| विशुद्धम् | = (આમ,) વિશુદ્ધ |
| चिद् एव एकरसम् | = એકરસ ચૈતન્ય જ છે. |

સર્વાત્મદૃષ્ટિવાળો નામ, આકાર અને ઉપાધિને દૂર કરી અનામી, નિરાકાર અને નિરુપાધિક આત્મતત્ત્વનું કેવી રીતે દર્શન કરે છે તેનો નિર્દેશ કરતાં શ્લોકમાં જણાવ્યું છે કે જેમ પાણીના મોજાં, ફીણ, ઘુમરી કે ભમરી તથા પરપોટા વગેરે સર્વ કાંઈ મૂળ સ્વરૂપે તો જળ જ છે. ભલે તેમનાં નામ અને આકાર જુદા હોય, છતાં તે સૌની ઉપર, નીચે કે મધ્યમાં તો જળ તત્ત્વ જ છે. તેવી જ રીતે દેહથી અહંકાર પર્યંત આ જે કંઈ છે તે ચૈતન્યરૂપ અને એકરસવાળું વિશુદ્ધ ચૈતન્ય જ છે.

આમ, જે નામ અને રૂપનાં ભેદની ઉપેક્ષા કરે છે અને અખંડ એક વિશુદ્ધ આત્માનું જ દર્શન કરે છે, તે જ સર્વાત્મદૃષ્ટિવાળો છે.

(છંદ-શિખરિણી)

सदेवेदं सर्वं जगदवगतं वाङ्मनसयोः
सतोऽन्यन्नास्त्येव प्रकृतिपरसीम्नि स्थितवतः ।
पृथक् किं मृत्स्नायाः कलशघटकुम्भाद्यवगतम्
वदत्येषः भ्रान्तस्त्वमहमिति मायामदिरया ॥३६२॥

| | |
|---|---|
| वाङ्मनसयोः | = વાણી અને મન વડે |
| अवगतं इदं सर्वं जगत् | = અનુભવાતું આ સર્વ જગત |
| सत् एव | = સત્સ્વરૂપ છે. |
| प्रकृतिपरसीम्नि स्थितवतः | = માયાની સીમાથી પર ('સ્વ'સ્વરૂપમાં) સ્થિત થયેલાની દૃષ્ટિએ |
| सतः अन्यत् न अस्ति एव | = સત સિવાય બીજું કંઈ છે જ નહીં |
| कलशघटकुम्भादि | = કલશ, ઘટ, કુમ્ભ વગેરે |
| किं मृत्स्नायाः पृथक् | = શું માટીથી જુદા |
| अवगतम् | = જણાય છે? (ના. છતાં) |
| मायामदिरया | = માયારૂપી મદિરાથી |
| भ्रान्तः एषः | = ભ્રાંત થયેલો આ જ |
| अहं त्वं इति | = 'હું', 'તું' જેવી (ભેદ) |
| वदति | = (વાણી) બોલે છે. |

વાણી અને મન દ્વારા અનુભવાતું આ સંપૂર્ણ જગત સત સ્વરૂપ જ છે. માયાથી પર રહેલાં આત્મસ્વરૂપમાં જે સ્થિત થયેલાં છે તેમની આત્મદૃષ્ટિમાં સત આત્માથી અન્ય બીજું કંઈ છે જ નહીં. કળશ(લોટો), ઘટ, કુંભ, માટીનું માટલું વંગેરે આકારો શું માટીથી ભિન્ન અનુભવાય છે ખરાં? અર્થાત્ માટીના ઘડાને જોવાથી અનિચ્છાએ પણ માટીનાં દર્શન થઈ જાય છે તથા ઘડાને સ્પર્શ કરવાથી વાસ્તવમાં માટીને જ સ્પર્શ થાય છે. કોઈ અજ્ઞાની

જ એવું માને કે હું ઘડાને જોવાથી કે સ્પર્શ કરવાથી માટીને જોતો પણ નથી અને અડતો પણ નથી, પરંતુ કોઈ પણ વિવેકી, માટીથી ભિન્ન ઘડા આદિને અનુભવી શકે નહીં. તે જ પ્રમાણે જે કોઈ માયારૂપી મદિરાથી ભ્રાંત થયેલો છે અર્થાત્ અવિદ્યા દ્વારા ઉત્પન્ન થયેલી ભ્રાંતિ કે આવરણના લીધે જ પોતાના અભેદ આત્માને જાણી શકતો નથી તેવો અજ્ઞાની કે અવિવેકી જ " હું અને તું ", "**अहम् त्वम्**" જેવી ભેદરૂપી વાણી બોલે છે. પરંતુ હકીકતમાં જે એમ કહે છે કે 'હું છું' તેમાં પણ આત્મતત્ત્વ છે. અને 'તું છે' એવું જાણનારમાં પણ જ્ઞાતા તો આત્મા જ છે. તમામ નામ અને આકારોમાં સત્તા અને સ્ફૂર્તિ તો આત્મતત્ત્વની જ છે, અગર વાણી અને મન દ્વારા અનુભવાતાં સંપૂર્ણ આરોપરૂપી જગતનું અધિષ્ઠાન તો માત્ર એક આત્મા જ છે અને આરોપિત જગતની જ્ઞાનકાળે નિવૃત્તિ થતાં આત્મા જ અવશેષ રહે છે. તેથી આત્મા સિવાય અન્ય કંઈ જ અસ્તિત્વ ધરાવતું નથી. કોઈ પણ નામ અને આકારને પોતાની સ્વતંત્ર, પારમાર્થિક સત્તા હોતી નથી. તેથી સ્પષ્ટ છે કે નામ, આકારવાળું પ્રત્યક્ષ અને પરોક્ષ રીતે અનુભવાતું જગત, આત્માની જ સત્તા અને સ્ફૂર્તિથી જણાય છે. માટે સર્વ કાંઈ આત્મમય જ છે. શરીરને સ્પર્શ કરવાથી અજાણતાં ચૈતન્ય આત્માને સ્પર્શ તો થઈ જ જાય છે પરંતુ અવિવેકી કે અજ્ઞાની તે જાણતો નથી, જયારે જ્ઞાની જાણે છે. તેવો જ્ઞાની, સર્વમાં આત્માને જ જુએ છે, માટે તે સર્વાત્મદર્શી કહેવાય છે.

(છંદ–અનુષ્ટુપ)

**क्रियासमभिहारेण यत्र नान्यदिति श्रुतिः ।**
**ब्रवीति द्वैतराहित्यं मिथ्याध्यासनिवृत्तये ॥३६३॥**

**यत्र न अन्यत्** = " જ્યાં અન્ય કાંઈ જોતો નથી"
**इति श्रुतिः** = એમ શ્રુતિ
**क्रियासमभिहारेण** = ક્રિયારૂપ દ્વૈતનો ઉપસંહાર કરતાં
**मिथ्याध्यासनिवृत्तये** = મિથ્યા અધ્યાસ દૂર કરવા માટે
**द्वैतराहित्यम्** = "બ્રહ્મમાં દ્વૈતરહિતપણું"
**ब्रवीति** = કહે છે.

પ્રસ્તુત શ્લોકમાં ઉપનિષદના સંદેશનો ઉલ્લેખ કરતાં જણાવ્યું છે કે **"यत्र न अन्यत् (पश्यति) इति श्रुतिः"** ''જ્યાં અન્ય કંઈ પણ (જોતો) નથી એમ શ્રુતિ કહે છે.'' અર્થાત્ આત્મજ્ઞાનમાં જ્યારે દ્વૈતપ્રપંચની નિવૃત્તિ થાય છે અને જીવ અને બ્રહ્મનું ઐક્ય અનુભવાય છે ત્યારે ત્યાં જ્ઞાનકાળે બ્રહ્મ સિવાય કે આત્મા સિવાય આત્મજ્ઞાની અન્ય કોઈને પણ જોતો નથી. આમ, દ્વૈતપ્રપંચરૂપી કાર્યનું કારણ જે અજ્ઞાન છે તેની જ્ઞાનકાળે નિવૃત્તિ થતાં અજ્ઞાનનું કાર્ય એવું દ્વૈત જગત છે, તેની પણ નિવૃત્તિ થઈ જાય છે. માટે જ, અત્રે જણાવ્યું છે કે જ્ઞાનકાળે કાર્યરૂપી દ્વૈતનું અસ્તિત્વ હોઈ શકે જ નહીં. કારણ કે બ્રહ્મ તો દ્વૈતરહિત છે. બ્રહ્મમાં દ્વૈતની ગંધ પણ હોઈ શકે નહીં તેવું સમજાવવા અને મિથ્યા અધ્યાસ દૂર કરવા માટે જ છાંદોગ્ય ઉપનિષદે સમજાવ્યું છે કે

**"यत्र नान्यत्पश्यति नान्यच्छृणोति नान्यद्विजानाति स भूमा ।"**
''જ્યાં અન્ય કંઈ જોતો નથી, સાંભળતો નથી, જાણતો નથી, તે ભૂમા (પૂર્ણતા) છે.'' (છાંદોગ્ય ઉપનિષદ-૭/૨૪/૧)

આમ, ક્રિયારૂપી દ્વૈત કે દ્વૈતપ્રપંચનો ઉપસંહાર કરવા, અધ્યાસ કે અવિદ્યા દૂર કરવા માટે જ જ્ઞાનકાળે દ્વૈત નથી, તેવો શ્રુતિસંદેશ જોવા મળે છે.

(છંદ-ઉપજાતિ)

**आकाशवन्निर्मलनिर्विकल्प-**
**निःसीमनिष्पंदननिर्विकारम् ।**
**अन्तर्बहिःशून्यमनन्यमद्वयं**
**स्वयं परं ब्रह्म किमस्ति बोध्यम् ॥३६४॥**

**आकाशवत् निर्मलम्** = આકાશ જેવું નિર્મળ
**निर्विकल्प** = કલ્પનાઓથી રહિત,
**निःसीम–निष्पंदन–निर्विकारम्** = સીમા વગરનું-અચલ, નિર્વિકાર;
**अन्तर्बहिःशून्यम्** = અંદર અને બહાર એવા ભાગ વગરનું

| | |
|---|---|
| अनन्यम् | = જેના જેવું બીજું કોઈ નથી તેવું. |
| अद्वयम् | = અદ્વૈત |
| स्वयं परं ब्रह्म | = પરબ્રહ્મ હું પોતે જ છું (તેનાથી) |
| किं अस्ति बोध्यम्? | = અન્ય કે વધુ જાણવા જેવું શું છે? |

આત્મા કાનનો પણ કાન, મનનું પણ મન, પ્રાણનો પણ પ્રાણ, બુદ્ધિની પણ બુદ્ધિ છે, તેમ પ્રત્યક્ષ અને પરોક્ષજ્ઞાનનું પણ પરમ જ્ઞાન છે, તેવા આત્માને જાણ્યા પછી અવશેષ શું? તેવું ભવ્ય દર્શન કરાવતાં અત્રે સમજાવવામાં આવે છે કે, આકાશ નિર્મળ છે, અમલ છે, અસંગ છે અને નિર્લેપ છે કારણ કે આકાશને ઉષાના અજવાળા ન તો સૌંદર્ય બક્ષે છે કે ન તો અમાસના અંધારા મહાકાળી જેવા રૌદ્ર કે ભયાનક રૂપથી રંગે છે, તેમ વંટોળના ચકરાવા ન તો તેને ફેરફુંદરડી ફેરવે છે કે પોતાના કચરાથી મટમેલું કરે છે. ન તો જંગલની આગથી આકાશ ધૂમ્રવત થાય છે કે ન તો પૂર્ણિમાની ચાંદનીથી શીતળ બને છે. તે તો અસંગ છે. કેવો તેને સાથ-સંગાથનો કે ગ્રહણ-ત્યાગનો લેપ કે જેથી તે લેપાયમાન થાય? નીલગગન તો વીજળીના કડાકે એકનું બે થતું નથી કે કાચની જેમ તરડાઈ વિકૃત થતું નથી, તેમજ વાદળોની ગર્જનાથી ન ધ્રુજારી અનુભવે છે કે છિન્ન ભિન્ન થતાં વાદળોથી મોતનો સંકેત પણ પામે છે. આકાશ તો પોતાના સૌમ્ય, નિર્મળ, અમલ સ્વરૂપમાં સદા સર્વદા અચળ રહે છે. તેવું જ આત્મતત્ત્વનું નિર્મલત્વ, અમલત્વ અને અસંગત્વ સમજી લેવાનું છે. નથી આત્માને સાથ, સંગાથ, સથવારો કે સહયોગ મન કે અંતઃકરણ કે ઇન્દ્રિયસમૂહનો. તો પછી મૃત્યુ સમયે તેને કેવી વિદાય? કે પુનર્જન્મે કેવો ક્યાં નવો પ્રવેશ? આત્મા તો આવાગમનના ચક્રથી, સ્મશાનની રાખથી અને ગર્ભની ઓળથી મુક્ત હોઈ, સદા નિર્મળ છે અને તેના નિર્મલત્વને જાતિ, નીતિ, કુળ, ગોત્રના આરોપો મલિન કરી શકે તેમ નથી કે ન તો સત્ત્વ, રજસ, તમસ જેવા ગુણો તેને પ્રભાવિત કરી પોતાનો લેપ તેના ઉપર ચઢાવી શકે તેમ છે. માટે જ નિર્લેપ આત્મતત્ત્વ, તમસના આવરણથી કે રજસના વિક્ષેપથી લેપાયમાન ન થતાં અવિચ્છિન્ન રીતે નિર્લેપ રહે છે. માટે જ તે આકાશ જેવું નિર્મળ છે. **निर्विकल्पम्**

જેમ આત્મતત્ત્વ આકાશવત નિર્મળ છે, તેમ શુદ્ધ આત્મસ્વરૂપમાં નથી મન, તો સંકલ્પવિકલ્પ ક્યાં? નથી ચિત્ત, તો અનુસંધાનની કલ્પના ક્યાં? અરે! આત્મામાં નથી ગ્રાહ્ય કે ત્યાજ્ય, તો કેવો પ્રાપ્તિનો સંકલ્પ કે ત્યાગનો વિકલ્પ? આમ, તમામ સંકલ્પ-વિકલ્પોથી રહિત, કલ્પનાથી અતીત, તર્કથી વેગળું, પ્રમાણોથી અગ્રાહ્ય એવું જે આત્મતત્ત્વ છે, તે સદા સર્વદા નિર્વિકલ્પ કહેવાય છે.

**निःसीमनिष्पंदनम्** – સર્વ શરીરોમાં રહેલું અંતર્યામીરૂપી આત્મતત્ત્વ દેશ, કાળ અને વસ્તુની સીમાઓથી પર છે. નથી આત્માનો અંત આકારમાં કે ભેદમાં. તેથી તે વસ્તુગત સજાતીય, વિજાતીય અને સ્વગતભેદશૂન્ય છે. તેમજ સમયમાં નથી આત્માનો પ્રારંભ, તો સમયમાં અંત કેવો? માટે જ સમયની સીમાઓ તેને બંધનમાં નાંખી શકે તેમ નથી. માટે તે અસીમ છે. તે જ ન્યાયે નિરાકાર હોવાથી તે એક જ સમયે એક જ સ્થળમાં હોય તેવું અનિવાર્ય નથી, બલકે તેથી વિપરીત, આત્મા તો એક જ સમયે, સર્વ સ્થળે, સર્વ દેશમાં હાજરાહજૂર હોવાથી આત્માને દેશની સરહદો કે સ્થળના નથી સીમાડા. માટે જ તે 'નિઃસીમ' વિશેષણથી અલંકૃત થયેલો છે. આમ, દેશ, કાળ અને વસ્તુ જેવા પરિબળોથી કદી નથી ચ્યૂત થતો, નથી પરિવર્તન પામતો, નથી તેને કાળની કરવત ધ્રુજાવી શકતી. તે કાળનો પણ કાળ છે, તો તેનામાં કેવાં કંપન? કેવો ભય? માટે જ તેવા આત્મતત્ત્વની સ્તુતિ માટે તેને નવાજવા 'નિષ્પંદનમ્' જેવા વિશેષણની ભાષાએ મહામહેનતે ખોજ કરી છે. આમ, નિઃસીમ અને 'નિષ્પંદન' જેવો આત્મા, નિર્વિકાર જ હોય તેવું ભાગ્યે જ જાહેર કરવાની જરૂરત છે.

**अन्तर्बहिःशून्यम्–अनन्यम्–अद्वयम्–निर्विकारम्**

અસીમ અને નિઃસીમ આત્મતત્ત્વ, દેશ-કાળ અને વસ્તુથી પરિચ્છેદશૂન્ય હોવાથી પૂર્ણ છે. પૂર્ણત્વ કદી બે હોઈ શકે નહીં. માટે આત્મા પૂર્ણ છે એટલું જ નહીં પરંતુ અનુપમેય છે. તેના જેવું અન્ય કોઈ તત્ત્વ નથી. માટે જ તેને ઉપમારહિત અદ્વિતીય તત્ત્વ કહ્યું છે. આમ, આત્મતત્ત્વ એક,

અભેદ, અખંડ, અદ્વિતીય, છે તેથી અભેદ કે અદ્વિતીયમાં જ્યાં દ્વૈતની કલ્પના જ નથી ત્યાં કોણ અંદર અને કોણ બહાર? અંદર-બહારના ભેદ તો દેહના દૃષ્ટિકોણથી છે, જ્યાં જીવાત્મા અંતર્યામી કે પ્રત્યગાત્મા અંદર હોય અને પંચકોશાદિ કે સ્થૂળ શરીર બહાર દૃશ્ય હોય. પરંતુ શુદ્ધ આત્મતત્ત્વમાં જ્યાં ભેદ નથી ત્યાં આંતર્બાહ્ય શૂન્યત્વ જ છે. તે જ ન્યાયે આત્મામાં કોઈ વિકારો સંભવતા નથી. જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ જેવા વિકારો તો જડ દેહમાં જ સંભવી શકે. નિર્વિકાર આત્મામાં કદાપિ નહીં. આવી વિચારણાથી નિતાંત નિષ્કર્ષના નવનીત જેવું સુબોધ તત્ત્વ હસ્તગત થતાં જ્ઞાનમાં સમજાય છે કે જે આત્મતત્ત્વ આકાશવત નિર્મળ છે, નિર્વિકલ્પ છે, નિર્વિકાર છે, નિઃસીમ છે, નિષ્પંદન છે, નિરુપમેય છે, તથા આંતર-બાહ્ય જેવી લક્ષ્મણરેખાથી મુક્ત છે, તે અદ્વય અને અનન્ય બ્રહ્મતત્ત્વ 'સ્વયં, હું પોતે જ છું', આવું મારા આત્મસ્વરૂપનું નિઃસંદેહ પરમ જ્ઞાન મને મારા દ્વારા જો થયું હોય તો મુજ સર્વોત્કૃષ્ટ આત્મતત્ત્વના અભેદજ્ઞાનથી વધુ જાણવા જેવું અન્ય છે શું? तत् अन्यत् किं बोध्यम् ?

(છંદ-શાર્દૂલવિક્રીડિત)

वक्तव्यं किमु विद्यतेऽत्रबहुधा ब्रह्मैव जीवः स्वयं
ब्रह्मैतज्जगदाततं नु सकलं ब्रह्माद्वितीयं श्रुतेः ।
ब्रह्मैवाहमिति प्रबुद्धमतयः सन्त्यक्तबाह्याः स्फुटं
ब्रह्मीभूय वसन्ति सन्ततचिदानन्दात्मनैव ध्रुवम् ॥३६५॥

| | |
|---|---|
| अत्र | = આ બાબતમાં |
| किमु बहुधा वक्तव्यं विद्यते | = વધારે શું કહેવા જેવું છે? |
| जीवः स्वयं ब्रह्म एव | = જીવ પોતે બ્રહ્મ જ છે. |
| एतत् आततं सकलं जगत नु ब्रह्म | = આ વિસ્તાર પામેલું બધું જગત ખરેખર બ્રહ્મ છે. |
| ब्रह्म अद्वितीयं श्रुतेः | = શ્રુતિ પણ કહે છે "બ્રહ્મ અદ્વિતીય છે" |

| | |
|---|---|
| ब्रह्म एव अहं इति | = 'બ્રહ્મ જ હું છું' એવી |
| प्रबुद्धमतयः | = પરિપક્વ બુદ્ધિવાળા (અને) |
| सन्त्यक्तबाह्याः | = બાહ્ય પદાર્થો છોડનારા |
| ब्रह्मीभूय | = બ્રહ્મરૂપ થઈને |
| सन्तत-चिदानन्दात्मना एव | = સદા ચિદાનંદસ્વરૂપે જ |
| ध्रुवं वसन्ति | = અવિચળ રહે છે. |
| स्फुटम् | = (આ વાત) સ્પષ્ટ છે. |

પારમાર્થિક સત્યના દૃષ્ટિકોણથી કે આત્મજ્ઞાનના સંદર્ભમાં તો સ્વયં બ્રહ્મ અજ્ઞાનકાળે જીવ ભાસે છે. પરંતુ જ્ઞાનકાળે તો જીવ બ્રહ્મ છે, તેટલું જ નહીં, પરંતુ જીવ, જગત અને ઈશ્વર, સર્વ કંઈ બ્રહ્મસ્વરૂપ જ છે. તેથી બ્રહ્મના ધર્મ જ જીવ-જગત કે ઈશ્વરના છે તેમ અનિવાર્ય રીતે સ્વીકારવું જ પડે. તેવા અલૌકિક સ્વીકારમાં નથી જન્મ જીવનો, જગતનો, ઈશ્વરનો કે બ્રહ્મનો. માટે જન્મેલું તો મારી આસપાસ કે ચોપાસ કંઈ જ નથી. પરંતુ જે કંઈ છે તે અનાદિ, અજન્મા, અદ્વિતીય, અપૂર્વ આત્મસ્વરૂપ જ છે. તેવી અનુભૂતિના ઉદ્‌ગારમાં અત્રે પ્રશ્ન છે કે આવા પારમાર્થિક સત્યની બાબતમાં કે અભેદજ્ઞાન સંદર્ભે વધુ કહેવા જેવું છે શું? **'वक्तव्यं किमु विद्यते अत्र बहुधा ।'** તાત્પર્યમાં, જીવ અને બ્રહ્મ, અભેદ અને એક છે. તેમ જગત પણ બ્રહ્મસ્વરૂપ છે એ બાબતમાં વધુ કહેવું શું? કારણ કે બ્રહ્મવિદ્યા સંદર્ભે મહદ્‌પ્રમાણ જેવી શ્રુતિ પણ નિર્વિવાદ ઘોષણા કરે છે કે **'ब्रह्म अद्वितीयं इति श्रुतेः ।'** 'બ્રહ્મ અદ્વિતીય છે આ પ્રમાણે શ્રુતિની ઘોષણા છે' આમ હોવાથી, પરિપક્વ બુદ્ધિવાળા અને બાહ્ય વ્યવહારના ત્યાગી સત્પુરુષોએ **"ब्रह्मैवाहम्"** ''હું બ્રહ્મ છું'' તેવા જ્ઞાનોદય દ્વારા સ્વયં બ્રહ્મ થઈને જ સચ્ચિદાનંદ સ્વરૂપે સદા સર્વદા રહેવું જોઈએ.

(છંદ-માલિની)

जहि मलमयकोशेऽहं धियोत्थापिताशां
प्रसभमनिलकल्पे लिंगदेहेऽपि पश्चात् ।

निगमगदितकीर्तिं नित्यमानन्दमूर्तिं
स्वयमिति परिचीय ब्रह्मरूपेण तिष्ठ ॥३६६॥

| | |
|---|---|
| मलमयकोशे | = મળથી ભરેલા શરીરમાં |
| अहं धिया–उत्थापित–आशाम् | = અહંબુદ્ધિથી ઉત્પન્ન થયેલી આશાને |
| जहि | = છોડી દે. |
| पश्चात् अनिलकल्पे | = ત્યાર પછી, વાયુના જેવા ચંચળ, |
| लिंगदेहे अपि | = સૂક્ષ્મ શરીરમાં પણ |
| प्रसभम् | = બળપૂર્વક (આશા ત્યાગી દે.) |
| निगमगदितकीर्तिं नित्यम् | = વેદ જેની કીર્તિ ગાય છે, તેવું નિત્ય |
| आनन्दमूर्तिम् | = આનંદસ્વરૂપ (બ્રહ્મ) |
| स्वयं इति | = સ્વયં ('હું પોતે જ છું') એમ |
| परिचीय | = સમજી |
| ब्रह्मरूपेण | = બ્રહ્મરૂપે |
| तिष्ठ | = સ્થિત થા. |

આદિ શંકરાચાર્યજી મુમુક્ષુ કે શિષ્ય પર અનુગ્રહવર્ષા વરસાવતા ઉદ્બોધે છે કે, માતા–પિતાના મેલના મલિનકાર્યરૂપ સ્થૂળ શરીરમાં અહંબુદ્ધિથી ઉત્પન્ન થયેલી આશા કે કામનાઓનો ત્યાગ કર. તત્પશ્ચાત્ વાયુ જેવા ચંચળ સૂક્ષ્મશરીરમાં કે લિંગ દેહની આસક્તિ કે આશા પણ તું પ્રબળ પુરુષાર્થ દ્વારા છોડી દે. વેદ, વેદની ઋચાઓ કે શ્રુતિના મંત્રો જેની કીર્તિ ગાય છે તે નિત્યાનંદસ્વરૂપ બ્રહ્મ, સ્વયં 'હું પોતે જ છું', એવો બ્રહ્મસાક્ષાત્કાર કરી, સર્વદા પરબ્રહ્મમાં તદ્રૂપ થઈ બ્રહ્મરૂપે જ રહે.

તાત્પર્યમાં, પોતે જ પોતાનો આત્મપરિચય પ્રાપ્ત કરવા પરિચિત અને પરિચયનો પડદો પાડી, સ્વયં પરબ્રહ્મ છે તેવું જાણી, પોતાની પરમ બ્રાહ્મી સ્થિતિમાં પરિપૂર્ણ રહેવું જોઈએ.

'स्वयमिति परिचीय, ब्रह्मरूपेण तिष्ठ ।'

(છંદ-શિખરિણી)

शवाकारं यावत् भजति मनुजः तावदशुचिः
परेभ्यःस्यात् क्लेशो जननमरणव्याधिनिलयः ।
यदाऽऽत्मानं शुद्धं कलयति शिवाकारमचलम्
तदा तेभ्योमुक्तो भवति हि तदाह श्रुतिरपि ॥३६७॥

| | |
|---|---|
| यावत् मनुजः | = જ્યાં સુધી મનુષ્ય |
| शवाकारम् | = મડદા જેવા સ્થૂળ શરીરને |
| भजति | = (આત્મા સમજી) સેવે (ભજે) છે, |
| तावद् अशुचिः | = ત્યાં સુધી (તે) અપવિત્ર છે. |
| जननमरणव्याधिनिलयः | = (અને ત્યાં સુધી) જન્મ-મરણ-વ્યાધિનું ઘર બનેલા તેને |
| परेभ्यः | = બીજાઓથી |
| क्लेशः स्यात् | = દુઃખ થાય છે. |
| यदा | = (પણ) જ્યારે (તે) |
| शिवाकारं शुद्धं अचलम् | = કલ્યાણસ્વરૂપ, શુદ્ધ, અચલ |
| कलयति आत्मानम् | = આત્માને ઓળખે છે. |
| तदा तेभ्यः | = ત્યારે તે બધાથી |
| मुक्तः भवति | = (દુઃખોથી) મુક્ત થાય છે. |
| तत् | = તેવું જ |
| श्रुतिः अपि आह | = શ્રુતિ પણ કહે છે. |

પૂર્વ શ્લોકના પાવન અનુસંધાનમાં પ્રેરણા પાથરવા માટે પુનિત શ્રુતિ સંદેશે છે કે જ્યાં સુધી મનુષ્ય મૃતદેહ કે શબ જેવા આકારના સ્થૂળ શરીરને પોતાનો આત્મા માની, જડ દેહના ચિંતનરૂપ તેની સેવા-સુશ્રુષા કરી, દેહનો જ ભક્ત બની, તેને જ ભજે છે, ત્યાં સુધી મનુષ્ય અપવિત્ર જ રહેવાનો. તેવો મનુષ્ય, જન્મ-મરણ અને વ્યાધિનો ભંડાર કે ઘર હોવાથી જ તે પરાયાં, પારકાં કે અન્યથી ક્લેશ અનુભવે છે. પરંતુ જ્યારે તેવો શોકગ્રસ્ત,

કલ્યાણસ્વરૂપ અર્થાત્ શિવાકાર, શુદ્ધ, અચલ આત્માને અભેદરૂપે જાણે છે ત્યારે જ તેવો પુરુષ, જન્મ-મરણ-વ્યાધિ કે ઉપાધિથી મુક્ત થાય છે. તે જ શ્રુતિનું અભયવચન છે.

(છંદ-અનુષ્ટુપ)

**स्वात्मन्यारोपिताशेषाभासवस्तुनिरासतः ।**
**स्वयमेव परंब्रह्म पूर्णमद्वयमक्रियम् ॥३६८॥**

| | |
|---|---|
| स्वात्मनि | = પોતાના આત્મામાં |
| आरोपित | = આરોપિત |
| अशेष–आभास–वस्तु– | = સર્વ કાંઈ આભાસરૂપી વસ્તુઓનો |
| निरासतः | = નિષેધ (ત્યાગ) કરવાથી |
| स्वयं एव | = (હું) પોતે જ |
| पूर्णं अद्वयं अक्रियं परं ब्रह्म | = અદ્વય અને અક્રિય પરમ બ્રહ્મ (રૂપે રહું છું) |

પોતાના આત્મામાં આરોપિત સર્વ કાંઈ આભાસરૂપી વસ્તુઓનો અર્થાત્ પ્રતીતિ માત્ર પદાર્થોનો નિષેધ કે ત્યાગ કરવાથી, 'હું પોતે જ અદ્વય અને અક્રિય પરં બ્રહ્મ છું', એવો અનુભવ થાય છે.

અત્રે આત્મામાં આરોપરૂપે રહેલા મિથ્યા આભાસોનો ત્યાગ કરવાનું ભલે ઉપદેશાર્થે સૂચવેલું હોય, પરંતુ જ્ઞાનનો મહિમા તો એવો છે કે તેવા ત્યાગ માટે કોઈ સઘન, સબળ પુરુષાર્થની આવશ્યકતા હોતી નથી. પરંતુ ત્યાં ર[illegible] અજ્ઞાન દૂર થતાં કે અધિષ્ઠાનનું જ્ઞાન થતાં આરોપ, વિના પ્રયત્ને આપોઆપ ત્યજાઈ જાય છે. જેમ કે પ્રાતઃકાળે પ્રભાકરના પ્રકાશમાં છીપલીને ચાંદી તરીકે જાણી, તેનું ગ્રહણ કર્યું. તેવા ગ્રહણમાં છીપ ઉપર ચાંદીનો આરોપ છે અને તે આરોપનું કારણ છીપનું અજ્ઞાન છે. પરંતુ જે ક્ષણે હાથથી ઉપાડેલી ચાંદીને ચકાસી અને જણાયું કે જે ચાંદીમાં હું મોહિત થયો છું તે તો રત્નાકરના ભંડારથી ત્યજાયેલી ક્ષુલ્લક છીપલી માત્ર છે, ત્યારે

તેવા જ્ઞાન પશ્ચાત્ કોઈ પણ હેતુપૂર્વકના સબળ, સઘન પુરુષાર્થ કે પ્રયત્ન વિના, હાથથી છીપલી પાછી સરી પડે . તેમ આત્માના જ્ઞાનમાં કે 'હું બ્રહ્માંડનું અધિષ્ઠાન પરબ્રહ્મ છું', તેવા જ્ઞાનમાં અનાયાસે જ આરોપિત વસ્તુઓ સરિયામ સરી પડે છે. તેના ત્યાગ માટે કોઈ વિશેષ સહેતુક પુરુષાર્થની આવશ્યકતા નથી. અરે! જાગૃતિમાં આવતાં જ સ્વપ્નસૃષ્ટિ વિના પ્રયત્ને જેમ વિલય પામે છે, દોરીના જ્ઞાનમાં જેમ ત્યાગ ન કરવા છતાં સર્પ આપોઆપ ત્યજાઈ અદૃશ્ય થાય છે, તેવી જ રીતે હું અદ્વય, અક્રિય, પરબ્રહ્મ છું..'**स्वयमेव परंब्रह्म पूर्णमद्वयमक्रियम् ।**' એવા જ્ઞાનમાં મુજ બ્રહ્મમાં આરોપિત જે કંઈ વસ્તુઓ અજ્ઞાનકાળે જણાતી હતી તે સર્વનો વિશેષ પ્રયત્ન વિના આપોઆપ સહજ નિષેધ થઈ જાય છે.

(છંદ-ઉપજાતિ)

**समाहितायां सति चित्तवृत्तौ**
**परात्मनि ब्रह्मणि निर्विकल्पे ।**
**न दृश्यते कश्चिदयं विकल्पः**
**प्रजल्पमात्रः परिशिष्यते ततः ॥३६६॥**

**निर्विकल्पे सति ब्रह्मणि** = નિર્વિકલ્પ, સત, બ્રહ્મસ્વરૂપ
**परात्मनि** = પરમાત્મામાં
**समाहितायां चित्तवृत्तौ** = અંતઃકરણની વૃત્તિ સમાધિસ્થ થતાં
**अयं कश्चित् विकल्पः** = આ (સંસારરૂપ) કોઈ વિકલ્પ
**न दृश्यते** = જોવામાં આવતો નથી.
**ततः** = પછી તે
**प्रजल्पमात्रः** = (અજ્ઞાનજન્ય) પ્રલપન માત્ર
**परिशिष्यते** = અવશેષ રહે છે.

અંતઃકરણની અશેષ વૃત્તિઓ, નિર્વિકલ્પ સત-બ્રહ્મમાં સ્થિર થતાં સંસારરૂપી કોઈ વિકલ્પ શેષ જણાતો નથી. પરંતુ તત્પશ્ચાત્ તો માત્ર

અજ્ઞાનજન્ય પ્રલપન જ કે મિથ્યા પ્રજ્ઞાવાદ જ અવશેષ રહે છે.

સંસારના અધિષ્ઠાન જેવું બ્રહ્મતત્ત્વ હું જ છું, એવા અપરોક્ષ જ્ઞાનમાં સમજાય છે કે બ્રહ્મ તરીકે હું વાચાતીત કે અવર્ણનીય, તો મારા પરિચય માટે વકતવ્ય કેવું? પ્રવચન ક્યાં? વાણીવિસ્તાર શા માટે? મુજ નિર્વિકલ્પ સત્સ્વરૂપમાં સંસાર જેવો વિકલ્પ નથી, તો મિથ્યા સંસારની ક્યાં કથા? છતાં જો કોઈએ માંડી હોય અકથ્યની કથા, તો જાણે કોણ તેવા અજ્ઞની વ્યાકુળ વ્યથા?

(છંદ-અનુષ્ટુપ)

असत्कल्पो विकल्पोऽयं विश्वमित्येक वस्तुनि ।
निर्विकारे निराकारे निर्विशेषे भिदा कुतः ॥४००॥

| | |
|---|---|
| एक वस्तुनि | = એક બ્રહ્મવસ્તુમાં |
| अयं विश्वम् | = આ વિશ્વ |
| असत्कल्पः विकल्पः इति | = અસત કલ્પના જેવો વિકલ્પ માત્ર છે. |
| निर्विकारे निराकारे | = (તો પછી) નિર્વિકાર, નિરાકાર |
| निर्विशेषे | = (તથા) નિર્વિશેષ બ્રહ્મમાં |
| कुतः भिदा? | = ભેદ ક્યાંથી સંભવે? |

મુજ એક, નિર્વિકલ્પ બ્રહ્મવસ્તુમાં વિશ્વ એ માત્ર અસત કલ્પના કે મિથ્યાકલ્પના જેવો ફક્ત વિકલ્પ જ છે. તાત્પર્યમાં, મુજ બ્રહ્મમાં જો દ્વૈત નથી તો વિશ્વનો મિથ્યા આરોપ કેવો? છતાં જો વિશ્વ અજ્ઞાનકાળે ભાસે છે તો નિશ્ચય તે અસત કલ્પના કે મિથ્યા કલ્પના જેવો વિકલ્પ જ હોવો જોઈએ. આવો વિકલ્પ એ જ મુજ અદ્વિતીય બ્રહ્મ ઉપર થયેલો અધ્યારોપ છે. બાકી આરોપ સિવાય ન મુજમાં કંઈ છે કે હું કોઈમાં છું. જો કોઈ મુજમાં છે તો નિઃસંદેહ આરોપરૂપે છે અને જો હું કોઈમાં છું, તો નિર્વિવાદ અસંગ અંતર્યામી કે સત્તા-સ્ફૂર્તિરૂપે નિર્લેપ રહેલો છું. પરંતુ વાસ્તવિક્તામાં તો **'निर्विकारे निराकारे निर्विशेषे भिदा कुतः ।'** મુજ નિર્વિકાર, નિરાકાર

અને વિશેષણ વગરના નિર્વિકલ્પ અભેદ બ્રહ્મમાં ભેદ સંભવે ક્યાંથી? તે જ ન્યાયે મુજમાં ભેદ નથી, તો મારી બ્રાહ્મી સ્થિતમાં ભંગ ક્યાં? અરે! મુજ અભેદ, અભંગ, બ્રહ્માનુભૂતિમાં ભંગ કે ભેદની નિવૃત્તિ છે તો ક્યાં કેવી ભયની આવૃત્તિ કે ઉત્પત્તિ? અને જો ભય જ નથી તો કેવું સ્પંદન કે રહ્યું ક્યાં ક્રંદન? માટે જ હું તો રહ્યો અભય, અનાક્રમી અને દ્વૈતપ્રપંચનો વિજેતા પરાક્રમી.

(છંદ-અનુષ્ટુપ)

**दृष्टृदर्शनदृश्यादि भावशून्यैकवस्तुनि ।**
**निर्विकारे निराकारे निर्विशेषे भिदा कुतः ॥४०१॥**

**दृष्टृदर्शनदृश्यादि** = દ્રષ્ટા-દર્શન-દશ્ય વગેરેના
**भावशून्ये** = ભાવ (અસ્તિત્વ) રહિત
**एकवस्तुनि** = એક જ વસ્તુ (બ્રહ્મ) છે.
**निर्विकारे** = (તે) નિર્વિકાર
**निराकारे** = નિરાકાર
**निर्विशेषे** = (અને) નિર્વિશેષ બ્રહ્મમાં
**कुतः भिदा** = ભેદ ક્યાંથી સંભવે?

પરબ્રહ્મ દૃષ્ટા, દર્શન અને દૃશ્ય જેવા ભેદથી રહિત અને અખંડ એકવસ્તુ છે. તેવો ઉલ્લેખ દર્શાવે છે કે જ્યાં અવિદ્યાકાળે દ્વૈતનું અસ્તિત્વ હોય ત્યાં જ એક દૃશ્ય હોય અને અન્ય દૃષ્ટા હોય, એક ભોગ્ય હોય તો અન્ય ભોક્તા હોય, કોઈ ધ્યેય વસ્તુ હોય તો કોઈ ધ્યાતા હોય અને તે જ પ્રમાણે જ્ઞેય હોય તો જ્ઞાતા હોય. પરંતુ બ્રહ્મ તો સાક્ષાત્ જ્ઞાનસ્વરૂપ છે, તેથી તેમાં અવિદ્યાના કાર્ય જેવું દ્વૈતદર્શન જ નથી. તે ન્યાયે નથી સૃષ્ટિ, તો સર્જનહાર કેવો? નથી બ્રહ્મથી ભિન્ન કંઈ જ્ઞેય, તો જ્ઞાતા કોણ અને દૃશ્ય જગત નથી તો કેવું દર્શન અને દૃષ્ટા ક્યાં? આમ વિચારતાં પારમાર્થિક સત્યવસ્તુ બ્રહ્મમાં નથી જ્ઞાન, જ્ઞાતા કે જ્ઞેયની ભ્રમણા કે નથી દૃષ્ટા, દર્શન અને દૃષ્ટની અજ્ઞાનજન્ય ત્રિપુટી. આમ, નિર્વિકલ્પ, નિરાકાર અને નિર્વિશેષ બ્રહ્મમાં અનેકતા, ઉપાધિઓ કે દ્વૈતપ્રપંચ નથી, તો ભેદ ક્યાં?

(છંદ-અનુષ્ટુપ)

कल्पार्णव इवात्यन्त परिपूर्णैकवस्तुनि ।
निर्विकारे निराकारे निर्विशेषे भिदा कुतः ॥४०२॥

कल्पार्णव इव = પ્રલયકાળના સાગર જેવી
निर्विकारे निराकारे निर्विशेषे = નિર્વિકાર, નિરાકાર (અને) નિર્વિશેષ
अत्यन्त परिपूर्ण-एकवस्तुनि = અત્યંત પૂર્ણ એક જ વસ્તુમાં
कुतः भिदा = ભેદ ક્યાંથી સંભવે?

જેવી રીતે પ્રલયકાળનો સાગર પોતાના સ્વરૂપમાં પરિપૂર્ણ અને સંતૃપ્ત છે તેવી રીતે પરબ્રહ્મ પણ પોતાના અદ્વિતીય એકરૂપમાં સાગરની જેમ પરિપૂર્ણ હોવાથી, વિકાર વગરનો અને આકારની વિશેષતાથી રહિત છે. નથી તેમાં જીવના વિકારો કે જગતના આકારો, તો ભેદ ક્યાંથી?

જેને અજ્ઞાનકાળે ભેદ દૃશ્ય છે તે જ અન્યમાં રાગ કે દ્વેષ અનુભવે છે અને જેમાં રાગ હોય તેની પ્રાપ્તિ માટે અને દ્વેષ હોય તેના ત્યાગ માટે તે નિરંતર પ્રવૃત્તિશીલ હોય છે. તેવી પ્રવૃત્તિ કે કર્મ, સુખ-દુઃખ અને વાસના જન્માવી બંધનમાં નાંખે છે, જ્યારે બ્રહ્મ તો બંધનમુક્ત હોઈ, નથી તેને સુખ-દુઃખ કે રાગ-દ્વેષના દ્વંદ્વ, તો ભેદ ક્યાં? બ્રહ્મ તો નિષ્ક્રિય છે, નિરવયવી છે, અશરીરી છે, મન રહિત છે અને તે જ કારણે મન નથી તો જુદાઈ ક્યાં? પ્રવૃત્તિશૂન્ય નિષ્ક્રિય બ્રહ્મમાં રાગ-દ્વેષ કેવાં? રાગ-દ્વેષશૂન્ય એક અને અદ્વિતીય બ્રહ્મમાં ગ્રહણ કે ત્યાગનો ભેદ ક્યાં? ગ્રહણ અને ત્યાગ તો ઊણપ કે અપૂર્ણતામાં છે, બ્રહ્મ તો છલોછલ ભરેલા સાગર જેવો છે. પોતે પોતાનામાં પોતા દ્વારા સંતૃપ્ત છે, પછી ગ્રહણ અને ત્યાગ જેવું ભેદમય દર્શન સંભવે ક્યાં?

(છંદ-અનુષ્ટુપ)

तेजसीव तमो यत्र प्रलीनं भ्रान्ति कारणम् ।
अद्वितीये परे तत्त्वे निर्विशेषे भिदा कुतः ॥४०३॥

तेजसि तमः इव = પ્રકાશમાં અંધકાર જેમ (નાશ પામે છે તેમ)
यत्र भ्रान्ति कारणं प्रलीनम् = જે(જ્ઞાન)માં ભ્રાંતિનું કારણ નાશ પામે છે
अद्वितीये निर्विशेषे = તે અદ્વિતીય, નિર્વિશેષ
परे तत्त्वे = પરમ તત્ત્વમાં
कुतः भिदा = ભેદ ક્યાંથી સંભવે?

(છંદ-અનુષ્ટુપ)

एकात्मके परे तत्त्वे भेदवार्ता कथं भवेत् ।
सुषुप्तौ सुखमात्रायां भेदः केनावलोकितः ॥४०४॥

एकात्मके परे तत्त्वे = એક માત્ર પરમતત્ત્વમાં
भेदवार्ता = ભેદની વાર્તા જ
कथं भवेत्? = કેવી રીતે સંભવે?
सुखमात्रायाम् = જેમાં માત્ર સુખ જ અનુભવાય છે એવી
सुषुप्तौ = સુષુપ્તાવસ્થામાં
भेदः = ભેદ
केन = કોણે
अवलोकितः? = જોયો છે?

પ્રકાશના ઉદયમાં અંધકારનો અસ્ત થાય છે અર્થાત્ બન્ને અન્યોન્યના પૂર્ણ વિરોધી હોવાથી જેમ એક સમયે, એક સ્થળે, એક સાથે અસ્તિત્વ ધરાવી શકે નહીં, તેવી જ રીતે ભ્રાંતિ કે ભ્રમને જન્માવનારું કારણ અજ્ઞાન અને તેથી પૂર્ણ વિરોધી આત્મજ્ઞાન, બન્ને અંધકાર અને પ્રકાશ જેમ અન્યોન્યના પૂર્ણ વિરોધી હોવાથી એક સમયે, એક સ્થળે, એક સાથે અસ્તિત્વમાં હોઈ શકે નહીં. તે ન્યાયે સ્પષ્ટ છે કે બ્રહ્મ તો અદ્વિતીય, નિર્વિશેષ અને જ્ઞાનસ્વરૂપ છે તો તેમાં અજ્ઞાન ક્યાં? જો અજ્ઞાન નથી તો તેનું કાર્ય ભેદદર્શન કેવું? બ્રહ્મજ્ઞાન અને ભ્રમ, તેજ અને તમ જેવા વિરોધી હોઈ એકની ઉપસ્થિતિમાં

અન્ય સંભવી શકે નહીં. માટે જ અત્રે સ્પષ્ટ છે કે "**अद्वितीये निर्विशेषे भिदा कुतः ।**" આમ, અભેદ એક પરમતત્ત્વ બ્રહ્મમાં ભેદની ચર્ચા, તર્ક-વિતર્ક, તે વિષેનો સંવાદ કે ભેદમય વાર્તાલાપ સંભવી શકે તેમ નથી. "**एकात्मके परे तत्त्वे भेदवार्ता कथं भवेत् ।**"

સુષુપ્તિની અવસ્થામાં અનેકતા, જુદાઈ કે ભેદ અનુભવાતા નથી. ત્યાં નથી ભેદ સજ્જન કે ચોરના, નથી પુણ્ય કે પાપના, નથી સકામ કે નિષ્કામ જેવા કર્મના, નથી ગ્રહણ કે ત્યાગના, નથી ભોગ્ય કે ભોક્તાના. અરે! ત્યાં નથી કાંઈ દૃશ્ય કે હોઈ શકે દૃષ્ટા, નથી કાંઈ જ્ઞેય કે તેનો જ્ઞાતા. આમ, દ્વૈતસૃષ્ટિનો અભાવ છે માટે નથી શંકા કે સમાધાનની ઝંઝટ, નથી પ્રશ્ન કે નથી સંભવતું ઉત્તરનું સંશોધન, નથી કોઈ સંતપ્ત કે શોકમગ્ન કે જેથી હોય આશ્વાસનની પ્રવૃત્તિ, નથી હતાશા, નિરાશા કે ભગ્નાશાના વંટોળ, તો જરૂર ક્યાં પ્રોત્સાહનના પૂરની? અરે! નથી સુષુપ્તિમાં દુ:ખનો દરિયો કે સુખનો જળપ્રપાત. આમ, પ્રવૃત્તિશૂન્ય, નિષ્ક્રિય સુષુપ્તિમાં નથી સ્પર્ધા કે કોઈ મોખરે હોય અને કોઈ આખરે હોય. તેથી નથી સ્પર્ધાની તંગ અવસ્થા, નથી કંઈ લૂંટાઈ જવાની ચિંતા કે પ્રાપ્તિનો ઉમંગ. આમ, સર્વ કાંઈના અભાવમાં જ જેમ માત્ર સુખ જ અનુભવાય છે, ભેદ કે ભય નહીં, તે જ પ્રમાણે ભેદશૂન્ય અખંડ, એક પરબ્રહ્મમાં અનુભવાય છે માત્ર અતીન્દ્રિય સુખ અને અભેદ, અખંડ, અલૌકિક આનંદ.

(છંદ-ઉપજાતિ)

**न ह्यस्ति विश्वं परतत्त्वबोधात्**
**सदात्मनि ब्रह्मणि निर्विकल्पे ।**
**कालत्रये नाऽप्यहिरीक्षितो गुणे**
**न ह्यम्बुबिन्दुर्मृगतृष्णिकायाम् ॥४०५॥**

**कालत्रये** = (ભૂત-ભવિષ્ય અને વર્તમાન) ત્રણે કાળમાં
**गुणे** = દોરીમાં
**अहिः** = સર્પ

न अपि ईक्षितः = (કોઈએ) પણ જોયો નથી.
मृगतृष्णिकायाम् = (અને) ઝાંઝવાના જળમાં
न अम्बुबिन्दुः हि = જળનું એક ટીપું પણ (કોઈએ જોયું નથી.)
परतत्त्वबोधात् = (તેમ) પરતત્ત્વનું જ્ઞાન થતાં
निर्विकल्पे = નિર્વિકલ્પ (અને)
सदात्मनि = સત્સ્વરૂપ
ब्रह्मणि = બ્રહ્મમાં
विश्वं न हि अस्ति = જગત (ખરેખર) છે જ નહીં.

અજ્ઞાનકાળે દોરીમાંથી જન્મેલો ભ્રાંતિરૂપી સર્પ, દોરી ઉપર જ દેખાય છે અને જ્ઞાન થતાં અર્થાત્ ભ્રાંતિ દૂર થતાં દોરીમાં જ લય પામે છે છતાં વાસ્તવિકતામાં ભ્રાંતિરૂપે અનુભવાયેલ સર્પ ભૂત, ભવિષ્ય કે વર્તમાન એક પણ કાળે સત્ય નહોતો, નથી અને હોઈ શકે પણ નહીં. તે જ પ્રમાણે ઝાંઝવાના જળ દેખાય ખરાં, પરંતુ તેવા મૃગજળનું એક ટીપું પાણી પણ વાસ્તવિક કે સત્યતામાં કોઈ પણ કાળે કોઈએ જાણેલું હોતું નથી. તે તો જળની ભ્રાંતિ છે, જળ નહીં. તે જ પ્રમાણે નિર્વિકલ્પ બ્રહ્મનું જ્ઞાન થતાં સમજાય છે કે સત્સ્વરૂપ બ્રહ્મમાં જગત્ત આરોપરૂપે અનુભવાય છે ખરું, પરંતુ ભ્રાંતિકાળે દેખાયેલા સર્પ જેમ ભૂત, ભવિષ્ય કે વર્તમાન એક પણ કાળે જગતનું સાચું અસ્તિત્વ હોઈ શકે નહીં.

જો જગત સત્ય હોય તો, તેનો કદી બાધ થાય નહીં. પરંતુ સુષુપ્તિમાં જગતનો અભાવ જણાય છે, તેથી જગત સત્ય નથી, તે જ પ્રમાણે જાગ્રતમાં દેખાતું જગત, સ્વપ્નમાં નથી અને સ્વપ્નસૃષ્ટિ જાગ્રતમાં હોતી નથી. આમ, જાગ્રત અને સ્વપ્નસમયનું જગત, અસત કે ખોટું હોવા છતાં, તેવું અસત જગત ખોટે ખોટું પણ સુષુપ્તિમાં તો જણાતું નથી, તો જગતની રહી ક્યાં સત્યતા? કે કેવું જગતનું નિત્યત્વ? કે ક્યાં રહ્યું તેનું સાચું સતત્વ? માટે જ કહ્યું કે જગત કોઈ કાળે અસ્તિત્વમાં નથી. **"न ह्यस्ति विश्वं कालत्रये"**

''કાળત્રિપુટીમાં ક્યાંય જગત અસ્તિત્વ ધરાવતું નથી.''

શ્રુતિ ઉદ્‌ઘોષણા કરે છે કે આ દ્વૈતમય જગત માયામાત્ર જ છે. પારમાર્થિક દૃષ્ટિએ વિચારતાં પણ જગતમાં ભેદ છે જ નહીં. સર્વ કંઈ અભેદ અને અદ્વૈત જ છે. જેવી રીતે સુષુપ્તિની અવસ્થામાં સર્વ કંઈ અભેદ અને અદ્વૈત જ અનુભવાય છે તેમ વાસ્તવમાં અદ્વૈત જ સત્ય છે પરંતુ દ્વૈત કે ભેદ તો માયાનું કાર્ય છે. માયા પોતે ત્રિકાલાબાધિત સત્ય નથી. તો પછી માયાનું કાર્ય જગત સત્ય ક્યાંથી હોય? જેમાં જેમાં ભેદ છે, દ્વૈત છે, જુદાઈ છે, અનેકતા છે, તે સર્વ કંઈ દેશ-કાળ અને વસ્તુ દ્વારા પરિચ્છિન્ન છે અને દ્વૈતસૃષ્ટિમાં સર્વ કાંઈ પરિચ્છિન્ન હોવાથી અલ્પ છે. જ્યાં જ્યાં અલ્પત્વ છે તે નાશવાન છે, સીમિત છે, બાધિત થવાના સ્વભાવવાળું છે. કારણ કે તમામ દ્વૈતમય કે ભેદમય સૃષ્ટિમાં જે કંઈ છે, તેનો જન્મ છે તેથી સ્વાભાવિક જન્મ પૂર્વે તે સૌનો અભાવ સિદ્ધ થાય છે અને નાશ પછી પુનઃ અભાવ થશે એ નિશ્ચિત છે માટે, દ્વૈતમય સૃષ્ટિ અભાવયુક્ત હોવાથી માયા જેવી મિથ્યા જ છે. સ્વયં માયાનો જ્ઞાનકાળે જો અભાવ થાય, તો તેના કાર્યરૂપી દ્વૈતજગતનો અભાવ થાય તેમાં કેવું આશ્ચર્ય? દ્વૈતસૃષ્ટિમાં દેખાતું સર્વ કંઈ સૃષ્ટિ પૂર્વે નહોતું કારણ કે સૃષ્ટિ પૂર્વે તો એક, અખંડ, અદ્વૈત, આત્મતત્ત્વ જ હતું. છતાં ઉપાધિભેદે જીવ અને જગત જેવા, ભોગ્ય અને ભોક્તા જેવા, કર્તા અને કર્મ જેવા તમામ ભેદ માયાકલ્પિત જ છે. તેથી રખે કોઈ એવું માને કે માયા નામની કોઈ શક્તિએ ભેદ રચ્યા હશે. વાસ્તવમાં તો જીવના સંદર્ભમાં માયા જ અવિદ્યા કહેવાય છે અને અવિદ્યાગ્રસ્ત મનુષ્ય, અવિદ્યાના આવરણને લીધે, નામ અને આકારના, કાર્ય કે ઉપાધિનાં ભેદને સાચા માને છે. હકીકતમાં જેમ તરંગ, પરપોટા, ફીણ આદિના નામ અને આકારો દૂર કરવામાં આવે તો જળતત્ત્વ તો તે સૌમાં એક અને અખંડ છે. તે જ પ્રમાણે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ જેવા નામ અને ઉપાધિના ભેદમાં પણ અદ્વૈત તત્ત્વ તો એકનું એક જ છે. અવિદ્યાને લીધે જ જીવાત્મા જીવ, જગત અને ઈશ્વર જેવા ભેદ, દ્વૈત અને ત્રૈત કલ્પે છે. પરંતુ જેમ સુષુપ્તિમાં ભેદની ભ્રમણા કે દ્વૈતની ગંધ નથી, તે જ પ્રમાણે આત્મજ્ઞાનકાળે નથી ભેદ કે તેનું દુઃખ કે શોક અને નથી દ્વૈત કે તેનો મોહ. આમ, એક અખંડ આત્મદૃષ્ટિમાં શોક અને મોહનું

આત્યંતિક નિવારણ થાય છે અને બચે છે દ્વૈતરહિત અદ્વૈત આત્મતત્ત્વ. તેમાં કેવો મોહ કે રહે ક્યાં શોક? તેથી શ્રુતિ જણાવે છે કે

'तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यतः ।'

(ઈશાવાસ્યોપનિષદ-૭)

"જ્યાં એકત્વનું દર્શન છે ત્યાં કેવો મોહ? (અને) કેવો શોક?"

પરમાર્થમાં, આત્મજ્ઞાનમાં, અભેદદષ્ટિમાં, અદ્વૈત અધિષ્ઠાનમાં દ્વૈત છે જ નહીં, પરંતુ અવિદ્યા અને માયાની ભ્રાંતિથી જ કલ્પાય છે તથા અધ્યાસરૂપે પ્રતીત થાય છે.

(છંદ-અનુષ્ટુપ)

मायामात्रमिदं द्वैतमद्वैतं परमार्थतः ।
इति ब्रूते श्रुतिः साक्षात्सुषुप्तावनुभूयते ॥४०६॥

| | |
|---|---|
| इदं द्वैतम् | = આ દ્વૈત (જગત) |
| मायामात्रम् | = માત્ર માયા જ છે. |
| परमार्थतः | = વાસ્તવિકતામાં (પરમાર્થે) |
| अद्वैतम् | = અદ્વૈત જ છે. |
| इति श्रुतिः ब्रूते | = એમ શ્રુતિ કહે છે. (અને) |
| सुषुप्तौ | = સુષુપ્તિની અવસ્થામાં |
| साक्षात् | = સાક્ષાત્ |
| अनुभूयते | = અનુભવાય છે. |

(છંદ-અનુષ્ટુપ)

अनन्यत्वमधिष्ठानादारोप्यस्य निरीक्षितम् ।
पण्डितैः रज्जुसर्पादौ विकल्पो भ्रान्तिजीवनः ॥४०७॥

| | |
|---|---|
| रज्जुसर्पादौ | = રજ્જુ-સર્પ વગેરે દૃષ્ટાંતમાં |
| निरीक्षितम् | = જાણવામાં આવે છે |
| पण्डितैः | = (તેમ) બુદ્ધિમાનોએ |

आरोप्यस्य = અધ્યસ્ત કે આરોપિત વસ્તુનો
अधिष्ठानात् = અધિષ્ઠાનથી
अनन्यत्वम् = અભેદ (કહ્યો છે) (અને)
विकल्पः भ्रान्तिजीवनः = (સર્પ જેવા) વિકલ્પનું જીવન ભ્રાંતિપર્યંત જ (જાણેલું છે.)

રજ્જુમાં સર્પ આરોપ કે અધ્યસ્ત છે તેથી રજ્જુરૂપી અધિષ્ઠાનથી અધ્યસ્ત કે આરોપિત સર્પ જુદો નથી કારણ કે રજ્જુ વિના સર્પને સ્વતંત્ર અસ્તિત્વ કે પ્રકાશત્વ હોતું નથી. રજ્જુમાંથી જ તે જન્મે, રજ્જુમાં જ અંતે વિલય પામે છે. તેથી રજ્જુથી ભિન્ન આરોપરૂપી સર્પ હોતો નથી. તે જ પ્રમાણે બુદ્ધિમાન પંડિતોએ આરોપરૂપે કે અધ્યસ્ત તરીકે રહેલા દ્વૈતજગતનો અધિષ્ઠાન આત્માથી અભેદ કે અનન્યત્વ અનુભવેલું છે તથા વિકલ્પ કે ભેદનું જીવન ભ્રાંતિપર્યંત જ જાણેલું છે. અર્થાત્ જ્યાં સુધી ભ્રાંતિ કે અવિદ્યા જીવતી હોય છે, તેની અસર કે આવરણ જીવને ઢાંકી રાખે છે, તેટલા સમય સુધી જ ભેદ કે સંકલ્પવિકલ્પનું જીવન ટકે છે. અધિષ્ઠાન રજ્જુનું જ્ઞાન થતાં જેમ નથી સર્પ કે તેનો ભય તેમ અધિષ્ઠાન આત્માનું જ્ઞાન થતાં નથી સંસાર કે દેહ, તેથી નથી પ્રલયનો ડર કે મૃત્યુનો ભય.

(છંદ-અનુષ્ટુપ)

चित्तमूलो विकल्पोऽयं चित्ताभावे न कश्चन ।
अतश्चित्तं समाधेहि प्रत्यग्रूपे परात्मनि ॥४०८॥

अयं विकल्पः = આ (દૃશ્ય જગતરૂપી) વિકલ્પ
चित्तमूलः = ચિત્તને કારણે છે.
चित्ताभावे = ચિત્ત ન હોય તો
न कश्चन = કોઈ ભેદ જ નથી.
अतः = માટે
प्रत्यक्-रूपे = પ્રત્યક્ ચૈતન્યસ્વરૂપ
परात्मनि = પરબ્રહ્મમાં

चित्तम् = ચિત્તને
समाधेहि = સમાધિસ્થ કર.

### આત્મચિંતન

આ વિકલ્પમય સંસાર અગર ભેદમય સૃષ્ટિ ચિત્તને કારણે છે. ચિત્ત ન હોય તો ભેદદર્શન અગર સંકલ્પ-વિકલ્પ જણાતા નથી. તેથી પ્રત્યક્ ચૈતન્યસ્વરૂપ પરબ્રહ્મમાં જ ચિત્તને સ્થિર કરવું જોઈએ.

સુષુપ્તિમાં ચિત્ત કે મન નથી તેથી નથી ત્યાં સંકલ્પ-વિકલ્પરૂપી જુદાઈ, અનેકતા કે ભેદસૃષ્ટિ. મન કે ચિત્ત જ ભેદનું દર્શન કરે છે અને નાનાત્વમાં આસક્ત થઈ અનર્થોની જાળ રચે છે. માટે ચિત્તનો બ્રહ્મભાવે પરબ્રહ્મમાં વિલય કરવો જ ઈષ્ટ છે. કારણ કે જો ચિત્ત નથી તો દ્વૈત કે ભેદ ન હોઈ શકે. "चित्ताभावे न कश्चन ।"

(છંદ-માલિની)

किमपि सततबोधं केवलानन्दरूपं
निरुपममतिवेलं नित्यमुक्तं निरीहम् ।
निरवधि गगनाभं निष्कलं निर्विकल्पं
हृदि कलयति विद्वान् ब्रह्मपूर्णं समाधौ ॥४०६॥

विद्वान् = વિદ્વાન
किमपि सततबोधम् = કાંઈક જે નિત્ય જ્ઞાનસ્વરૂપ,
केवलानन्दरूपम् = કેવળ આનંદરૂપ,
निरुपमम् = ઉપમા રહિત,
अतिवेलम् = કાળથી પર
नित्यमुक्तम् = સદા મુક્ત,
निरीहम् = ક્રિયા વગરનું
निरवधि गगनाभम् = આકાશની માફક સીમા વગરનું,
निष्कलम् = અવયવ વગરનું

निर्विकल्पम् = નિર્વિકલ્પ
ब्रह्मपूर्णम् = પરિપૂર્ણ બ્રહ્મનો
समाधौ = સમાધિ અવસ્થામાં
हृदि = પોતાના અંતઃકરણમાં
कलयति = અપરોક્ષ અનુભવ કરે છે.

પ્રસ્તુત શ્લોકમાં સમજાવ્યું છે કે વિદ્વાન સમાધિ અવસ્થામાં કેવા પ્રકારનું બ્રહ્મતત્ત્વ અનુભવે છે.

જે નિત્ય જ્ઞાનસ્વરૂપ અર્થાત્ ઉદય અને અસ્તરહિત શાશ્વત ભાવસ્વરૂપ હોવાથી કેવળ આનંદરૂપ છે, ઉપમારહિત છે કારણ કે તેના જેવું અન્ય કાંઈ છે જ નહીં, તેવા કાળાતીત, સદામુક્ત, નિષ્ક્રિય, આકાશવત, અસીમ, નિરવયવી તથા નિર્વિકલ્પ પૂર્ણ બ્રહ્મનો વિદ્વાન પુરુષ સમાધિની અવસ્થામાં પોતાના હૃદયદેશમાં અપરોક્ષ અનુભવ કરે છે.

અત્રે ભલે શિષ્યને નિર્વિકલ્પ સમાધિનો કે પૂર્ણબ્રહ્મનો નિર્દેશ કરવા અનેક વિશેષણો વપરાયા હોય, છતાં સમજવું કે પરબ્રહ્મ તો વાચાતીત છે, અવર્ણનીય છે, વિશેષણમુક્ત નિર્વિશેષ છે. છતાં જ્યારે બ્રહ્મનો ઉપદેશ આપવા માટે ભાષાનો અગર વાણીનો જ ઉપયોગ કરવાના સંજોગો ઊભા થાય ત્યારે વાણી સાંત હોવા છતાં, સ્વરૂપે વામણી હોવા છતાં, ભાષાની ઊણપ અને મર્યાદાઓનો સ્વીકાર કરવા છતાં, આપણે તેનો જ પ્રયોગ બ્રહ્મતત્ત્વના ઉપદેશાર્થે કરવાનો હોય છે. છતાં વિચક્ષણ આચાર્યો કે ગુરુજનો ભાષા કે વાણીનો પ્રયોગ કરી, શબ્દોને પાછા ખેંચી લેવાની કળામાં માહેર હોય છે. તેથી શબ્દનો પ્રયોગ કરવા છતાં, ભાષાને વાપરવા છતાં, વાણી દ્વારા નિર્દેશ કરવા છતાં જાણે તેવા કોઈ સાધનનો પ્રયોગ કરતાં નથી તેવું દર્શાવવા મોટે ભાગે વિરોધાભાસી શબ્દોનો પ્રયોગ થાય છે. તદુપરાંત બ્રહ્મતત્ત્વ 'આ જ છે' તેવું ન કહેતા, કાં તો **'नेति नेति'** શબ્દોનો ઉપયોગ થાય અગર બ્રહ્મ કે આત્મા કોઈના જેવો છે, દા.ત. આકાશવત, પ્રકાશવત, જળ–કમળવત એવું કહેવામાં આવે છે. પરંતુ સીધે સીધો પ્રત્યક્ષ પરિચય કરાવવાનું

વાણીનું સામર્થ્ય હોતું નથી. તેથી ઘણી વાર બ્રહ્મના નિર્દેશ માટે અનેક વિશેષણો વાપરવા છતાં નિર્દેશક કે ઉપદેશકને અતૃપ્તિ જ જણાતી હોય છે. તેનું કારણ પોતાની અનુભૂતિની નહીં પરંતુ અભિવ્યક્તિના માધ્યમની ઊણપ જ સમજવી. માટે ઘણીવાર વિવેચકો જણાવે છે કે બ્રહ્મતત્ત્વ પાસેમાં પાસે છે તેથી દૂરમાં દૂર પણ છે; તે મહાનથી પણ મહાન છે અને અણુનો પણ અણુ છે; તે સર્વત્ર છે માટે ક્યાંય દેખાતો નથી, તે કંઈ કંઈ છે માટે કંઈ જ નથી. આમ, શબ્દોનો પ્રયોગ કરી બુધજનો શબ્દોને પાછા ખેંચી લેવાની કળામાં પારંગત હોવાથી સંકેતે છે કે ભલે બ્રહ્મસંદર્ભે અમે ઘણું કહ્યું છતાં બ્રહ્મ વાચાતીત હોવાથી અમે તો મૌન જ છીએ.

(છંદ–માલિની)

प्रकृतिविकृतिशून्यं भावनातीतभावं
समरसमसमानं मानसंबंधदूरम् ।
निगमवचनसिद्धं नित्यमस्मत्प्रतिष्ठं
हृदि कलयति विद्वान् ब्रह्मपूर्णं समाधौ ॥४१०॥

विद्वान् = વિદ્વાન
हृदि = અંતઃકરણમાં
प्रकृतिविकृतिशून्यम् = પ્રકૃતિના વિકારોથી રહિત
भावनातीतभावम् = ભાવનાથી મુક્ત ભાવસ્વરૂપ
समरसम् = સમાન રસસ્વરૂપ
असमानम् = જેની સમાન કંઈ નથી તેવું
मानसंबंधदूरम् = પ્રમાણાતીત,
निगमवचनसिद्धम् = વેદના વચનોથી સિદ્ધ,
नित्यम् = નિત્ય
अस्मत् प्रतिष्ठम् = 'હું'રૂપે સ્થિત
ब्रह्मपूर्णम् = એવા પૂર્ણ બ્રહ્મને
समाधौ = સમાધિમાં

कलयति = (અપરોક્ષ) જાણે છે.

વિદ્વાન પુરુષ પોતાના હૃદયમાં પ્રકૃતિના વિકારોથી રહિત અર્થાત્ કોઈ પણ જાતના પરિવર્તનશૂન્ય, અચળ, ભાવશૂન્ય સ્વભાવવાળા, બંધન અને મોક્ષ જેવી વિષમતાથી મુક્ત, સમરસરૂપે રહેલા અગર સમત્વ સ્વરૂપવાળા, ઉપમારહિત, પ્રત્યક્ષાદિ પ્રમાણોથી અપ્રમેય, પરંતુ જે માત્ર વેદવાક્યો દ્વારા સિદ્ધ થઈ શકે તેવું, નિત્ય અને "अस्मत्" કે ''હું'' પ્રત્યયરૂપે પ્રતિષ્ઠિત છે, એવા પૂર્ણબ્રહ્મનો સમાધિમાં સાક્ષાત્કાર કરે છે.

(છંદ–માલિની)

अजरममरमस्ताभासवस्तुस्वरूपं
स्तिमितसलिलराशिप्रख्यमाख्याविहीनम् ।
शमितगुणविकारं शाश्वतं शान्तमेकं
हृदि कलयति विद्वान् ब्रह्मपूर्णं समाधौ ॥४११॥

अजरम् = ઘડપણ વગરનું,
अमरम् = નાશ ન થાય તેવું,
अस्ताभासवस्तुस्वरूपम् = આભાસશૂન્ય, વસ્તુસ્વરૂપ
स्तिमितसलिलराशिप्रख्यम् = મોજાં વગરના અચળ સાગર જેવું
आख्याविहीनम् = વ્યાખ્યા રહિત
शमितगुणविकारम् = ત્રણેય ગુણોના વિકારો જેમાં શાન્ત થયા છે,
शाश्वतं शान्तम् = શાશ્વત શાન્તસ્વરૂપ, (અને)
एकम् = એક (એવા)
पूर्णं ब्रह्म = પૂર્ણ બ્રહ્મને
विद्वान् = જ્ઞાની (પુરુષ)
हृदि = અંતઃકરણમાં
समाधौ = સમાધિ સમયે
कलयति = (અપરોક્ષ) જાણે છે.

જે અજર અર્થાત્ ઘડપણ કે જરા જેવા વિકાર વગરનું છે, નાશરહિત, આભાસશૂન્ય અને સદ્વસ્તુસ્વરૂપ છે, તરંગ વિનાના સાગર જેવું અચળ છે, અરૂપ અને અનામી છે, સત્ત્વ, રજસ અને તમસ જેવા ગુણોના વિકારોથી જે મુક્ત કે નિવૃત્ત છે, શાશ્વત શાંતિરૂપે છે તેવા અદ્વિતીય પૂર્ણબ્રહ્મને વિદ્વાન પુરુષ પોતાના હૃદયદેશમાં સમાધિ સમયે અભેદરૂપે અનુભવે છે.

આવી જ રીતે ઉપરના ત્રણ શ્લોકમાં વિદ્વાન પુરુષ સમાધિ સમયે કેવી અનુભૂતિ કરે છે તેનો ચિતાર આપવામાં આવ્યો. કારણ કે વિદ્વાનની અનુભૂતિ જ સાધકનો આદર્શ છે, સિદ્ધ પુરુષના લક્ષણ જ સાધક માટે સાધન છે, જીવન્મુક્તપુરુષની સમ્યક્ દૃષ્ટિ જ બદ્ધ કે અજ્ઞ માટે અનુકરણીય તથા અનુસરણીય છે. માટે આદિ શંકરાચાર્યજીએ ઉપરોક્ત શ્લોકો દ્વારા વિદ્વાનની અનુભૂતિનો પરિચય કરાવ્યો છે. જેથી સાધક કે મુમુક્ષુને સંકેત કે માર્ગદર્શન પ્રાપ્ત થઈ શકે.

(છંદ-ઉપજાતિ)

**समाहितान्तःकरणः स्वरूपे**
**विलोकयात्मानमखण्डवैभवम् ।**
**विच्छिन्धि बन्धं भवगन्धगन्धितं**
**यत्नेन पुंस्त्वं सफलीकुरुष्व ॥४१२॥**

**स्वरूपे समाहितान्तःकरणः** = પોતાના અંતઃકરણને આત્મ-સ્વરૂપમાં સમાહિત કરી
**अखंडवैभवं आत्मानं विलोकय** = આત્માના અખંડ વૈભવનો અનુભવ કર, (તત્પશ્ચાત્)
**भवगन्धगन्धितं बन्धम्** = સંસારની ગંધથી ગંધાતા બંધનને
**विच्छिन्धि** = કાપી નાંખીને,
**यत्नेन** = પ્રયત્નપૂર્વક
**पुंस्त्वम्** = (તારા) પૌરુષત્વને
**सफली-कुरुष्व** = સફળ કર.

જ્ઞાનીની સમાધિગત અનુભૂતિનું દર્શન કરાવ્યા બાદ હવે સાધકને આચાર્યશ્રી શિષ્યભાવે ઉપદેશે છે કે પોતાના અંતઃકરણને આત્મસ્વરૂપમાં સ્થિત કરી, આત્માના અખંડ વૈરાગ્યનો અનુભવ કર અને તત્પશ્ચાત્ સંસારની ગંધથી ગંધાઈ રહેલા બંધનને દૃઢતાપૂર્વક કાપી નાંખ. તેવા પ્રયત્નથી જ તારા પૌરુષત્વને તું સાર્થક કરી શકીશ.

અત્રે સંકેત છે કે મનુષ્યજન્મે સૌ કોઈને પૌરુષત્વ તો મળેલું જ છે. સ્ત્રી હોય કે પુરુષ, સર્વને બંધન કાપવાનું, ચૈતન્ય મહાસાગરમાં કૂદવાનું, નરથી નારાયણ થવાનું, શબવત જીવન ત્યાગી શિવમય જીવન સ્વીકારવાનું, અજ્ઞાનના ઘોર તિમિરથી છલાંગ લગાવી પ્રકાશ જેવા પરમાત્માને પકડી પ્રકાશમય બનવાના દૈવતથી કોઈ વંચિત નથી.

તાત્પર્યમાં સૌને દૈવત, સામર્થ્ય કે પૌરુષત્વ તો પરમાત્માએ પ્રદાન કરેલું જ છે પછી તે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય કે શૂદ્ર, ભણેલો કે અભણ, સશક્ત કે અશક્ત, રાજા કે રંક ગમે તે હોય, છતાં જો કોઈ અભાગિયો દુર્ભાગ્યથી રત્ન જેવા મનુષ્ય જન્મનો અને અમોઘ શસ્ત્ર જેવા પૌરુષત્વનો ઉપયોગ બંધનના ઉચ્છેદ માટે ન કરે અને બંધનનું નિકંદન ન કાઢે તો તેનો મનુષ્યજન્મ સદંતર નિષ્ફળ જાય છે. એટલું જ નહીં, પરંતુ તેવા ભીરુ, નિર્બળ મનુષ્યને બંધનથી મુક્તિનો અને આત્મસાક્ષાત્કારનો અધિકાર જ હોતો નથી. માટે જ શ્રુતિએ ઘોષણા કરી કે **'नायं आत्मा बलहीनेन लभ्यः ।'**

(છંદ-અનુષ્ટુપ)

**सर्वोपाधिविनिर्मुक्तं सच्चिदानन्दमद्वयम् ।**
**भावयात्मानमात्मस्थं न भूयः कल्पसेऽध्वने ॥४१३॥**

**सर्वोपाधिविनिर्मुक्तम्** = સમસ્ત ઉપાધિઓથી રહિત,
**सच्चिदानन्दम्** = સત-ચિત-આનંદસ્વરૂપ
**अद्वयम्** = અદ્વિતીય
**आत्मस्थम्** = પોતાની અંદર જ રહેલા

आत्मानम् = આત્માની
भावय = ભાવના કર.
भूयः = (તેથી) ફરીથી
अध्वने = સંસારના માર્ગમાં
न कल्पसे = આવવાનું થાય નહીં.

વિદ્વાનની સમાધિગત અનુભૂતિનો અણસાર આપ્યા બાદ, તેવી વિચારણાના સમાપન પ્રત્યે પ્રસ્થાન કરતાં, પાવન પ્રસાદમય પ્રેરણા પ્રદાન કરવામાં આવે છે કે હે પરમાત્મમાર્ગના પથિક! જ્યારે તું સમસ્ત ઉપાધિઓથી રહિત સચ્ચિદાનંદસ્વરૂપ અદ્વિતીય આત્માની પોતાની અંદર જ અનુભૂતિ કરીશ ત્યારે તું ફરીથી કદી સંસાર માર્ગે પ્રવેશ પામીશ નહીં. અર્થાત્ તું આવાગમનવાળા સંસારચક્રથી સદાને માટે મુક્ત થઈ જઈશ.

તત્ત્વાર્થે જે કોઈ પરબ્રહ્મ સાથે અભેદાનુભૂતિ કરી સ્વયં બ્રહ્મસ્વરૂપ થઈ જાય છે, તેનો સંસારમાર્ગ સદાને માટે બંધ થાય છે કારણ કે સંસારથી જ તેની યાત્રા અસંસારી આત્મા તરફ થયેલી. પરંતુ તે રસ્તો એક માર્ગીય હોવાથી જે કોઈ સંસારથી સંસારના કારણ પ્રતિ, પદાર્થથી પરમાત્માની દિશામાં, ભ્રાંતિથી શાશ્વત શાંતિના માર્ગે, અધ્યસ્તથી અધિષ્ઠાનની દિશામાં કે આદિમતાથી અનાદિ, અનંતનો પ્રવાસ ખેડે છે, તે કદી તે જ માર્ગે પાછો વળી શકતો નથી. માટે જ જડ કે મૃત સંસારથી ચેતન અને અમર આત્મા તરફ ગયેલો પુનઃ કદી સંસારમાર્ગે પાછો આવતો નથી.

(છંદ-ઉપજાતિ)

छायैव पुंसः परिदृश्यमान-
माभासरूपेण फलानुभूत्या ।
शरीरमाराच्छववन्निरस्तं
पुनर्न सन्धत्त इदं महात्मा ॥४१४॥

इदं शरीरम् = આ શરીરને

| | |
|---|---|
| फलानुभूत्या | = કર્મફળના અનુભવકાળે જણાનારું |
| पुंसः छाया इव | = પુરુષના (પોતાના) પડછાયા જેવું |
| शववत् | = શબ જેવું (અને) |
| आभासरूपेण परिदृश्यमानम् | = આભાસરૂપે ભાસતું જાણીને |
| आरात् निरस्तम् | = (તેને) અત્યંત દૂર કર્યા બાદ |
| महात्मा पुनः न संधत्ते | = મહાત્મા પુનઃ ધારણ કરતો નથી. |

## દૃશ્યવિલય

મહાત્મા પુરુષ આ શરીરને પોતાના પડછાયા જેવું, કર્મફળ ભોગવનારું, શબવત અગર આભાસરૂપે જાણીને તેને અત્યંત દૂર કરે છે. માટે તેવા શરીરને કે પંચમહાભૂતના પિંડ જેવા સમૂહને પુનઃ ધારણ કરતો નથી.

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે જ્ઞાનીને પુનર્જન્મ નથી. પરંતુ શા માટે પુનર્જન્મ નથી તે જાણવું મુમુક્ષુને આવશ્યક નહિ બલકે અનિવાર્ય છે. શરીરને છોડીને તો અનેક મૃત્યુ પામે છે અને મૃત્યુ પામતા જ રહે છે પરંતુ સમગ્ર વસુંધરા પર માત્ર આત્મજ્ઞાની મહાત્મા જ શરીરનો ત્યાગ કર્યા વિના શરીરને સાથે રાખીને મૃતવત થાય છે; અર્થાત્ દેહ છોડયા વિના મરે છે. આ એક મહાન આશ્ચર્ય નહિ પરંતુ અલૌકિક ચમત્કૃતિ છે; કારણ કે જ્ઞાની મહાત્માને પોતાના જ્ઞાનસ્વરૂપમાં નથી જન્મ કે મૃત્યુ; નથી આરંભ કે અંત; તથા તેની અસંગ દૃષ્ટિમાં શરીર તો આરોપ માત્ર છે અને પોતે તો અચળ, અવિચળ અધિષ્ઠાન છે. જેવી રીતે ચલચિત્રના પડદા ઉપર પાત્રો જન્મે, વૃદ્ધિ પામે, ઘાયલ થાય, હણાય અને મૃત્યુ પામે છતાં પડદાને ન તો પાત્રના જન્મથી હર્ષ છે કે ન તો તેમના ઘાયલ થવાથી પડદા ઉપર લોહીના ડાઘા પડે છે, અગર ન તેવા પાત્રોનો અગ્નિસંસ્કાર થતાં તે ભસ્મ થાય છે, પડદાને ન તો અગ્નિનો સ્પર્શ છે કે રખ્યાનો રંગ છે. તે જ પ્રમાણે જ્ઞાની મહાત્માને મન, શરીર અને તેના નામ, શરીરનો જન્મ અને તેની ક્રિયાઓ, સર્વ કાંઈ પડદા ઉપરના પાત્રો જેમ આરોપિત (PROJECTED)

છે; તેથી પોતાને આત્મારૂપી પડદો સમજનાર જ્ઞાની, શરીરની ક્રિયાઓથી કે કર્મથી ચિંતિત થતો નથી કે વ્યથામણ અનુભવતો નથી. શરીરના વિજયરૂપી કર્મમાં ન તેને હર્ષ થાય છે અગર હાર કે નિષ્ફળતામાં ન તે દુઃખી થાય છે. માટે અત્રે જણાવ્યું છે કે જ્ઞાની મહાત્મા શરીરને પોતાના પડછાયા જેમ જુએ છે અને જાણે છે; **छायैव पुंसः परिदृश्यमानम्** ।

આ પ્રમાણે જ્ઞાની, શરીરને ન તો પોતાનું માને છે કે ન 'હું શરીર છું', તેવું સમજે છે, પરંતુ તેથી વિલક્ષણ રીતે શરીરને પોતાના પડછાયા જેવું ગણે છે; આમ જો શરીર કે દેહ છાયામાત્ર છે, તો વિચારો કે ફુટપાથ ઉપર ચાલતાં તમારા લાંબા પડછાયા ઉપરથી જો કોઈ વાહન પસાર થઈ જાય તો શું તમને દુઃખ થાય છે ખરું? તમારા પડછાયા ઉપર કોઈ થૂંકે અગર એંઠવાડો ઢોળી દે તો શું તમે તેની સાથે તકરાર કરશો ખરાં? અરે! સૂર્યપ્રકાશમાં પડતા ઉષા કે સંધ્યા સમયના લાંબા પડછાયાને અગર સરોવરમાં પડતી તમારી પ્રતિબિંબ જેવી છાયાને જઈને પૂછો તો ખરા કે હે છાયા! તું મારી કોણ? આપણું સગપણ કેવું? હે પડછાયા! તું મને વ્હાલો છે કે અળખામણો? આવા પ્રશ્નોથી ઉત્તર તો નહીં મળે પણ નિશ્ચિત એક દૃઢ નિર્ણય થશે કે પડછાયો કે પ્રતિબિંબ ન શરીરનો સગો છે કે વ્હાલો છે; પરિચિત છે કે અપરિચિત છે. છાયાને શરીર સાથે વાસ્તવમાં ન કોઈ સંગ છે કે સંબંધ છે; તે જ પ્રમાણે જ્ઞાની મહાત્મા શરીરને પડછાયો સમજે છે તેથી તેને શરીર જોડે કોઈ સંબંધ કે સગપણ નથી અને તે જ ન્યાયે શરીર માટે તેને રાગ કે આસક્તિ નથી. તથા ઘૃણા કે તિરસ્કાર પણ ન હોઈ શકે. માટે ન તો જ્ઞાની શરીરની પ્રશંસામાં, સ્તુતિમાં, ખ્યાતિ માટે જીવનનો સમય બરબાદ કરે છે કે ન તો શરીરસુદૃઢતાના પ્રમાણપત્રો એકઠાં કરે છે; તદુપરાંત શરીરને મૃતદેહ કે મડદું સમજે છે. માટે શરીરસૌંદર્યની સ્પર્ધામાં જવાની તો કલ્પના જ કરતો નથી. આમ હોવાથી ન તેને શરીરસુખના સ્વપ્ના સતાવે છે કે ન દેહનાં દર્દો તેને યાતના દઈ શકે છે. જ્ઞાનીનાં જીવનનિષ્કર્ષમાં શરીર શબવત, જડ, નિષ્ક્રિય, મડદું છે, તો વળી મડદાંની આત્મકથા કેવી? જ્ઞાની મડદાંની કથા, વ્યથા અને જળોજથાને મિથ્યા માને

છે માટે જ શરીર બાબત મૌન સેવે છે. નથી તે શરીરસુખનો વિચાર કરતો, નથી શરીરના ભોગની વાસના વધારતો પરંતુ જ્ઞાનરૂપી અગ્નિમાં શરીરની તમામ વાસનાઓને ભસ્મીભૂત કરે છે. તેથી વાસનાના નાશમાં તેને પુનર્જન્મનો સંભવ જ હોતો નથી. આમ, જે પુનર્જન્મથી છૂટે છે, જીવતાં જ શરીર સાથે સંબંધ તોડે છે, શરીરને મૃતદેહ કે પડછાયો ગણે છે, તેને જ સંતો અને શાસ્ત્રો મહાત્માની ઉપાધિથી અલંકૃત કરે છે. અન્ય જે કોઈ "હું શરીર છું" એવો અહંકાર કે અહંભાવ તથા "શરીર મારું છે", તેવો મમભાવ અગર મમત્વ રાખે છે, તેવા સૌ પામરજીવો કહેવાય છે અને વારંવાર ગર્ભથી સ્મશાનના ચકરાવામાં આંટા માર્યા કરે છે.

હવે મુમુક્ષુએ જ વિચારવાનું રહ્યું કે પામર થઈ જન્મ-મૃત્યુના ચકરાવે ચઢવું કે મહાત્મા થઈ પુનર્જન્મનો અંત આણવો.

(છંદ-માલિની)

**सततविमलबोधानन्दरूपं समेत्य**
**त्यज जडमलरूपोपाधिमेतं सुदूरे ।**
**अथ पुनरपि नैषः स्मर्यतां वान्तवस्तु**
**स्मरणविषयभूतं कल्पते कुत्सनाय ॥४१५॥**

**सततविमलबोधानन्दरूपं समेत्य** = નિરંતર નિર્મળ જ્ઞાનસ્વરૂપ અને આનંદસ્વરૂપ આત્માને સમજીને
**जडमलरूपोपाधिं एतम्** = આ મળરૂપ જડ ઉપાધિનો
**सुदूरे त्यज** = દૂરથી જ ત્યાગ કરી દે.
**अथ पुनः अपि** = અને ફરીથી કોઈવાર પણ
**न एषः स्मर्यताम्** = એને યાદ કરીશ નહીં.
**वान्तवस्तु** = (કારણ કે) ઓકી કાઢેલી વસ્તુ
**स्मरणविषयभूतम्** = જો ફરી યાદ આવે તો તે
**कुत्सनाय कल्पते** = જુગુપ્સા પેદા કરે છે.

મુમુક્ષુને ઉપદેશ આપવામાં આવે છે કે નિરંતર નિર્મળ

જ્ઞાનસ્વરૂપ તથા આનંદમય આત્માને જાણીને તેણે શરીર જેવી જડ, મલિન ઉપાધિનો દૂરથી જ ત્યાગ કરી દેવો જોઈએ અને પુનઃ કદાપિ તેનું સ્મરણ કરવું નહીં કારણ કે જે વસ્તુ ઊલટી દ્વારા ઓકી કાઢી હોય તે વસ્તુનું સ્મરણ માત્ર જુગુપ્સા કે ઘૃણા પેદા કરે છે.

શરીર અને તેના ભોગોનું સ્મરણ વ્યક્તિને પોતાના આનંદમય આત્મસ્વરૂપથી વિખૂટું પાડી દુઃખ અને પુનર્જન્મ દેનારું હોવાથી શરીર અને તેના સુખભોગમાં દોષદર્શન કરવાની કળાનો અત્રે નિર્દેશ કરવામાં આવ્યો છે. જેથી જેનું દોષદર્શન થાય તેમાં ચિત્ત આસક્ત ન થાય અને નિરંતર તેના વિચારોથી બચી શકે તથા અનાત્મચિંતનનો ત્યાગ થઈ શકે અને તેના ફળસ્વરૂપે પુનર્જન્મના ભવબંધનથી મુક્ત થઈ શકાય. પૂર્વે શરીરમાં દોષદૃષ્ટિ કરવા દેહને શબવત, છાયાવત તથા આભાસરૂપ છે તેવું જણાવેલું. ત્યારબાદ પ્રસ્તુત શ્લોકમાં શરીરને મળરૂપ અને ઊલટી જેવું જણાવ્યું છે. જેમ ઊલટી કે ઓકેલી વસ્તુ તરફ ન હોય વિવેકીને આકર્ષણ કે રાગ અગર ન હોય દ્વેષ કે તિરસ્કાર, પણ હોય છે માત્ર ઉપેક્ષા. જેને માટે દ્વેષ કે ઘૃણા હોય તેનો વિચાર પણ મનમાં સંગ્રહિત હોય છે. જ્યારે અત્રે આદિ શંકરાચાર્યજી મનમાં શરીરનો વિચાર પણ શેષ રહે નહીં, માટે શરીરને ઊલટી જેવું ગણાવી તેમાં જુગુપ્સાભાવ પેદા કરે છે. જેથી સ્વપ્નકાળે પણ શરીરનું સ્મરણ ન રહે અને સાધક નિરંતર પોતાના આત્મસ્વરૂપમાં રમણ કરી શકે.

શરીર અને તેના સુખભોગમાં દોષદર્શન કરવાનો ઉપદેશ અન્ય સ્થળે પણ આચાર્યશ્રી આપે છે.

**यथैव काकविष्टायां वैराग्यं तद्धि निर्मलम् ।**

(અપરોક્ષાનુભૂતિ-૪)

"**काकविष्टायाम्**" એવું જણાવી ઉપદેશ અપાયો છે કે તમામ ભોગવિષયોને કાગડાની વિષ્ટા જેમ સમજી, તેમાં વૈરાગ્ય ઉત્પન્ન કર. તે જ પ્રમાણે અન્યત્ર જણાવ્યું છે કે "**एतन्मांसवसादि विकारं मनसि विचिंतय वारंवारम् ।**" (મોહમુદ્‌ગર) "નારીના ઉપસેલા સ્તન તથા નાભિપ્રદેશ માંસના લોચાનો વિકાર માત્ર છે, (ઉપસેલા ગુમડા જેવી વિકૃતિમાં તું મોહ

પામીશ નહીં.) વારંવાર (મનમાં દોષદર્શનરૂપી) વિચાર કર્યા કર અને ગોવિંદનું સ્મરણ કર.'' આવી રીતે અનેક સ્થળોએ દેહચિંતનનો ત્યાગ અને આત્મચિંતનનો ઉપદેશ આપવામાં આવ્યો છે.

(છંદ-ઉપજાતિ)

समूलमेतत् परिदह्य वह्नौ
सदात्मनि ब्रह्मणि निर्विकल्पे ।
ततः स्वयं नित्य विशुद्धबोधा–
नन्दात्मना तिष्ठति विद्वरिष्ठः ॥४१६॥

सदात्मनि निर्विकल्पे = સત્સ્વરૂપ અને નિર્વિકલ્પ
ब्रह्मणि वह्नौ = બ્રહ્મરૂપ અગ્નિમાં
एतत् समूलं परिदह्य = આ(જગત)ને મૂળ સહિત ભસ્મીભૂત કરીને
ततः = ત્યાર પછી
स्वयं विद्वरिष्ठः = પોતે વિદ્વાનોમાં શ્રેષ્ઠ ગણાતો પુરુષ
नित्य = નિત્ય (અને)
विशुद्ध–बोधानन्दात्मना तिष्ठति =વિશુદ્ધ જ્ઞાનાનન્દરૂપે રહે છે.

આત્મજ્ઞાનીની આંતરસ્થિતિનું વર્ણન કરતાં, પૂર્વેના અનુસંધાનમાં જણાવેલું છે કે જેણે દેહમાં દોષદર્શન દ્વારા તેનું વિસ્મરણ કરવા માટે દેહ છાયાવત, રાખવત, જડવત, મળવત અને વાન્તવસ્તુવત- વમનવત છે એવો દૃઢ નિર્ણય કર્યો છે, તેવો વિદ્વાનોમાં સર્વશ્રેષ્ઠ ગણાતો પુરુષ, અત્રે જણાવ્યું છે તેમ, નિર્વિકલ્પ, સત્સ્વરૂપ બ્રહ્માગ્નિમાં દૃશ્યપ્રપંચરૂપી સંસારને તેના માયા જેવા મૂળસહિત ભસ્મ કરે છે. અગર નામ અને આકારવાળા દેહને તેના મૂળ અવિદ્યા સહિત બાળી મૂકે છે. તત્પશ્ચાત્ પોતે નિત્ય, વિશુદ્ધ જ્ઞાનાનંદરૂપે પોતાના ચૈતન્યસ્વરૂપમાં સ્થિત રહે છે. માટે જ તેવા જ્ઞાનીની સ્તુતિ કરવા તેને 'विद्वरिष्ठः' એવું ઉપનામ અપાયેલું છે. આમ, જે દેહ અને જગતને તેના મૂળસહિત જ્ઞાનરૂપી અગ્નિમાં ભસ્મ કરી શકે, તે જ વિદ્વાનોનો વિદ્વાન છે, સૂક્ષ્મદર્શીઓનો પણ સૂક્ષ્મદ્રષ્ટા છે, તત્ત્વચિંતકોનો પણ ચિંતક છે અને

તમામ અજ્ઞાનજન્ય પદાર્થોનું જ્ઞાનરૂપી અધિષ્ઠાન છે.

(છંદ-ઉપજાતિ)

प्रारब्धसूत्रग्रथितं शरीरं
प्रयातु वा तिष्ठतु गोरिव स्रक् ।
न तत्पुनः पश्यति तत्त्ववेत्ता
आनन्दात्मनि ब्रह्मणि लीनवृत्तिः ॥४१७॥

| | |
|---|---|
| गोः स्रक् इव | = ગાય જેમ (પોતાના ગળામાં પહેરાવેલી) માળા (રહે કે ન રહે તેની દરકાર કરતી નથી) |
| आनन्दात्मनि | = (તેમ) આનન્દસ્વરૂપ |
| ब्रह्मणि | = બ્રહ્મમાં |
| लीनवृत्तिः | = જેની વૃત્તિ લીન થઈ ગઈ છે તેવો |
| तत्त्ववेत्ता | = તત્ત્વજ્ઞાની |
| प्रारब्धसूत्रग्रथितं शरीरम् | = પ્રારબ્ધ કર્મરૂપી દોરીમાં પરોવાયેલું શરીર |
| प्रयातु तिष्ठतु वा | = રહે કે જાય |
| तत् पुनः न पश्यति | = તેને ફરીથી જોતો નથી. |

આત્મજ્ઞાનીની ઉદાસીન કે ઉપેક્ષા વૃત્તિનું દર્શન કરાવતાં અત્રે જણાવાયું છે કે જેવી રીતે ગાય અહીં ત્યાં ફરતી વખતે પોતાના ગળામાં પહેરાવેલી માળા સાબૂત છે કે તૂટી ગઈ, ગળામાં ટકેલી છે કે પડી ગઈ, તેની દરકાર કરતી નથી, તેવી રીતે જેની પોતાના બ્રહ્માનંદમાં વૃત્તિઓ લીન થઈ ગઈ છે તેવો તત્ત્વજ્ઞાની, પ્રારબ્ધરૂપી દોરીમાં પરોવાયેલો દેહ ટકી રહ્યો છે કે પડી ગયો છે તેની ફિકર કરતો નથી કે વારંવાર તેનું અવલોકન પણ કરતો નથી. આવા કથનથી સ્પષ્ટ થાય છે કે જેની બાહ્યવૃત્તિઓનું વિસ્મરણ થયું છે, અનાત્મવિચારોનું શમન થયું છે તેને દેહ સાથે નથી સંબંધ કે સંગ, કે નથી તે દેહના ધર્મોમાં આસક્ત. માટે જ દેહમાં નથી તેને રાગ કે દ્વેષ, નથી દેહને આલિંગન કે તિરસ્કાર, નથી તે આતુર દેહની સુરક્ષા માટે કે નથી તેને અપેક્ષા દેહને દંડ દેવાની. આમ, જ્ઞાની પોતાને અસંગ બ્રહ્મ સમજીને

દેહ પ્રત્યે ઉદાસીન વૃત્તિ રાખે છે અગર દેહ તરફ ઉપેક્ષા સેવે છે. કારણ કે ન તો દેહ ભૂતકાળમાં તેનો હતો, ન વર્તમાનમાં છે, તો ભવિષ્યમાં કેવી રીતે તેનો થઈ શકે? તેવા જીવનનિષ્કર્ષમાં, બ્રહ્માનંદમાં રમણ કરનારો તત્ત્વવેત્તા દેહની આધિ, વ્યાધિ અને ઉપાધિથી મુક્ત થઈ જાય છે.

(છંદ-અનુષ્ટુપ)

अखण्डानन्दमात्मानं विज्ञाय स्वस्वरूपतः ।
किमिच्छन् कस्य वा हेतोः देहं पुष्णाति तत्त्ववित् ॥४१८॥

अखण्डानन्दम् = અખંડ આનન્દસ્વરૂપ
आत्मानम् = આત્માને
स्वस्वरूपतः = પોતાના સ્વસ્વરૂપે
विज्ञाय = જાણી લીધા પછી
तत्त्ववित् = તત્ત્વજ્ઞાની
किं इच्छन् = કઈ ઇચ્છાથી
कस्य हेतोः वा = અથવા કયા કારણથી
देहं पुष्णाति = શરીરનું પોષણ કરે?

આત્મજ્ઞાની શરીર તરફ ઉપેક્ષાવૃત્તિ કે ઉદાસીન ભાવવાળો હોય છે. તે જ વિચારને દૃઢ કરતાં પુનઃ જણાવે છે કે અખંડ આનંદસ્વરૂપ આત્માને જે તત્ત્વજ્ઞાનીએ પોતાના મૂળસ્વરૂપે જાણી લીધો હોય, તે કઈ ઇચ્છાથી કે કયા કારણથી શરીરનું પોષણ કરે?

તત્ત્વજ્ઞાની પોતાને અસંગ આત્મા તરીકે જાણતો હોવાથી તેને શરીર સાથે જો સંબંધ નથી, તો શરીરની ચિંતા કેવી? જો શરીરમાં તેને 'હું શરીર છું', તેવો અહંભાવ નથી તથા 'શરીર મારું છે' તેવો મમભાવ પણ નથી અર્થાત્ શરીરના અહંકાર અને મમત્વથી છૂટેલાને શરીરના પોષણની જવાબદારી ક્યાં? દેહની આધિ અને વ્યાધિની ચિંતા કેવી? શરીરના અપૂર્ણ પોષણથી ભય કેવો? કારણ કે તત્ત્વજ્ઞાનીને તો દૃઢ નિશ્ચય છે કે "प्रारब्धं

पुष्यति वपुः ।'' ''પ્રારબ્ધકર્મ જ શરીરનું પોષણ કરે છે.'' માટે પ્રારબ્ધ, દેહના પોષણની, રક્ષણની, વ્યાધિમુક્તિની આદિ તમામ જવાબદારી વહન કરશે જ. કારણ કે દેહના જન્મનું કારણ પ્રારબ્ધ છે અને પ્રારબ્ધને આધીન જ દેહનો અંત છે. આમ, જો પ્રારબ્ધ જ દેહનો માલિક હોય તો જ્ઞાનીને દેહની કોઈ પણ પ્રકારની ચિંતા શા માટે? આવો જ ઉપદેશ શ્રુતિએ પણ આપ્યો છે.

''आत्मानं चेत् विजानीयात् अयमस्मीति पूरुषः ।
किमिच्छन् कस्य कामाय शरीरमनुसंज्वरेत् ॥''

(બૃહદારણ્યક ઉપનિષદ-૪/૪/૧૨)

(છંદ-અનુષ્ટુપ)

संसिद्धस्य फलं त्वेतज्जीवन्मुक्तस्य योगिनः ।
बहिरन्तः सदानन्दरसास्वादनमात्मनि ॥४१६॥

संसिद्धस्य = (આત્મજ્ઞાન રૂપી) સિદ્ધિને પ્રાપ્ત
जीवन्मुक्तस्यं = જીવન્મુક્ત
योगिनः = યોગીને
आत्मनि बहिः अन्तः = પોતાના આત્મામાં અંદર અને બહાર
सदानन्दरसास्वादनम् = સદા આનન્દરસનો આસ્વાદ મળવો
एतत् तु फलम् = એ (જ્ઞાનનું) પ્રસિદ્ધ ફળ છે.

## આત્મજ્ઞાનનું ફળ

આત્મજ્ઞાનરૂપી સિદ્ધિને પ્રાપ્ત જીવન્મુક્ત યોગીને પોતાના આત્મામાં અંદર અને બહાર સદા આનંદરસનો આસ્વાદ મળવો તે જ્ઞાનનું પ્રસિદ્ધ ફળ છે.

આત્મજ્ઞાનથી મહાન કોઈ સિદ્ધિ નથી. આત્મજ્ઞાનથી મોટું કોઈ સુખ નથી અને તેના અભાવમાં તેથી મોટું અન્ય કોઈ દુઃખ કે નિષ્ફળતા નથી. આત્મજ્ઞાન જ સદા સર્વદા જ્ઞાનીને પોતાની અંદર અને બહાર

આત્માનંદના આસ્વાદરૂપી ફળનું દર્શન કરાવે છે અર્થાત્ જ્ઞાની પોતાની અંદર એટલે કે બહારના કોઈ પણ વિષયોના અભાવમાં પણ આનંદનો જ અનુભવ કરે છે. તેથી કોઈએ એવું ન સમજવું કે જ્ઞાની જયારે બહારના ભૌતિક જગતમાં વિહાર કે વિચરણ કરે છે ત્યારે તે દુઃખી થઈ જાય છે. એવી ભ્રાંતિ દૂર કરવા અત્રે જણાવ્યું છે કે જીવન્મુક્ત પોતાની બહાર પણ આનંદરસનો અનુભવ કરે છે. તેનું તાત્પર્ય એવું છે કે જ્ઞાનીને સર્વાત્મદૃષ્ટિ હોવાથી, પોતાથી અન્ય બાહ્ય ભૌતિક જગતમાં તેને જે કંઈ દૃશ્ય, જ્ઞેયરૂપે અનુભવગમ્ય છે તે સર્વમાં તે પોતાના આત્માના જ દર્શન કરે છે. તેથી જે જીવન્મુક્ત યોગીએ આનંદરસનો પોતાની અંદર અનુભવ કર્યો, તે જ આનંદરસનો અનુભવ પોતાની બહાર ભૌતિક જગતમાં પણ તે કરે છે. તે જયાં જયાં વિહાર કરે તે તે દેશ અને પદાર્થોને તે આત્મમય જુએ છે. જેના જેના સંપર્કમાં આવે તેને આત્મસમાગમ સમજે છે. જેનું જેનું શ્રવણ કરે તેને આત્મશ્રવણ માને છે. આમ, તે કદાપિ અતીન્દ્રિય સુખ કે આત્માના અસીમ આનંદથી વિખૂટો થતો નથી. માટે જ દર્શાવ્યું છે કે "**बहिरन्तः सदानन्द–रसस्वादनमात्मनि ।।**"

(છંદ–અનુષ્ટુપ)

**वैराग्यस्य फलं बोधो बोधस्योपरतिः फलम् ।**
**स्वानन्दानुभवाच्छान्तिरेषैवोपरतेः फलम् ॥४२०॥**

| | | | |
|---|---|---|---|
| **वैराग्यस्य** | =વૈરાગ્યનું | **स्वानन्दानुभवात्** | = નિજાનન્દની અનુભૂતિથી |
| **फलम्** | =ફળ | | |
| **बोधः** | =આત્મજ્ઞાન છે. | **शान्तिः** | = શાન્તિ થાય |
| **बोधस्य फलम्** | =આત્મજ્ઞાનનું ફળ | **एषा एव** | = આ જ |
| **उपरतिः** | =ઉપરતિ છે. | **उपरतेः फलम्** | = ઉપરતિનું ફળ છે. |

વૈરાગ્યનું ફળ આત્મજ્ઞાન છે, તેવું દર્શાવવા "**वैराग्यस्य फलं बोधः**" એવો ઉપદેશ આપ્યો. તેમાં સંકેત એવો છે કે આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે વૈરાગ્ય પ્રબળ, પ્રમુખ સાધન છે અને વૈરાગ્યના બળથી ચિત્તને બહિર્મુખી

થતું અટકાવી શકાય, તથા ચિત્તનું વિષયભ્રમણ રોકી, ચિત્તની બચેલી શક્તિનો આત્મજ્ઞાન માટે ઉપયોગ થઈ શકે. કારણ કે બહિર્મુખી ચિત્ત ચંચળ અને અશાંત હોવાથી આત્મવિચારણા માટે એકાગ્ર થઈ શકે નહીં. જ્યારે વૈરાગ્યથી વિષયોમાં અનાસક્ત અને અંતર્મુખી થયેલું ચિત્ત જ વિક્ષેપરહિત તથા શાંત હોઈ, એકાગ્ર થઈ શકે તેવું હોય છે. તેવા શાંત અને વિક્ષેપમુક્ત ચિત્ત દ્વારા જ આત્માનું અભેદજ્ઞાન પ્રાપ્ત થઈ શકે તેમ છે. પરંતુ તેવા જ્ઞાનના પ્રયત્નમાં સ્વયં ચિત્ત કે મનનો વિલય થાય છે. તેથી મન કે ચિત્તરૂપે સાધન સ્વયં સાધ્ય બને છે અને તેવું જ વૈરાગ્યનું છે. આત્મજ્ઞાન પ્રાપ્ત થતાં વૈરાગ્યરૂપી સાધનનો હેતુ પૂર્ણ થાય છે. આમ, અત્રે જે જણાવ્યું છે કે વૈરાગ્યનું જ ફળ આત્મજ્ઞાન છે, "**वैराग्यस्य फलं बोधः** " તેનો કોઈએ એવો અર્થ ન કરવો કે આત્મજ્ઞાન વૈરાગ્યના બળે ઉત્પન્ન થાય છે. જો તેવું માનીએ તો તો વૈરાગ્ય કારણ થાય અને આત્મજ્ઞાન કાર્ય થાય. તેવો દોષ શ્રુતિ, સ્મૃતિ કે જ્ઞાનીસંતો, શાસ્ત્રવિરુદ્ધ હોવાથી સ્વીકારી શકે તેમ નથી. તેથી ઈષ્ટ અને ઉચિત તો એ જ છે કે વૈરાગ્ય આત્મજ્ઞાન માટેનું સાધન છે, એમ સમજવું, પણ તેને કારણ માનવું નહીં. તત્ત્વાર્થે તો જ્ઞાનના સાધન જ્ઞાનથી જુદા હોતાં નથી. આત્મા અસંગ છે માટે જ વૈરાગ્યસ્વરૂપ છે. તેમ આત્મા જ્ઞાનસ્વરૂપ છે, સત્યસ્વરૂપ છે તેથી ઉદય અને અસ્તરહિત છે. આમ, જ્ઞાનનો નથી ઉદય કે અસ્ત, કારણ કે તે આત્માથી ભિન્ન નથી. જ્ઞાનમાં નથી પ્રાગટ્ય કે અપ્રાગટ્ય, પરંતુ જ્ઞાન પ્રગટ થાય છે તેવું ભાસે છે, કારણ કે જ્ઞાન ઉપરનું આવરણ દૂર થાય છે. જેવી રીતે પાણી ઉપરની લીલ દૂર કરવાથી કંઈ પાણી ઉત્પન્ન થતું, જન્મતું કે પ્રગટ થતું નથી, પણ લીલનું આવરણ દૂર કરવાથી તેવો આભાસ માત્ર થાય છે. તેવી જ રીતે વૈરાગ્યના બળથી આસક્તિનું, પ્રમાદનું, અવિદ્યાનું આવરણ દૂર થવાથી આત્મજ્ઞાન પ્રગટ થયું તેવો આભાસ થાય છે. માટે જ સૂચવ્યું છે કે "**वैराग्यस्य फलं बोधः ।**"

વૈરાગ્યરૂપી સાધનના બળે આત્મજ્ઞાનરૂપી ફળ પ્રાપ્ત થાય છે અને આત્મજ્ઞાનના પ્રભાવથી ઉપરતિ જેવું ફળ જન્મે છે, તેવું સૂચવ્યું છે.

"बोधस्योपरतिः फलम् । " અર્થાત્ આત્મજ્ઞાન એ એટલી મોટી, મહાન સિદ્ધિ છે કે તેની પ્રાપ્તિ પછી કંઈ પ્રાપ્ત કરવાનું મન થતું નથી. માટે જ મન કે ચિત્તમાં જગતના વિષયોની વાસના કે કામના બચતી નથી અને મન તમામ ભોગેચ્છામાંથી ઉપરામ થઈ જાય છે કે ઉપરતિને પ્રાપ્ત થાય છે. કારણ કે આત્મજ્ઞાનનું ફળ એ મોક્ષ છે અને મોક્ષ કે મુક્તિ એ માનવજીવનના સુખની પરાકાષ્ઠા છે. તે પ્રાપ્ત કર્યા પછી શા માટે મનુષ્ય, નશ્વર ફળ માટે , નિરર્થક કર્મો માટે, ક્ષણભંગુર ભોગ માટે વલખાં મારે? માટે જ કહ્યું છે કે આત્મજ્ઞાનીનું મન પરમ પુરુષાર્થ જેવા મોક્ષની પ્રાપ્તિ પછી ધર્મ, અર્થ અને કામમાંથી ઉપરામ થઈ જાય છે. આવી ઉપરતિને સંતુષ્ટિની પરાકાષ્ઠા કહી છે. જેમ સાગરમાં સ્નાન કર્યા પછી કોઈ ગંદા ખાબોચિયાની અપેક્ષા રાખતું નથી, ઉપરાંત કુંડ, તળાવ કે સરિતામાં સ્નાન કરવા માટેની તેની ઇચ્છાઓ નિવૃત્ત થઈ જાય છે, તેમ આત્મજ્ઞાન જેવા અતીન્દ્રિય સુખની પ્રાપ્તિ પછી કોઈ ઇન્દ્રિયોના સ્પર્શથી ઉત્પન્ન થતા ક્ષણિક સુખની અપેક્ષા રાખતું નથી, પરંતુ તેવા સુખભોગની તમામ ઇચ્છાઓમાંથી તેનું મન નિવૃત્ત થઈ જાય છે. આવી જ્ઞાનજન્ય નિવૃત્તિને ઉપરતિ કહેવામાં આવે છે. આમ, આત્મજ્ઞાનરૂપી મહાન લાભ જેને થયો હોય તેને ન તો અન્ય લાભની અપેક્ષા રહે છે કે ન તો આત્મલાભની પ્રાપ્તિ બાદ તેવો જ્ઞાની મહાનમાં મહાન દુઃખ કે ભયથી વિચલિત થાય છે. તેવું દર્શાવતા ભગવાન શ્રીકૃષ્ણચંદ્રે પણ સ્પષ્ટ કર્યું છે કે "यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः । " (ભ.ગીતા અ.૬/૨૨) "જેને પામીને (જ્ઞાની) અન્ય લાભને તેનાથી અધિક માનતો નથી" કારણ કે તેને આત્મજ્ઞાનની ઉપલબ્ધિ પછી નથી અન્ય અપેક્ષા, આકાંક્ષા કે વાસના. તે પોતે પોતાનામાં સંતુષ્ટ છે અને માટે જ તેનું ચિત્ત સંસારના ભોગોથી કે અનિત્યફળથી ઉપરામ થઈ ચૂક્યું છે. આવી ઉપરામતામાં જ દ્વૈતપ્રપંચની નિવૃત્તિ છે. આમ, જ્ઞાનીને દ્વૈતપ્રપંચમાં રહેવા છતાં ઉપરતિના બળે તેનો અભાવ જણાય છે અને તે જ સ્વસ્વરૂપની સ્વાનંદાનુભૂતિથી ઉદ્ભવેલી શાશ્વત શાંતિ કહેવાય છે. તાત્પર્યમાં વૈરાગ્યરૂપી સાધનના બળે અજ્ઞાન દૂર થતાં આત્મજ્ઞાન સંપન્ન થાય છે. આત્મજ્ઞાનના પ્રકાશમાં જ ઉપરતિનો

અલૌકિક આનંદ જણાય છે તથા તેવી જ્ઞાનજન્ય ઉપરતિમાંથી જ સ્વાનંદાનુભૂતિજન્ય શાશ્વત શાંતિરૂપી પુષ્પ ખીલી ઊઠે છે.

(છંદ-અનુષ્ટુપ)

यद्युत्तरोत्तराभावः पूर्वपूर्वं तु निष्फलम् ।
निवृत्तिः परमा तृप्तिरानन्दोऽनुपमः स्वतः ॥४२१॥

यदि = જો
उत्तरोत्तर–अभावः = (પૂર્વોક્તિ પ્રમાણે) પછી પછીનું ન હોય તો
पूर्व–पूर्वं तु निष्फलम् = પૂર્વ પૂર્વનું નિષ્ફળ છે.
निवृत्तिः = (વિષયોમાંથી) નિવૃત્તિ એ જ
परमा तृप्तिः = પરમ તૃપ્તિ, (અને)
स्वतः अनुपमः आनन्दः = એ જ અનાયાસે પ્રાપ્ત અનુપમ આનન્દ છે.

પૂર્વશ્લોકમાં જણાવ્યા પ્રમાણે અર્થાત્ વૈરાગ્ય પછી જ્ઞાન, જ્ઞાન પછી ઉપરતિ અને ઉપરતિ પછી આત્માનંદની શાન્તિ, એમ એક પછી એક ફળ જો ન હોય તો, પૂર્વપૂર્વનું નિષ્ફળ થાય છે, અર્થાત્ આત્મશાંતિ વિના ઉપરતિ, ઉપરતિ વિના જ્ઞાન અને જ્ઞાન વિનાનો વૈરાગ્ય નિષ્ફળ છે. તેથી તત્ત્વાર્થે એટલું જ ગ્રહણ કરવું કે વિષયોથી નિવૃત્ત થવું કે વિષયભોગમાં ઉપરતિ રાખવી, એ જ પરમ તૃપ્તિ કે સંતુષ્ટિની પરાકાષ્ઠા છે. આવી સંતૃપ્તિની પરાકાષ્ઠા જ પોતાના સ્વરૂપનો સ્વતઃ અનુભવાયેલો અનુપમ આનંદ છે.

(છંદ-અનુષ્ટુપ)

दृष्टदुःखेष्वनुद्वेगो विद्यायाः प्रस्तुतं फलम् ।
यत्कृतं भ्रान्तिवेलायां नाना कर्म जुगुप्सितम्
पश्चान्नरो विवेकेन तत्कथं कर्तुमर्हति ॥४२२॥

दृष्टदुःखेषु अनुद्वेगः = આવી પડેલાં દુઃખોમાં ઉદ્વેગ ન થવો

विद्यायाः प्रस्तुतं फलम् = વિદ્યાનું સાક્ષાત્ ફળ છે.
भ्रान्तिवेलायाम् = ભ્રાંતિના સમયે
यत् जुगुप्सितम् = જે નિંદનીય
नानाकर्मकृतम् = અનેક પ્રકારના કર્મ કર્યાં હતાં
तत् = તે (કર્મ)
विवेकेन पश्चात् नरः = જ્ઞાન થયા પછી મનુષ્ય
कथं कर्तुं अर्हति = કેવી રીતે કરે?

સંસારના દેષ્ટ દુ:ખોમાં અર્થાત્ પ્રારબ્ધગત જે કંઈ દુ:ખ આવી પડયું છે તેમાં ઉદ્વેગ ન કરવો એટલે કે અનુદ્વેગ રહેવું તે બ્રહ્મવિદ્યાનું સાક્ષાત્ અનુભવાયેલું ફળ છે. ભ્રાંતિ સમયે જે ગ્લાનિ પેદા કરનારાં અથવા નિંદનીય અનેક પ્રકારનાં કર્મ કર્યા હતા, તેવા કર્મોનું વિવેકજ્ઞાન થયા બાદ, મનુષ્ય પુનરાવર્તન કરતો નથી. કારણ કે ભ્રાંતિવેળાએ અજ્ઞાની મનુષ્ય પોતે કર્તા અને ભોક્તા ન હોવા છતાં કર્મનું ફળ ભોક્તાભાવે ભોગવે છે અને સુખી દુ:ખી થાય છે. જે શરીર જડ, નિંદનીય તથા વમન કે ઊલટી જેવું છે તેને આલિંગન કરી ભ્રાંતિમય શાંતિ પ્રાપ્ત કરવા અનેક પ્રકારના પ્રયત્ન કર્યા કરે છે. જે શરીર કોઈ કાળે પોતાનું નથી તેમાં જ આસક્ત થઈ શરીરનાં સુખભોગ માટે જીવનભર કર્મ કરે છે પરંતુ પોતાના આત્મકલ્યાણનું વિસ્મરણ થવાથી અજ્ઞાનકાળે તે જુગુપ્સા ઉપજાવનારાં પ્રેયસ કર્મો છોડી, શ્રેયસ કર્મો કરતો નથી, પરંતુ જે ક્ષણે અવિદ્યા કે ભ્રાંતિ નષ્ટ થાય છે, દેહ તાદાત્મ્ય તૂટે છે, શરીરમાં રહેલો અહંભાવ કે મમભાવ લય પામે છે તત્પશ્ચાત્ જ્ઞાનકાળે મનુષ્ય કર્મમાં આસક્ત થતો નથી કે કર્મફળની કલ્પના પણ કરતો નથી, કારણ કે જ્ઞાનમાં નથી તે શરીર, તો કર્મ કરે કોણ? નથી તે ઇન્દ્રિયો, તો ભોગ ભોગવે કોણ? નથી તે મન, તો કર્મના ફળે સુખી-દુ:ખી થાય કોણ? અને નથી તે જીવાત્મા, તો કર્મફળ માટે જન્મજન્માંતરનું આવાગમન કરે કોણ? આમ, સ્પષ્ટ થાય છે કે આત્મજ્ઞાન થયા પછી જ્ઞાનીને કર્મનું વળગણ કે ફળનું સગપણ હોતું નથી.

(છંદ-ઉપજાતિ)

**विद्याफलं स्यादसतो निवृत्तिः प्रवृत्तिरज्ञानफलं तदीक्षितम् ।**
**तज्ज्ञाज्ञयोर्यन्मृगतृष्णिकादौ नो चेद् विदो दृष्टफलं किमस्मात् ॥४२३॥**

**यत् मृगतृष्णिकादौ**= જેવું ઝાંઝવાના જળ વગેરેમાં (જોવામાં આવે છે.) (મૃગજળને સાચું માનનાર પ્રવૃત્તિ કરે છે અને મિથ્યા જાણનાર કરતો નથી.)

**तत् ईक्षितं तत् ज्ञः अज्ञयोः** = તેવું જ્ઞાની અને અજ્ઞાનીના સંદર્ભે જોવામાં આવ્યું છે.

**असतः निवृत्तिः** = મિથ્યા પદાર્થોથી નિવૃત્તિ

**विद्याफलं स्यात्** = જ્ઞાનનું ફળ છે

**प्रवृत्तिः अज्ञानफलम्** = (અને તેમાં) પ્રવૃત્ત થવું એ અજ્ઞાનનું ફળ છે

**नो चेद्** = એમ જો ન હોય તો

**विदः** = જ્ઞાનીને

**अस्मात्** = આનાથી

**किं दृष्टफलम्** = બીજું શું દૃષ્ટ ફળ મળે?

બ્રહ્મવિદ્યાના દૃષ્ટફળનું દર્શન કરાવતાં જણાવાયું છે કે તમામ અસત અને મિથ્યા પદાર્થો પ્રત્યે નિષ્ક્રિય રહેવું અને તેવા પદાર્થોને ઝાંઝવાના જળ માની, તે પ્રાપ્ત કરવા માટેની ભ્રાંતિમય પ્રવૃત્તિથી નિવૃત્ત થવું એ બ્રહ્મવિદ્યા કે જ્ઞાનનું ફળ છે. "**विद्याफलं स्यादसतो निवृत्तिः** " આવી જ્ઞાનજન્ય કર્મનિવૃત્તિને જ શાસ્ત્રમાં કર્મસંન્યાસ કહેવામાં આવે છે. જ્ઞાનીઓ, વિવેકપૂર્ણ આત્મતત્ત્વના શ્રવણ બાદ કર્મસંન્યાસ લઈ , બંધનરૂપ સંસારપ્રવૃત્તિથી નિવૃત્તિ પ્રાપ્ત કરી ,પોતાના નિષ્ક્રિય આત્મસ્વરૂપમાં રમણ કર્યા કરે છે અને સાંસારિક પ્રવૃત્તિને ઝાંઝવાના જળ માની મૃગલા જેમ તેની પાછળ દોડતા નથી કે ક્ષણજીવી ઈન્દ્રિયસુખનું કર્મ કરતાં પણ નથી.

પરંતુ અજ્ઞાનીનું વર્તન તેથી વિરુદ્ધ જોવામાં આવે છે. અજ્ઞાની

તો અસત કે મિથ્યા પદાર્થોમાં જ રમણ કર્યા કરે છે અને મિથ્યા પદાર્થોની પ્રાપ્તિ માટે નિશદિન પ્રવૃત્તિ કરે છે તેવી પ્રવૃત્તિમાંથી જે સુખ મળવાનું છે તે ઝાંઝવાના જળ જેવું હોવા છતાં તેવા અલ્પ, ક્ષણિક સુખમાં જ મૃગલાની જેમ દોડતો, પ્રવૃત્તિ કરતો જોવા મળે છે, કારણ કે તેને જગત કે સંસારના પદાર્થોનું અસત્ત્વ, મિથ્યાત્વ, અનિત્યત્વ જણાતું જ નથી. આવી અજ્ઞાનીની પ્રવૃત્તિ અન્ય કંઈ નહીં પરંતુ અવિદ્યા કે અજ્ઞાનનું જ ફળ છે. માટે જણાવ્યું છે કે "प्रवृत्तिरज्ञानफलं तदीक्षितम्"

આમ, જ્ઞાનીની નિવૃત્તિ કે કર્મસંન્યાસ અને અજ્ઞાનીની કર્મમાં ગળાડૂબ પ્રવૃત્તિ કે કર્મનો સંગ, જે કંઈ જોવા મળે છે તે બ્રહ્મવિદ્યાના ભાવ અને અભાવનું જ ફળ છે. અવિદ્યાગ્રસ્ત અજ્ઞાનીને કર્મથી સંસારબંધન, જ્યારે જ્ઞાનીને બ્રહ્મવિદ્યાના બળે કર્મનિવૃત્તિથી સંસારની પણ નિવૃત્તિ જ પ્રાપ્ત થાય છે, તે જ જ્ઞાનીને મળેલું મહાન દૃષ્ટ ફળ છે. તેથી મહાન અન્ય કોઈ ફળ નથી.

(છંદ–અનુષ્ટુપ)

**अज्ञानहृदयग्रन्थेर्विनाशो यद्यशेषतः ।**
**अनिच्छोर्विषयः किन्नु प्रवृत्तेः कारणं स्वतः ॥४२४॥**

**यदि** = જો
**अज्ञानहृदयग्रन्थेः** = અજ્ઞાનરૂપી હૃદયગ્રંથિનો
**अशेषतः** = સંપૂર્ણપણે
**विनाशः** = વિનાશ થયો હોય (તો)
**अनिच्छोः** = વિષયોની ઇચ્છા વગરનાને
**प्रवृत्तेः कारणम्** = (તેમાં) પ્રવૃત્તિ કરાવવાનું કારણ
**किं नु** = શું ખરેખર
**स्वतः विषयः** = સ્વયં વિષયો થઈ શકે?

પૂર્વે જણાવ્યું છે કે બ્રહ્મવિદ્યાના બળે આત્મજ્ઞાની થયેલો, કર્મનિવૃત્તિ દ્વારા સંસારનિવૃત્તિને પ્રાપ્ત થાય છે. તેવા જ્ઞાની સંદર્ભે અત્રે માર્મિક પ્રશ્ન કર્યો છે કે જો તેવા બ્રહ્મવિદ્યાસંપન્ન જ્ઞાનીની અજ્ઞાનરૂપી હૃદયગ્રંથિનો સંપૂર્ણપણે વિનાશ થઈ ગયો હોય તો, પ્રવૃત્તિ કે વિષયોની ઇચ્છા વગરનાને પ્રવૃત્તિ કરાવવાનું કારણ શું ખરેખર સ્વયં વિષયો થઈ શકે ખરા?

આવા માર્મિક પ્રશ્નથી ઉપદેશ તો સ્પષ્ટ છે કે જેની હૃદયગ્રંથિ નષ્ટ થઈ છે તેને નથી વિષયવાસના, નથી અવિદ્યા કે તેને લીધે થતું વિષયદર્શન કે નથી કોઈ કર્મ. તો કયા હેતુથી જ્ઞાની વિષયપ્રાપ્તિની પ્રવૃત્તિમાં પડે? વિષયવૃત્તિને સ્વપ્નવત જાણીને જ્ઞાનમાં જાગ્યા પછી કોઈ જ્ઞાની સ્વપ્નના પદાર્થો માટે પ્રવૃત્તિ કરતો નથી અને જડ વિષયો જ્યાં પોતે જ નિષ્ક્રિય છે, તે અન્યને પ્રવૃત્તિ માટે શું પ્રેરણા આપી શકે ખરાં? આમ હોવાથી હૃદયગ્રંથિના નાશમાં જ અવિદ્યા, કામ અને કર્મનો નાશ સમાયેલો છે.

(છંદ–અનુષ્ટુપ)

**वासनानुदयो भोग्ये वैराग्यस्य परोऽवधिः ।**
**अहंभावोदयाभावो बोधस्य परमोऽवधिः ।**
**लीनवृत्तेरनुत्पत्तिर्मर्यादोपरतेस्तु सा ॥४२५॥**

**भोग्ये** = ભોગવવા જેવી વસ્તુઓમાં
**वासना–अनुदयः** = વાસનાનો ઉદય ન થવો
**वैराग्यस्य** = (તે) વૈરાગ્યની
**परः अवधिः** = પરાકાષ્ઠા છે.
**अहंभावोदय–अभावः** = (દેહાદિમાં) અહંભાવનો ઉદય ન થાય (તે)
**बोधस्य** = જ્ઞાનની
**परमो अवधिः** = પરાકાષ્ઠા છે. (અને)
**लीनवृत्तेः अनुत्पत्तिः** = (બ્રહ્મમાં) લીન કે નિવૃત્ત થયેલી વૃત્તિની પુનઃ ઉત્પત્તિ ન થાય

सा तु = તે જ
उपरतेः मर्यादा = ઉપરતિની મર્યાદા છે.

જ્ઞાન, વૈરાગ્ય અને ઉપરતિની સંતૃપ્તિનું દર્શન કરાવતાં જણાવાયું છે કે ભોગવવા જેવી જે કોઈ વસ્તુઓ હોય, તેમાં સ્વાભાવિક રીતે મનુષ્યની પ્રવૃત્તિ જોવામાં આવે છે. જગતની વ્યક્તિઓ, પરિસ્થિતિ કે પદાર્થો પ્રત્યે વાસના જાગે છે અને ઇન્દ્રિયો સહજ રીતે જ જાણે કે અજાણે તેમના સ્વભાવ મુજબ વિષયગમન કરે છે. આંખ ખુલ્લી હોય એટલે સહજ રીતે રૂપ કે આકારના દર્શન થાય. વિશેષ પ્રયત્નથી કાન બંધ ન કર્યા હોય કે સુષુપ્તિમાં ન હોઈએ તો અનેક પ્રકારના અવાજ સંભળાય. આમ, દરેક ઇન્દ્રિયો પોતપોતાના વિષયનો ભોગ કરતી જોવા મળે છે. આવો સહજ ભોગ સર્વસામાન્ય છે. છતાં જે ભોગમાં મનુષ્યનું ચિત્ત આસક્ત થાય છે, તેવા ભોગની વાસના તીવ્ર થાય છે અને ભોગકર્મનું વારંવાર પુનરાવર્તન કરવા મનુષ્ય પ્રેરાય છે. પરંતુ જેને દૃઢ વૈરાગ્ય પ્રાપ્ત થયો છે તેણે વૈરાગ્યના અગ્નિમાં વાસનાઓનું દહન કર્યું છે. તેથી ભૌતિક જગતની દૃશ્ય કે શ્રાવ્ય વાસનાઓ તો તેનામાં હોતી નથી પરંતુ પરલોક કે સ્વર્ગની વાસનાઓની કાલ્પનિક કામના પણ તેઓના ચિત્તમાં ઊઠતી નથી. તદુપરાંત, જીવનયાત્રા ટકાવી રાખવા માટેની સહજ અન્નપાનાદિની, નિદ્રાની કે સ્નાનાદિની વાસના પણ ઘણીવાર પરમ વૈરાગ્યને સંપન્ન થયેલામાં જોવા મળતી નથી. આમ, જેઓ જે કંઈ આવી પડે તેનો ભોગ કરી અજગરવૃત્તિથી જીવન વ્યતીત કરતા હોય છે, તેમની તમામ વાસનાઓ નિવૃત્ત અને શાંત થયેલી હોય છે. આવી વૈરાગ્યજન્ય વાસનાની નિષ્ક્રિયતાને વૈરાગ્યની પરાકાષ્ઠા કહેવામાં આવે છે. "वैराग्यस्य परोऽवधिः ।"

દેહાદિમાં અહંભાવનો ઉદય ન થાય તેને અત્રે જ્ઞાનની પરમ અવધિ કહેલી છે. અર્થાત્ દેહ, ઇન્દ્રિય, પ્રાણ, અંતઃકરણ, અવયવો આદિમાં 'તે હું છું' તેવું તાદાત્મ્ય ઉત્પન્ન ન થવું તથા તેવા તાદાત્મ્યને લીધે તે સૌના કાર્યોમાં તત્ તત્ કાર્યો મારાં છે તેવો ભાવ પણ જેને ઉત્પન્ન થતો નથી

તે ન તો અહંકારી થાય છે કે અહંકારના બળે પોતાને કર્તા કે ભોક્તા માને છે. આવા અહંકારથી છૂટેલા જ્ઞાનીમાં 'હું સકામ કર્મનો કર્તા નથી પરંતુ નિષ્કામ કર્મવાળો છું ' તેવી ભ્રાંતિ તો નથી જ, પણ સાથે સાથે 'હું કર્મત્યાગી સંન્યાસી છું', એવી સૂક્ષ્મ ભાવનાનો પણ અભાવ છે. તાત્પર્યમાં ,'હું સંન્યાસી છું , ત્યાગી છું , ધ્યાની છું , સમાધિસંયુક્ત છું, અરે ! હું જ્ઞાની છું' તેવું જ્ઞાનનું પણ તેને અભિમાન હોતું નથી. એટલે કે જ્ઞાનમાં પણ તે અહંકાર, આત્મભાવ કે તાદાત્મ્ય કરતો નથી. આવી રીતે નથી અહંભાવ તેને જ્ઞાન, ત્યાગ, સમાધિ કે ધ્યાન જેવી ઉપાધિઓમાં કે નથી દેહસૌંદર્યમાં, અહંકારની સત્તામાં, બુદ્ધિની વિદ્વત્તામાં, મનના સુખવૈભવમાં કે બાહુબળમાં. તાત્પર્યમાં, દેહાદિ કે તેનું સૌંદર્ય, બુદ્ધિ આદિનો વૈભવ, અહંકારની સત્તા, મનની શાંત સ્થિતિ જેવી કોઈ પણ ઉપાધિમાં જેમને અહંભાવ નથી અને તેથી પોતાને જે નિરુપાધિક નિઃસંગ, નિર્લેપ પરબ્રહ્મ તરીકે જાણે છે તેઓ જ્ઞાનની પરમ અવધિને પ્રાપ્ત છે. આ જ આત્મબોધનું ઉત્કૃષ્ટ શિખર છે, મુક્તિની અસીમ સીમા છે.

ચિત્તની વૃત્તિઓની જયારે આત્યંતિક નિવૃત્તિ થાય છે ત્યારે તેવી બ્રહ્મમાં લીન થયેલી વૃત્તિઓનો કદાપિ પુનઃ ઉદય થતો નથી અર્થાત્ તેવા ચિત્તમાં કોઈ પણ કાર્ય માટે, કોઈ પણ ફળ માટે, કોઈ પણ પ્રકારના ભોગ માટે અગર કોઈ પણ પ્રકારના ગ્રહણની કે ત્યાગની અપેક્ષા, આકાંક્ષા કે સંકલ્પ ઊઠતો નથી કારણ કે વૃત્તિવિહીન કે વૃત્તિશૂન્ય થયેલું ચિત્ત વાસ્તવમાં ચિત્ત જ હોતું નથી પરંતુ ચૈતન્યમય બની જાય છે.તેથી વૃત્તિ કે વિચારશૂન્ય ચિત્તમાં ન હોય કોઈ પ્રવૃત્તિ, પ્રકૃતિ, પ્રક્રિયા કે સંકલ્પવિકલ્પ. આવી વૃત્તિશૂન્ય અવસ્થાને ઉપરતિની અનંત મર્યાદા કે પરમ અવધિ અથવા પરાકાષ્ઠા કહેવાય છે.

જેને વૈરાગ્યની, જ્ઞાનની અને ઉપરતિની પરાકાષ્ઠા પ્રાપ્ત થાય, તે ત્રણે લોકમાં પૂજનીય ગણાય છે. બાકી તો કહેવા અને લખવા માટે જ પૂજ્ય હોય છે.

(છંદ-શાર્દૂલવિક્રીડિત)

ब्रह्माकारतया सदा स्थिततया निर्मुक्तबाह्यार्थधीः
अन्यावेदितभोग्यभोगकलनो निद्रालुवत् बालवत् ।
स्वप्नालोकितलोकवज्जगदिदं पश्यन् क्वचित् लब्धधीः
आस्ते कश्चिदनन्तपुण्यफलभुग् धन्यः स मान्यो भुवि ॥४२६॥

सदा ब्रह्माकारतया स्थिततया = નિરંતર બ્રહ્માકાર સ્થિતિમાં રહેવાથી
निर्मुक्तबाह्यार्थधीः = બહારના વિષયોથી જેની બુદ્ધિ મુક્ત થઈ છે.
निद्रालुवत् बालवत् = ઊંઘણશી તથા બાળકની જેમ
अन्यावेदितभोग्यभोगकलनः = બીજાઓએ આપેલા ભોગ્ય પદાર્થોનો ઉપભોગ કરનારો (હોવાથી)
क्वचित् = ક્યારેક
लब्धधीः = વિષયબુદ્ધિવાળો થતાં (બુદ્ધિ વિષયો તરફ વળે ત્યારે)
स्वप्नालोकितलोकवत् = સ્વપ્નમાં જોયેલા લોકની (જગતની) જેમ
इदं जगत् = આ (જાગ્રત) જગતને
पश्यन् = (જે) જોતો
आस्ते = રહે છે.
अनन्तपुण्यफलभुक् = અનંત પુણ્યોના ફળને ભોગવનારો
सः कश्चित् = તેવો કોઈક (જ્ઞાની)
भुवि = પૃથ્વી ઉપર
धन्यः = ધન્ય છે
मान्यः = (અને) માનનીય છે.

## જીવન્મુક્તની સ્તુતિ

પૂર્વેના શ્લોકના સંદર્ભમાં અનુસંધાનાર્થે જણાવવામાં આવે છે કે જે પુરુષ વૈરાગ્ય, જ્ઞાન અને ઉપરતિની પરાકાષ્ઠાને સંપન્ન થયો

હોય, તે નિરંતર બ્રાહ્મીસ્થિતિમાં રહેવાથી બાહ્ય જગતના વિષયોની આસક્તિથી તેની બુદ્ધિ મુક્ત બની છે. તેથી તે નિદ્રાળુવત કે બાળક જેમ વર્તતો હોવાથી અન્યોએ આપેલા ફળભોગનો જ ઉપભોગ કરતો હોય છે. તથા ક્વચિત્ વિષયબુદ્ધિવાળો થઈ, વિષયોમાં પ્રવૃત્ત થાય છે, છતાં સ્વપ્નસૃષ્ટિના વિષયોની જેમ જ જાગ્રત જગતના વિષયોને જોતો રહે છે અર્થાત્ સ્વપ્નસૃષ્ટિ સાથે જેવું વર્તન હતું તેવું વર્તન જાગ્રતસૃષ્ટિ સાથે તે કરે છે. તાત્પર્યમાં, જેમ સ્વપ્નસૃષ્ટિના પદાર્થોનું મિથ્યાત્વ જાણી તે પ્રત્યે ઉપેક્ષા કે ઉદાસીનવૃત્તિ સેવે છે તેવી જ ઉદાસીનતા તેને જાગ્રતના જગત કે પદાર્થો સાથે હોય છે. માટે તે વાસ્તવમાં કંઈ પણ ભોગવતો ન હોવા છતાં સર્વ કાંઈ ભોગવે છે, કંઈ ન જોતો હોવા છતાં સર્વ કાંઈ જુએ છે. માટે જ તેવા જ્ઞાનીની સ્તુતિ અર્થે અત્રે જણાવ્યું છે કે "अनन्तपुण्यफल भुक् धन्यः स मान्यो भुवि ।" "અનંત પુણ્યોના ફળને ભોગવનારો તે જ્ઞાની આ પૃથ્વી ઉપર ધન્ય છે, ભાગ્યશાળી છે અને માનને પાત્ર માનનીય છે, પૂજનીય છે."

(છંદ–અનુષ્ટુપ)

स्थितप्रज्ञो यतिरयं यः सदानन्दमश्नुते ।
ब्रह्मण्येव विलीनात्मा निर्विकारो विनिष्क्रियः ॥४२७॥

यः यतिः = જે(યત્નશીલ) યોગી | सदा = હંમેશા
ब्रह्मणि एव = પરબ્રહ્મમાં જ | आनन्दम् = આનંદને
विलीनात्मा = ચિત્તનો લય કરીને | अश्नुते = પ્રાપ્ત કરે છે.
निर्विकारः = વિકારરહિત બનીને | अयम् = આવો (હોય તે)
विनिष्क्रियः = ક્રિયામુક્ત છે. (તથા) | स्थितप्रज्ञः = સ્થિતપ્રજ્ઞ છે.

(છંદ–અનુષ્ટુપ)

ब्रह्मात्मनोः शोधितयोरेकभावावगाहिनी ।
निर्विकल्पा च चिन्मात्रा वृत्तिः प्रज्ञेति कथ्यते ।
सा सर्वदा भवेद्यस्य स्थितप्रज्ञः स उच्यते ॥४२८॥

ब्रह्मात्मनोः = પરબ્રહ્મ અને જીવાત્માનું
शोधितयोः = સંશોધન (કરી)
एकभावावगाहिनी = ઐક્યભાવને ગ્રહણ કરવાવાળી
निर्विकल्पा च = નિર્વિકલ્પ અને
चिन्मात्रा वृत्तिः = માત્ર ચૈતન્યમય વૃત્તિ
प्रज्ञा इति = 'પ્રજ્ઞા' એમ
कथ्यते = કહેવાય છે.
यस्य सा = જેની તેવી (પ્રજ્ઞા)
सर्वदा = સદાકાળ (સમ્યક્ રીતે સ્થિત)
भवेत् = થયેલી હોય
सः स्थितप्रज्ञः = તે સ્થિતપ્રજ્ઞ
उच्यते = કહેવાય છે.

## સ્થિતપ્રજ્ઞ દર્શન

હવેના બે શ્લોકમાં સ્થિતપ્રજ્ઞની વ્યાખ્યા આપવામાં આવે છે. પરબ્રહ્મમાં ચિત્તનો લય કરનારો, નિર્વિકાર થઈ ક્રિયામુક્ત થનારો, સદા આનંદનો અનુભવ કરનારો યોગી જ્યારે જીવબ્રહ્મના ઐક્યભાવને પ્રાપ્ત કરનારી નિર્વિકલ્પ તથા ચૈતન્યમય બનેલી, પ્રજ્ઞા નામની વૃત્તિને પરબ્રહ્મમાં સ્થિત કરે છે ત્યારે તે સ્થિતપ્રજ્ઞ કહેવાય છે.

આવા સ્થિતપ્રજ્ઞની પ્રજ્ઞા કે બુદ્ધિ અચળ થયેલી હોવાથી પ્રતિકૂળ કે દુઃખના સંજોગોમાં તેનું ચિત્ત ન તો પ્રતિક્રિયા કરે છે કે દુઃખ અનુભવી ઊહાપોહ કરે છે અગર અનુકૂળ સંજોગોમાં જ્યારે સુખ અનુભવાતુ હોય તેવા અનુકૂળ સંજોગોની અપેક્ષા કે આકાંક્ષા રાખતો નથી અને તેવા સુખદ પ્રસંગોનું પુનરાવર્તન ઇચ્છતો પણ નથી. તદુપરાંત, તેવા યોગીએ બ્રહ્મમાં ચિત્તનો લય કર્યો હોવાથી તેની ચિત્તમાં રહેલી તમામ કામનાઓનો ત્યાગ થઈ જાય છે અને ત્યારબાદ કામના કે વાસનારહિત થયેલો સ્થિતપ્રજ્ઞ પોતે

પોતાનામાં પોતા દ્વારા જ સંતુષ્ટ થયેલો જણાય છે અને તે જ કારણે ઈષ્ટ કે અનિષ્ટ પ્રાપ્તિ કે અપ્રાપ્તિમાં તે રાગદ્વેષ વગરનો હોય છે. સ્થિતપ્રજ્ઞ ઈન્દ્રિયોના વિષયોમાં આકર્ષાતો નથી કારણ કે પોતાની તમામ ઈન્દ્રિયોને તેણે વિષયોથી પાછી બોલાવી લીધી છે અને તે જ કારણે તેની બુદ્ધિ વિક્ષેપવગરની ચંચળતારહિત થયેલી હોવાથી સ્થિતપ્રજ્ઞા કહેવાય છે. આમ વિચારતાં સ્પષ્ટ થાય છે કે જેણે ઈન્દ્રિયો પર વિજય મેળવ્યો નથી અને જે કોઈ જીતેન્દ્રિય થયો નથી તેવો કદાપિ સ્થિતપ્રજ્ઞ કહેવાય નહીં. માટે જ કૃષ્ણપરમાત્માને પણ જેની પ્રજ્ઞા સ્થિત હોય તેને માટે જાહેર કરવું પડ્યું કે "**वशे हि यस्येन्द्रियाणि तस्य प्रज्ञा प्रतिष्ठिता ।** " (ભ.ગીતા અ. ૨/૬૧) "ઈન્દ્રિયો જેને વશ હોય છે તેની જ પ્રજ્ઞા કે બુદ્ધિ સ્થિર કહેવાય છે.

આમ વિચારતાં જણાય છે કે જે જીતેન્દ્રિય હોવાને લીધે સ્થિતપ્રજ્ઞ કહેવાય છે તે કદી ઈન્દ્રિયોના વિષયનું ચિંતન કરતો નથી કારણ કે ઈન્દ્રિયો પર તેનું નિયંત્રણ છે, ઈન્દ્રિયો તેના વશમાં છે. ઈન્દ્રિયો તેની માલિક કે સ્વામી નથી પરંતુ સ્થિતપ્રજ્ઞ પોતે ઈન્દ્રિયોનો સ્વામી છે અને ઈન્દ્રિયો સેવકો છે. તેથી તેને આજ્ઞાંકિત થઈને જ તેની સેવાર્થે જ તેઓ કામ કરે છે અગર નિષ્ક્રિય થઈને પડી રહે છે. તેથી સ્થિતપ્રજ્ઞનું મન ઈન્દ્રિયો સાથે બહિર્ગમન કરતું નથી અને વિષયભોગમાં આસક્ત થતું નથી માટે વિષયોનું ચિંતન કરવાનો પ્રશ્ન જ સ્થિતપ્રજ્ઞ માટે ઉત્પન્ન થતો નથી. માટે જ જીવનની આત્મવિસ્મરણ જેવી મહાન હોનારતથી તે બચી જાય છે. કારણ કે વિષયચિંતન ન કરવાથી વિષયોમાં તેની આસક્તિ થતી નથી અને આસક્તિ કે વિષયસંગથી બચેલો સ્થિતપ્રજ્ઞ કામનામાં પડતો નથી કારણ કે વિષયસંગ કે આસક્તિ કામના અગર વાસના જન્માવે છે અને જો તેવી કામના પૂરી ન થાય તો ક્રોધ ઉત્પન્ન થાય છે પરંતુ આવો પ્રશ્ન સ્થિતપ્રજ્ઞની સામે આવતો નથી. સ્થિતપ્રજ્ઞમાં ક્રોધના લીધે ઉત્પન્ન થતો અવિવેક કે સંમોહ અને સંમોહથી સ્વસ્વરૂપની સ્મૃતિનો નાશ અને સ્મૃતિનાશમાંથી બુદ્ધિનાશ અને અંતે બુદ્ધિનાશથી થતું

પતન હોતું નથી માટે આવા અકસ્માતની પતનકારી શૃંખલાથી સ્થિતપ્રજ્ઞ બચી જાય છે અને હંમેશા અન્યને આવા અધોગતિના તથા વિનાશના માર્ગેથી બચાવવા તે પ્રયત્નશીલ હોય છે. માટે જ સ્વયં કૃષ્ણપરમાત્માએ સ્થિતપ્રજ્ઞ પુરુષ તરીકે ભગવદ્દગીતા દ્વારા સ્થિતપ્રજ્ઞનો ઉપદેશ આપી અનેક મુમુક્ષુઓને બુદ્ધિનાશના માર્ગેથી બચાવવાનો અને આત્મસ્વરૂપની વિસ્મૃતિથી તારવાનો અલૌકિક પ્રયત્ન કર્યો છે. તેથી જ તેવા ગીતાના મહાન સ્થિતપ્રજ્ઞ પુરુષને અખિલ વિશ્વના પૂજનીય સદ્ગુરુ કહ્યાં છે.''**श्रीकृष्णं वन्दे जगद्गुरुम् ।** ''

શ્લોકમાં જણાવ્યું છે કે સ્થિતપ્રજ્ઞ ચિત્તને બ્રહ્મમાં લીન કરી નિર્વિકાર અને નિષ્ક્રિય થાય છે. ''**ब्रह्मण्येवविलीनात्मा निर्विकारो विनिष्क्रियः** ।'' '' જે યોગી બ્રહ્મમાં ચિત્તનો લય કરીને નિષ્ક્રિય અર્થાત્ ક્રિયામુક્ત બને છે તે સ્થિતપ્રજ્ઞ છે.'' નિર્વિકાર અને નિષ્ક્રિય જેવું સ્થિતપ્રજ્ઞનું લક્ષણ દર્શાવે છે કે સંસારના તમામ ભૂતમાત્ર અર્થાત્ પશુ, પંખી અને મનુષ્યો પ્રવૃત્તિમાં કાર્યરત હોય છે અને કર્મના નશામાં ચકચૂર હોય છે, પ્રવૃત્તિમાં ગળાડૂબ હોય છે, પ્રવૃત્તિ વગર તેવા સૌ બેચેન બને છે, ક્ષણમાત્ર પણ પ્રવૃત્તિથી અટકતા નથી, અર્થાત્ પ્રવૃત્તિમાં સતત જાગ્યા કરે છે ત્યારે અજ્ઞાનીઓની તેવી પ્રવૃત્તિરૂપી સઘન આંધીમાં કે કર્મના વંટોળ વચ્ચે પણ સ્થિતપ્રજ્ઞ નિરાંતે નિર્વિકાર અને નિષ્ક્રિય બની ઊંઘે છે અને જયારે તમામ અજ્ઞાનીઓ આત્મજ્ઞાનમાં અર્થાત્ મોક્ષપ્રાપ્તિ માટે નિષ્ક્રિય થઈ, પ્રમાદી થઈ ઊંઘ્યા કરે છે ત્યારે સ્થિતપ્રજ્ઞ પોતાની પ્રજ્ઞાને આત્મસ્વરૂપમાં સ્થિત કરી પોતાના સત, ચિત, આનંદસ્વરૂપમાં નિશદિન જાગ્યા કરે છે. તેથી સ્થિતપ્રજ્ઞનું આગવું અલૌકિક લક્ષણ સ્પષ્ટ કરે છે કે કર્મ કે પ્રવૃત્તિરૂપી જાગૃતિમાં જે ઊંઘે અર્થાત્ નિષ્ક્રિય રહે તે સ્થિતપ્રજ્ઞ છે. તથા અજ્ઞાનીઓના વિષયભોગમાં પણ જે નિર્વિકાર રહી મનને આત્મામાં ડુબાડી પોતે પોતા દ્વારા પોતાનામાં બાહ્યવિષયોના અભાવમાં અને ઇન્દ્રિયસુખની અનુપસ્થિતિમાં પણ સંતુષ્ટ રહે તે સ્થિતપ્રજ્ઞ છે.

(છંદ-અનુષ્ટુપ)

यस्य स्थिता भवेत् प्रज्ञा यस्यानन्दो निरन्तरः ।
प्रपञ्चो विस्मृतप्रायः स जीवन्मुक्त इष्यते ॥४२९॥

| | |
|---|---|
| यस्य | = જેની |
| प्रज्ञा | = પ્રજ્ઞા |
| स्थिता भवेत् | = સ્થિર હોય. |
| यस्य आनन्दः निरन्तरः | = જેનો આનંદ નિરંતર (હોય) |
| प्रपञ्चः | = (અને) પ્રપંચ |
| विस्मृतप्रायः | = જેને લગભગ ભૂલાઈ ગયો હોય, |
| सः | = તે |
| जीवन्मुक्तः | = જીવન્મુક્ત |
| इष्यते | = કહેવાય છે. |

### જીવન્મુક્તદર્શન

સ્થિતપ્રજ્ઞની વ્યાખ્યા, લક્ષણ કે સમજૂતિ અપાયા બાદ હવે પછીના સત્તર શ્લોક દ્વારા જીવન્મુક્ત પુરુષના લક્ષણોનો વિચાર આપવામાં આવે છે.

જેની બુદ્ધિ કે પ્રજ્ઞા સ્થિર હોય, તથા જેને પોતાના આત્મસ્વરૂપનો આનંદ અવિરત રીતે ઉદય અને અસ્ત વિના અનુભવાતો હોય, તેવા આત્માનંદમાં નિમગ્ન થયેલા પુરુષને દશ્ય જગતરૂપી પ્રપંચનું વિસ્મરણ થયેલું હોય છે. તેથી દશ્યપ્રપંચની જળોજથા તથા આધિ, વ્યાધિ અને ઉપાધિ જેવી પ્રપંચી માયાજાળથી જે છૂટી ગયો છે તે જીવન્મુક્ત કહેવાય છે.

(છંદ-અનુષ્ટુપ)

लीनधीरपि जागर्ति यो जाग्रद्धर्मवर्जितः ।
बोधो निर्वासनो यस्य स जीवन्मुक्त इष्यते ॥४३०॥

| | |
|---|---|
| लीनधीः | = જેની બુદ્ધિ (પરબ્રહ્મમાં) લીન થઈ હોય, |

यः जागर्ति अपि = જે જાગતો છે પણ
जाग्रत्–धर्मवर्जितः = જાગ્રત અવસ્થાના ધર્મોથી રહિત હોય છે,
यस्य = જેનું
बोधः = જ્ઞાન
निर्वासनः = વાસના વગરનું હોય છે,
सः = તેને
जीवन्मुक्तः = જીવન્મુક્ત
इष्यते = કહેવાય છે.

જેની બુદ્ધિ પરબ્રહ્મમાં લીન થઈ ગઈ હોય અને જે જાગતો હોવા છતાં જાગ્રત અવસ્થાના ધર્મોથી રહિત હોય છે તે જીવન્મુક્ત છે. એવા લક્ષણનો તત્ત્વાર્થ જાણવા વિચારવું કે જીવન્મુક્ત પુરુષ સદા જાગે છે. જાગ્રત અવસ્થામાં સામાન્ય અજ્ઞાની વ્યક્તિને ઇન્દ્રિયોના વિષયમાં આસક્તિ ઉપજે છે તેવી આસક્તિ ઉત્પન્ન થવી તે જાગ્રત અવસ્થાનો ધર્મ છે. તદુપરાંત દૃશ્યપ્રપંચમાં બંધાયેલા સૌ અજ્ઞાનીઓ પોતાની દેહાદિ ઉપાધિ સાથે તાદાત્મ્ય કરીને જ કર્મો કરે છે અને કર્મના સુખ-દુઃખરૂપી ફળ ભોગવી પોતાને કર્તા કે ભોક્તા માને છે. આમ, મોટાભાગના લોકો વિષયાસક્તિમાં, દેહાદિના તાદાત્મ્યમાં, કર્તા અને ભોક્તાભાવના ધર્મોથી બંધાઈને જાગ્રત અવસ્થામાં જાગે છે. જ્યારે જીવન્મુક્ત પુરુષ જાગ્રત અવસ્થામાં જાગતો હોવા છતાં દેહાદિના તાદાત્મ્ય**થી**, વિષયોની આસક્તિ**થી** કે કર્તા-ભોક્તાભાવના ધર્મો**થી** બંધાતો નથી કે ન તો તેવા બંધનથી સુખ-દુઃખનો અનુભવ કરતો. માટે જ કહેવાયું છે કે જીવન્મુક્ત જાગે છે છતાં જાગ્રત અવસ્થાના ધર્મથી વંચિત હોય છે. "**जागर्ति यो जाग्रद्धर्मवर्जितः ।** "

જીવન્મુક્તની સ્તુતિ અર્થે તેનું અન્ય લક્ષણ દર્શાવતાં અત્રે જણાવ્યું છે કે "**बोधो निर्वासनो यस्य** " " જેનું જ્ઞાન વાસનામુક્ત હોય" તેને જીવન્મુક્ત કહેવાય છે. અર્થાત્ પોતાના હૃદયમાં જેણે જ્ઞાનાગ્નિ પ્રગટાવી હૃદયગ્રંથિને બાળી મૂકી છે તેનામાં વાસના હોવાની સંભાવના હોતી નથી.

હૃદયગ્રંથિ એટલે જ અવિદ્યા, કામ અને કર્મની ત્રિપુટી. આવી ત્રિપુટીના અભાવમાં જીવન્મુક્તને ન હોય વાસના કે વાસનાના સ્થૂળ કે ઘનસ્વરૂપ જેવું કર્મ. તે જ ન્યાયે જે વાસનાથી છૂટયો છે તે સંસારથી અને પુનર્જન્મથી પણ છૂટેલો હોય છે. માટે જ તેને જીવન્મુક્ત કહી અત્રે તેની સ્તુતિ કરવામાં આવી છે.

(છંદ-અનુષ્ટુપ)

शान्तसंसारकलनः कलावानपि निष्कलः ।
यः सचित्तोऽपि निश्चिन्तः स जीवन्मुक्त इष्यते ॥४३१॥

यः शान्तसंसारकलनः = જેની સંસારવાસના શમી ગઈ હોય,
कलावान् अपि निष्कलः = કલાવાન હોવા છતાં નિષ્કલ છે.
सचित्तः अपि निश्चिन्तः = ચિત્તવાળો હોવા છતાં નિશ્ચિંત છે,
सः जीवन्मुक्तः इष्यते = એ જીવન્મુક્ત કહેવાય છે.

જીવન્મુક્તની સ્તુતિ અને લક્ષણ સંદર્ભે શ્લોકની પ્રથમ પંક્તિમાં દર્શાવ્યું છે કે જેની સંસારવાસના શમી ગઈ હોય તથા જે ''**कलावान् अपि निष्कलः** ।'' ''જે કળાવાળો હોવા છતાં નિષ્કલ છે.'' તે જીવન્મુક્ત છે. અર્થાત્ અત્રે કળાવાન અને નિષ્કલ જેવો વિરોધાભાસ વ્યક્ત કરી દર્શાવ્યું છે કે જીવન્મુક્ત સામાન્ય સંસારી જેમ જીવનવ્યવહારમાં હોવા છતાં વ્યાવહારિક સત્યમાં જીવતો નથી, વિકારી જેવો કળાવાન દેખાતો હોવા છતાં નિષ્કલ અર્થાત્ ઈન્દ્રિયોની પ્રવૃત્તિથી અસંગ એવો અર્થ લેતાં, જીવન્મુક્ત ઈન્દ્રિયોની પ્રવૃત્તિવાળો દેખાતો હોવા છતાં ઈન્દ્રિયોની પ્રવૃત્તિથી અસંગ છે. દા.ત. તે આંખથી જોતો, કાનથી સાંભળતો, ત્વચાથી સ્પર્શ કરતો, રસનાથી સ્વાદ લેતો હોય છતાં ઈન્દ્રિયોના વિષયોમાં નથી તો આસક્ત થતો કે નથી વિષયબંધનમાં બદ્ધ થતો. માટે જ ઈન્દ્રિયોની પ્રવૃત્તિવાળો કળાવાન હોવા છતાં તેવી પ્રવૃત્તિઓથી અસંગ અને નિષ્કલ કહેવાયો છે. તદુપરાંત ' **कलावान् अपि निष्कलः** 'નો શાસ્ત્રીય અર્થ લેતાં એવું પણ વિચારવું પડે કે જે પ્રાણ, શ્રદ્ધા આદિ ષોડશકળાથી સંપન્ન છે તે કળાવાન છે અને તેથી અસંગ છે, નિષ્કલ છે.

જીવન્મુક્ત ચિત્તવાળો હોવા છતાં નિશ્ચિંત હોય છે. આવા લક્ષણથી જીવન્મુક્તના સ્તુત્યાકાશમાં જાણે અનંત તારલાઓ જેમ પ્રશંસાઓનો મેળો ભરાયો હોય અને નક્ષત્રોની ઉમટી પડેલી મેદની જાણે તેની ખ્યાતિના ગાન ગાતી હોય તેવું વાતાવરણ નજરે પડે છે. જીવન્મુક્તને ચિત્ત નથી તેવું નથી અને ચિત્ત છે તેવું કહેવાનું દુ:સાહસ પણ કરી શકાય તેમ નથી. કારણ કે જીવન્મુક્તને ચિત્ત છે તો તે ચૈતન્યથી જુદું નથી અને જો તેનું ચિત્ત ચૈતન્યમય થયું હોય તો બ્રહ્મીભૂત થયેલો જીવન્મુક્ત અભયતાને પ્રાપ્ત છે. આમ, જે અભયતાને વરેલો હોય તેને ચિંતા શેની? વિષય કે અવિષયનું ચિંતન ક્યાં? અને ચિત્ત જો ચૈતન્ય બની બ્રહ્મચૈતન્યમાં તદ્રૂપ થયેલું હોય તો બ્રહ્મથી ભિન્ન અનાત્મવસ્તુનું કે ભૌતિક પદાર્થોનું તેને દ્વૈતદર્શન કેવું? જો દ્વૈતદર્શન નથી તો તેની પ્રાપ્તિની ચિંતા ક્યાં? જો દ્વૈત વિષયસમૂહનું વળગણ નથી, તો તેના ત્યાગ માટે પણ તેને ચિંતા સંભવી શકે નહીં. આમ, જીવન્મુક્ત નચિંત છે, નિશ્ચિંત છે અને છતાં બ્રહ્મમાં તદ્રૂપ થયેલા ચિત્તવાળો છે એવું કહેવામાં લેશમાત્ર અતિશયોક્તિ નથી. માટે જ આચાર્યશ્રીએ જીવન્મુક્તની ખ્યાતિમાં વિખ્યાત વિલક્ષણ લક્ષણોની ખાણને ખુલ્લી કરી મુમુક્ષુના લાભાર્થે સ્તુતિપ્રસાદની ખુલ્લા હૃદયે લહાણી કરી હોય તેવું ભાસે છે.

(છંદ–અનુષ્ટુપ)

**वर्तमानेऽपि देहेऽस्मिन् छायावदनुवर्तिनि ।**
**अहंताममताभावो जीवन्मुक्तस्य लक्षणम् ॥४३२॥**

**छायावत् अनुवर्तिनि** = છાયાની જેમ પોતાને અનુસરતું
**अस्मिन् देहे वर्तमाने अपि** = આ શરીર હયાત હોવા છતાં
**अहंता–ममता–अभावः** = જેને એના પર 'હું અને મારું' એવી અહં તથા મમત્વભાવના ન હોવી એ
**जीवन्मुक्तस्य** = જીવન્મુક્તનું
**लक्षणम्** = લક્ષણ છે.

શરીરની હયાતિ હોવા છતાં શરીર ઉપર અહંભાવ કે મમભાવ ન હોવો અને શરીરને પોતાના પડછાયાની જેમ અનુસરતું જાણવું તે જીવન્મુક્તનું લક્ષણ છે.

જેમ દેહનો પડછાયો મૂંગે મોઢે પ્રતિક્રિયા વિના દેહને અનુસરે છે, દેહ ઊભો રહેતા છાયા સ્થગિત થાય છે અને દેહનું ચલન થવાથી તેની ક્રિયા જોવા મળે છે. દેહ કદી છાયાને અનુસરતો નથી અને છાયાથી લેશમાત્ર પ્રભાવિત થતો નથી. રસ્તે ચાલતાં એવું બની શકે કે પડછાયો ગટરમાં, કાદવમાં, કીચડમાં પડતો દેખાય છતાં શરીરને ગંદકીના કોઈ ડાઘ હોતા નથી. તે જ પ્રમાણે જીવન્મુક્ત શરીરને પોતાનો પડછાયો ગણે છે. માટે જ શરીરના કાર્યથી ન તો ક્રિયાશીલ થાય છે, શરીરના દર્દથી ન તો દુઃખી થાય છે, દેહના અલંકારોથી ન તો અલંકૃત થાય છે કે દેહની નગ્નાવસ્થામાં ન તો જીવન્મુક્ત દિગંબર બને છે. તદુપરાંત દેહને રંગ, રાગ, ભોગ કે વિલાસના કીચડમાં પડતા જુએ છે છતાં પણ દેહની તેવી ભોગક્રિયાથી જીવન્મુક્તની આત્મદશાનો ભંગ થતો નથી કે તેની વિલાસી વર્તણૂકનો કીચડ પણ તેને ચોંટતો નથી. કારણ કે તે સ્પષ્ટ માને છે કે ન તો હું દેહ છું કે દેહ મારો છે. તેથી દેહ આજે જ પતન પામે કે વર્ષો સુધી જીવતો રહે, તેમાં મારે નિઃસંદેહ લેવા દેવા નથી. આવી શરીર સાથેની નિઃસ્પૃહ ભાવના જ જીવન્મુક્તનું અનોખું, આગવું, અપ્રતીમ લક્ષણ છે.

(છંદ–અનુષ્ટુપ)

**अतीताननुसंधानं भविष्यदविचारणम् ।**
**औदासीन्यमपि प्राप्ते जीवन्मुक्तस्य लक्षणम् ॥४३३॥**

**अतीत–अननुसंधानम्** = ભૂતકાળનું સ્મરણ ન કરવું
**भविष्यत् अविचारणम्** = ભવિષ્યનો વિચાર ન કરવો
**प्राप्ते अपि औदासीन्यम्** = વર્તમાન (પ્રાપ્તિ) પ્રત્યે ઉદાસીનતા
**जीवन्मुक्तस्य** = જીવન્મુક્તનું
**लक्षणम्** = લક્ષણ છે.

ભૂતકાળનું અનુસ્મરણ ન કરવું, ભવિષ્યનો વિચાર ન કરવો તથા વર્તમાનની પ્રાપ્તિ પ્રત્યે ઉદાસીનતા દાખવવી, એ જીવન્મુક્તનું લક્ષણ છે. ભૂતકાળના મધુર સ્વપ્નોનું સ્મરણ કરી વર્તમાનની પ્રતિકૂળતાને ભૂલવાનો પ્રયત્ન કરવો, એ મનુષ્ય માત્રની સ્વાભાવિક પ્રવૃત્તિ છે અને તે જ પ્રમાણે જીવનના શેષ સમયમાં મનુષ્ય, ભવિષ્યના વિચારો કે ચિંતામાં ડૂબેલો જોવા મળે છે. આમ, મનુષ્ય જન્મનો મોટા ભાગનો સમય ભૂતના સ્મરણમાં કે ભાવિની ચિંતામાં ચાલ્યો જાય છે. જ્યારે થોડો સમય, જે વર્તમાનની વાસ્તવિકતાઓ સમજવા ઉપલબ્ધ રહે છે તેમાં પ્રારબ્ધગત જે કંઈ પ્રાપ્ત થાય છે તે તરફ પ્રતિક્રિયા કરવામાં, તેના રોદણાં રોવામાં અને તેની અભિવ્યક્તિમાં મનુષ્ય વેડફી નાંખે છે. આમ, ન તો સામાન્ય મનુષ્ય ભૂતકાળનો સદુપયોગ કરી શકે છે, ન તો મોક્ષાર્થે ભાવિની યોજના ઘડવામાં વર્તમાન વિતાવી શકે છે અગર ન તો ઈશ્વરદત્ત વર્તમાનને સુખચેનથી ભોગવી પણ શકે છે. જ્યારે જીવન્મુક્તને નથી ભૂતકાળનું અનુસ્મરણ કે નથી ભવિષ્યની ચિંતા. તે તો શરીર પ્રારબ્ધને સોંપી, શરીરના ભાવિનો વિચાર ભૂલી ચૂક્યો છે અને શરીરના વીતેલા કાળની તો જીવન્મુક્તને પરવા જ નથી. કારણ કે પોતે તો કાળથી મુક્ત છે અને દેહ જ કાળના બંધનમાં છે, તો કયા હેતુથી જીવન્મુક્ત ભૂત કે ભાવિનો પાલવ પકડે કે છેડો ફાડે. તે જ ન્યાયે શરીરને તેના કર્મ પ્રમાણે પ્રારબ્ધગત જે કંઈ પ્રાપ્તિ કે અપ્રાપ્તિ વર્તમાનમાં થાય છે, તે તરફ જીવન્મુક્તને ઉદાસીન કે ઉપેક્ષાવૃત્તિ હોય છે. આમ, જીવન્મુક્ત પોતાને કાળનો પણ કાળ, કાળની પેલે પાર તથા કાળનો પણ કોળિયો કરનાર જાણી ભૂત, ભાવિ અને વર્તમાનની સારી-નરસી, સંજોગશૃંખલાથી મુક્ત થાય છે અને પોતાના અકાળ સ્વરૂપમાં એકાગ્ર થઈ અલૌકિક મસ્તીમાં ઉદાસીનવૃત્તિથી વિહાર કર્યા કરે છે.

(છંદ-અનુષ્ટુપ)

**गुणदोषविशिष्टेऽस्मिन् स्वभावेन विलक्षणे ।**
**सर्वत्र समदर्शित्वं जीवन्मुक्तस्य लक्षणम् ॥४३४॥**

| | |
|---|---|
| स्वभावेन विलक्षणे | = સ્વભાવથી વિલક્ષણ |
| गुणदोषविशिष्टे | = (અને) ગુણદોષ સભર (હોવા છતાં) |
| अस्मिन् | = આ(સંસાર)માં |
| सर्वत्र | = સર્વત્ર (સૌ ઉપર) |
| समदर्शित्वम् | = સમાન દૃષ્ટિ રાખવી |
| जीवन्मुक्तस्य लक्षणम् | = એ જીવન્મુક્તનું લક્ષણ છે. |

આ સંસારમાં ભૂતમાત્ર સ્વભાવથી વિલક્ષણ અને સત્ત્વ, રજસ, તમસ જેવા ગુણદોષસભર હોવાથી અન્યોન્યથી જુદાં જુદાં હોવા છતાં તે સૌ ઉપર સમત્વદૃષ્ટિ રાખવી એ જીવન્મુક્તનું અનુપમ લક્ષણ છે.

જીવન્મુક્ત પુરુષ સર્વાત્મદર્શી હોય છે, તેથી તે કોઈના દેહાદિ ધર્મો ઉપર ધ્યાન આપતો નથી અને માટે જ જાતિ, કૂળ, ગોત્ર, નામ-રૂપ આદિ વ્યક્તિગત ભિન્નતાઓ તરફ તે ઉદાસીન કે ઉપેક્ષાવૃત્તિવાળો હોય છે. તેથી સંસારના જીવોમાં તેને ન તો ઈષ્ટ-અનિષ્ટનો ભાવ હોય છે, ન તો બ્રાહ્મણ, ક્ષત્રિય, શૂદ્ર કે વૈશ્ય જેવા ઊંચ-નીચના ભેદ હોય છે અને તે જ ન્યાયે તે સ્ત્રી-પુરુષના તફાવતો તરફ પણ આંખ આડા કાન કરે છે. અર્થાત્ સંસારની વિભિન્નતાઓ કે વૈવિધ્યને જોવા છતાં તે તરફ અંધ બને છે કારણ કે અનેકતા, ભેદ, જુદાઈ અને દ્વૈત જ દુ:ખનું કારણ છે તેવું સમજી દ્વૈતદૃષ્ટિનો અને દૃશ્યપ્રપંચનો તે પોતાની સમત્વદૃષ્ટિમાં લય કરે છે. આમ, વૈવિધ્યમાં એકત્વનું દર્શન કરવાની અને સંસારની વિચિત્રતાઓ અને વિષમતાઓમાં સમાનદૃષ્ટિ રાખવાની અનોખી કળા જીવન્મુક્તને હસ્તગત છે. પરંતુ તેથી કંઈ એકત્વમાં વૈવિધ્યનું દર્શન કરવાની કળા તે ખોઈ બેઠો નથી, કારણ કે સમગ્ર દૃશ્યપ્રપંચનું, અસંખ્ય વિચિત્રતાઓનું, અસીમ વિષમતાઓનું અધિષ્ઠાન તો એકમાત્ર પરબ્રહ્મ છે અને તે પરબ્રહ્મ હું પોતે જ છું એવા નિર્વિવાદ સત્ય સાથે સાક્ષાત્કાર કરનારો જીવન્મુક્ત ઐક્યમાં વૈવિધ્યનું દર્શન પણ કરી શકે છે. આવી, સર્વમાં સર્વકાળે સર્વત્ર સમત્વદૃષ્ટિ જ જીવન્મુક્તનું અલૌકિક આભૂષણ છે.

(છંદ-અનુષ્ટુપ)

इष्टानिष्टार्थसंप्राप्तौ समदर्शितयाऽऽत्मनि ।
उभयत्राविकारित्वं जीवन्मुक्तस्य लक्षणम् ॥४३५॥

इष्ट–अनिष्टार्थसंप्राप्तौ = ઈષ્ટ-અનિષ્ટની (પ્રારબ્ધગત) પ્રાપ્તિમાં
आत्मनि = મનમાં (હર્ષ-શોક જેવા)
अविकारित्वम् = વિકારો ન થાય (પરંતુ)
समदर्शितया उभयत्र = તેવા બન્નેમાં સમત્વદૃષ્ટિ હોવી
जीवन्मुक्तस्य लक्षणम् = તે જીવન્મુક્તનું લક્ષણ છે.

ઈષ્ટ કે અનિષ્ટ, સારા કે નરસા ગમે તેવા પદાર્થો કે પરિસ્થિતિ પ્રારબ્ધગત પ્રાપ્ત થાય, છતાં મનમાં હર્ષ કે શોક જેવા વિકારો તો ન થાય, પરંતુ ઈષ્ટ-અનિષ્ટ જેવું જે કંઈ પ્રાપ્ત થાય તેમાં સમત્વ દૃષ્ટિ રાખવી અર્થાત્ ઈષ્ટની પ્રાપ્તિમાં ન તો હર્ષ અનુભવવો કે અનિષ્ટની પ્રાપ્તિમાં ન દુઃખી થવું તથા બંને વિપરીત પરિસ્થિતિઓમાં મનનું સમતુલન જાળવી રાખવું કે માનસિક પ્રતિક્રિયાથી અસંગ રહેવું એ જીવન્મુક્તનું લક્ષણ છે.

મનુષ્ય મોટાભાગે પ્રતિક્રિયામાં જીવન જીવતો હોય છે. માટે જ સંજોગો ઉપર વિજય મળવાથી કે લાભ થવાથી તેનું મન હર્ષોન્માદમાં નાચે છે અગર પરાજયમાં કે નુકશાન થાય ત્યારે દુઃખના દરિયામાં ડૂબી જાય છે અને તે જ મન પોતાની સ્તુતિ, વખાણ કે પ્રશંસાના સમયે સ્વયં જાતે જ વિજયમાળા પહેરી ગદ્ગદિત થાય છે. જ્યારે નિંદા કે અપમાનના સમયે હીનતા કે તિરસ્કારનો ભાવ અનુભવી હતાશા, નિરાશા કે ભગ્નાશામાં ડૂબે છે. જ્યારે જીવન્મુક્ત પુરુષ આવા વિપરીત પ્રસંગોમાં પણ પોતાની નિજાનંદી મસ્તીમાંથી લેશમાત્ર પણ ચલિત થતો નથી અને પોતાની સમત્વ દૃષ્ટિ અને જીવન્મુક્ત દશાને નિર્વિકાર રાખી નિર્દ્વંદ્વ થઈ ઈષ્ટ-અનિષ્ટ જેવા દ્વંદ્વને પરાજિત કરે છે. તે જ જીવન્મુક્તનું દિવ્ય લક્ષણ છે.

(છંદ-અનુષ્ટુપ)

ब्रह्मानन्दरसास्वादासक्तचित्ततया यतेः ।
अन्तर्बहिरविज्ञानं जीवन्मुक्तस्य लक्षणम् ॥४३६॥

ब्रह्मानन्दरसास्वाद-आसक्त-चित्ततया = બ્રહ્માનંદરસના આસ્વાદનમાં લીન થયેલા ચિત્તથી
अन्तः-बहिः-अविज्ञानम् = અંદર અને બહારના પદાર્થોનું જ્ઞાન ન થવું તે
जीवन्मुक्तस्य यतेः लक्षणम् = જીવન્મુક્ત સંન્યાસીનું લક્ષણ છે.

બ્રહ્માનંદનો આસ્વાદ લેવામાં આસક્ત થયેલા યતિના ચિત્તને અંદર કે બહારની કોઈ પણ વસ્તુનું જ્ઞાન ન થવું તે જીવન્મુક્તનું લક્ષણ છે. જીવન્મુક્ત પુરુષને અભેદદૃષ્ટિ પ્રાપ્ત હોવાથી અંદર અને બહાર જેવું અથવા સૂક્ષ્મ અને સ્થૂળ જેવું સાપેક્ષતત્વ જણાતું નથી. તે તો પોતાના અખંડ નિરપેક્ષ આત્મતત્ત્વમાં નિમગ્ન છે અને ભેદદર્શી ચિત્તનો તેણે આત્મામાં આત્યંતિક લય કર્યો છે. તેથી અંદર-બહાર, આગળ-પાછળ, ઉપર-નીચે કે આજુ-બાજુ પોતાનાથી અન્ય કંઈ છે તેવી ભ્રાંતિથી મુક્ત હોવાને કારણે જ તેને જીવન્મુક્ત કહેવાય છે.

(છંદ-અનુષ્ટુપ)

देहेन्द्रियादौ कर्तव्ये ममाहंकारवर्जितः ।
औदासीन्येन यस्तिष्ठेत् स जीवन्मुक्त इष्यते ॥४३७॥

देहेन्द्रियादौ = દેહ-ઈન્દ્રિયો વગેરેમાં
कर्तव्ये = કર્તવ્યમાં
ममाहंकार वर्जितः = મમતા અને અહંકાર વિનાનો થઈને
औदासीन्येन यः तिष्ठेत् = ઉદાસીનભાવે જે રહે છે.
सः जीवन्मुक्तः इष्यते = તે જીવન્મુક્ત કહેવાય છે.

દેહ, ઇન્દ્રિયો અને કર્તવ્યકર્મમાં મમભાવ અને અહંકારથી મુક્ત થવું અને અહંકાર તથા મમત્વ પ્રત્યે ઉદાસીનભાવે રહેવું એ જીવન્મુક્તનું લક્ષણ છે. દેહ, ઇન્દ્રિય, કર્મ અને તેના ફળમાં તથા શરીર પ્રત્યેની પોતાની ફરજમાં તાદાત્મ્ય ન કરવું અને દેહાદિ દ્વારા થતાં કર્મમાં, તે દ્વારા ઉત્પન્ન થયેલાં ફળમાં પણ મમત્વનો ત્યાગ કરવો તથા અંતે 'હું મમત્વનો ત્યાગી છું', તેવા અહંકારને પણ ત્યજવો તે જ જીવન્મુક્તનું સૌ કોઈને આકર્ષે તેવું લક્ષણ છે.

(છંદ-અનુષ્ટુપ)

**विज्ञात आत्मनो यस्य ब्रह्मभावः श्रुतेर्बलात् ।**
**भवबन्धविनिर्मुक्तः स जीवन्मुक्तलक्षणः ॥४३८॥**

**यस्य** = જેને
**श्रुतेः बलात्** = શ્રુતિજન્ય જ્ઞાનના બળે
**आत्मनः** = સ્વયંનો
**ब्रह्मभावः विज्ञातः** = બ્રહ્મભાવ જણાયો છે
**भवबन्धविनिर्मुक्तः** = (અને) જે સંસારરૂપ બંધનમાંથી છૂટી ગયો છે.
**सः जीवन्मुक्तलक्षणः** = તે (વાસ્તવમાં) જીવન્મુક્તના લક્ષણવાળો છે.

જેને શ્રુતિજન્ય જ્ઞાનના બળે સ્વયંનો બ્રહ્મભાવ જણાયો છે અને જે સંસારબંધનથી છૂટી ગયો છે, તે જ વાસ્તવમાં જીવન્મુક્તના લક્ષણવાળો છે.

પોતાને બ્રહ્મસ્વરૂપે જાણી જે સ્વયં બ્રહ્મીભૂત થઈ ચૂક્યો છે, તેને પોતાની બ્રાહ્મી દૃષ્ટિમાં કેવો સંસાર અને કેવું બંધન? જેને પોતાના બ્રહ્મભાવમાં દ્વંદ્વ દૃશ્ય નથી, તેને કોણ બદ્ધ કે કોણ મુક્ત? પોતાની બ્રાહ્મીસ્થિતિમાં દેશ-કાળ અને વસ્તુનો પરિચ્છેદ, મર્યાદા કે સીમા નથી તો કેવું બંધન દેશ, કાળ કે વસ્તુગત ભેદનું? આમ, સર્વે પ્રકારના બંધનોથી જીવતાં જ છૂટેલો હોવાને લીધે તેવો પુરુષ જીવન્મુક્ત કહેવાય છે.

(છંદ-અનુષ્ટુપ)

**देहेन्द्रियेष्वहंभाव इदंभावस्तदन्यके ।**
**यस्य नो भवतः क्वापि स जीवन्मुक्त इष्यते ॥४३६॥**

**यस्य देह-इन्द्रियेषु** = જેને દેહ તથા ઇન્દ્રિયો ઉપર
**अहंभावः** = 'હું'પણું
**तदन्यके** = (અને) તેથી અન્ય કોઈ પણ વસ્તુમાં
**क्व अपि** = ક્યારેય પણ
**इदंभावः नो भवतः** = 'આ'પણું હોતું નથી
**सः जीवन्मुक्तः इष्यते** = તે જીવન્મુક્ત કહેવાય છે.

જેને દેહ તથા ઇન્દ્રિયો ઉપર અહંભાવ હોતો નથી અને દેહાદિથી અતિરિક્ત અન્ય કોઈ પણ વસ્તુમાં ક્યારેય **'इदं'**ભાવ અર્થાત્ 'આ'પણું હોતું નથી, તે જીવન્મુક્ત કહેવાય છે.

જગતના પદાર્થોમાં **'इदं'**ભાવ ન હોવો, તેવું જીવન્મુક્તનું લક્ષણ સૂચવે છે કે જીવન્મુક્તને કંઈ પણ નાશવાન જણાતું નથી. જગતના તમામ નાશવાન, જડ, જન્મેલા, ક્ષેત્રવર્ગના, જ્ઞેયવર્ગના કે દૃશ્યવર્ગના પદાર્થો માટે સંસ્કૃતમાં **'इदं'** જેવું સર્વનામ વપરાય છે, જ્યારે ગુજરાતીમાં 'આ' હિન્દીમાં **'यह'** તથા અંગ્રેજીમાં 'THIS' એવો શબ્દ પ્રયોગ જોવા મળે છે. જ્યારે શાસ્ત્રગત શિક્ષણપ્રણાલિકામાં આત્મા માટે **'अहं'** એવું સર્વનામ વપરાય છે. અત્રે સૂચવેલું છે કે જીવન્મુક્તને **'इदं'**ભાવ હોતો નથી, તેનો તત્ત્વાર્થ એવો છે કે તેને કંઈ જ દૃશ્યસ્વરૂપે નાશવાન દેખાતું નથી. જે જે દૃશ્ય છે તે નાશ પામવાના સ્વભાવવાળું છે, **'दृष्टः नष्टः स्वभावः'** જીવન્મુક્તને તો સર્વાત્મદૃષ્ટિ પ્રાપ્ત હોવાને લીધે સર્વમાં બ્રહ્મદર્શન જ થયા કરે છે. બ્રહ્મદર્શન જ તેનું મુખ્ય લક્ષણ છે તેથી તે બ્રહ્મથી ભિન્ન કંઈ જ જોતો નથી. તેથી જીવન્મુક્તમાં **'इदं'** દૃષ્ટિનો કે 'આ, આ' એવી વૃત્તિનો સંભવ હોતો નથી. **'इदं'**વૃત્તિ કે દૃષ્ટિમાં જ અનેકતા, ભેદ, વિકારો અને નાશ જણાય છે. જ્ઞાની તો ભેદદૃષ્ટિથી કે **इदं**વૃત્તિથી અસંગ હોવાને લીધે, તેનામાં **इदं**વૃત્તિ કે 'આ'પણું હોતું નથી, તે ઇષ્ટ જ છે અને

જીવન્મુક્ત સંદર્ભે તેવું શિષ્ટ જ આલેખાવું જોઈએ. માટે જ જીવન્મુક્તની સ્તુતિ અર્થે જણાવાયું છે કે જીવન્મુક્ત પુરુષ **'इदं'** જેવી જડવૃત્તિઓનો દ્રષ્ટા નથી, પરંતુ સમગ્ર જડ જગતને ચૈતન્યમય જાણી ચૈતન્યરૂપે જ તેનું દર્શન કરે છે.

"जडं पश्यति नो यस्तु जगत्पश्यति चिन्मयम् ।"

(છંદ-અનુષ્ટુપ)

**न प्रत्यग्ब्रह्मणोर्भेदं कदापि ब्रह्मसर्गयोः ।**
**प्रज्ञया यो विजानाति स जीवन्मुक्त इष्यते ॥४४०॥**

**यः प्रत्यक्–ब्रह्मणोः** = જે પોતાના આત્મામાં અને બ્રહ્મમાં
**ब्रह्मसर्गयोः** = (તેમજ) બ્રહ્મમાં અને સંસારમાં
**प्रज्ञया** = વિવેકી બુદ્ધિથી
**कदा अपि** = ક્યારેય પણ
**न विजानाति भेदम्** = ભેદ સમજતો નથી.
**सः जीवन्मुक्तः इष्यते** = તે જીવન્મુક્ત કહેવાય છે.

જે પોતાના જીવાત્મા અને બ્રહ્મમાં તથા બ્રહ્મ અને સંસારમાં વિવેકબુદ્ધિ દ્વારા કોઈ પણ જાતનો ભેદ જોતો કે જાણતો નથી, તે જીવન્મુક્ત કહેવાય છે. જીવન્મુક્તિને જીવ, જગત અને બ્રહ્મ જેવા ભેદ જણાતા નથી કારણ કે તે ઉપાધિને દૂર કરી સર્વમાં નિરુપાધિક બ્રહ્મરૂપી અધિષ્ઠાનનું જ દર્શન કરે છે. માટે ઉપાધિભેદને સત્ય જાણતો નથી અને તેવા કાલ્પનિક ભેદમાં પોતે આસક્ત પણ થતો નથી. માત્ર અજ્ઞાની જ ભેદનું દર્શન કરી જાતે જ મૃત્યુના મુખમાં પ્રવેશે છે. પરંતુ જીવન્મુક્ત ઉપાધિ અને તાદાત્મ્યબંધનથી છૂટેલો હોવાને કારણે જ જીવન્મુક્ત કહેવાય છે.

(છંદ-અનુષ્ટુપ)

**साधुभिः पूज्यमानेऽस्मिन्पीड्यमानेऽपि दुर्जनैः ।**
**समभावो भवेद्यस्य स जीवन्मुक्त उच्यते ॥४४१॥**

साधुभिः पूज्यमाने = સજ્જનો વડે પૂજાવાથી (અને)
दुर्जनैः पीड्यमाने अपि = દુર્જનો વડે પીડાવાથી પણ
यस्य अस्मिन् = જેનો આમાં (આવી પરિસ્થિતિમાં)
समभावः भवेत् = સમભાવ (ટકી) રહે
सः जीवन्मुक्तः उच्यते = તે જીવન્મુક્ત કહેવાય છે.

સાધુસજ્જનો વડે પૂજાવાથી કે દુર્જનો વડે પીડાવાથી પણ સ્તુતિ અને નિંદા જેવી પરિસ્થિતિમાં જેનો સમભાવ ટકી રહે છે તેવો પુરુષ જીવન્મુક્ત કહેવાય છે.

પ્રતિકૂળ સંજોગોમાં જે દુ:ખી ન થાય અને અનુકૂળ સંજોગોમાં જે હર્ષ ન અનુભવે પરંતુ બન્ને વિપરીત સંજોગોમાં જેના આત્મભાવમાં કોઈ ફરક ન પડે અર્થાત્ જે પોતાની બ્રાહ્મીસ્થિતિથી ચ્યૂત ન થાય અને અવિચળરૂપે પોતાની સ્થિતિમાં ટકી રહે, તે સ્થિતપ્રજ્ઞાવાળો સર્વસ્થળે સર્વલોકમાં સન્માનને પાત્ર હોય છે. માટે જ તેવા માનનીય જીવન્મુક્તની મુક્ત કંઠે સ્તુતિ કરતા ભગવાન શ્રીકૃષ્ણને પણ કહેવું પડયું કે ''જે અનુકૂળ, શુભ કે સન્માન જેવા પ્રસંગોની પ્રાપ્તિમાં હર્ષ અનુભવતો નથી અને તેવા સંજોગોની અપેક્ષા પણ રાખતો નથી તથા અશુભ પ્રસંગો, અનિષ્ટ, પ્રતિકૂળ સંજોગો અગર નિંદા કે પીડા જેવી પરિસ્થિતિનો દ્વેષ પણ કરતો નથી અને તેવી સૌ પરિસ્થિતિમાં શોક પણ અનુભવતો નથી, તેવો શુભ કે અશુભનો, ઈષ્ટ કે અનિષ્ટનો ત્યાગ કરનારો ભક્ત મને પ્રિય છે, મારો વહાલો છે.''

''यो न हृष्यति न द्वेष्टि न शोचति न काङ्क्षति ।
शुभाशुभपरित्यागी भक्तिमान्यः स मे प्रियः ॥ '' [ભ.ગીતા-૧૨/૧૭]

''तुल्यनिंदास्तुतिर्मौनी . . . .भक्तिमान्मे प्रियो नरः॥''

''નિંદા અને સ્તુતિને સમભાવે જોનારો મનનશીલ ભક્તપુરુષ મને પ્રિય છે.'' આમ, જે ભક્ત પ્રભુને પ્યારો છે, સમત્વદષ્ટિમાં સૌથી ન્યારો છે, તેવો જ્ઞાનીભક્ત જીવન્મુક્તોમાં સૌથી સવાયો કહેવાયો છે.

જીવન્મુક્તને દુર્જનો દંડે કે સજ્જનો પૂજે, તેને માટે પુષ્પનો

હાર કે જૂતાનો માર, સ્તુતિના સોહામણા શબ્દો કે ગાળોનો વરસાદ, અત્તરગુલાલનો અભિષેક કે કાદવ-કીચડનો લેપ, સત્કાર કે તિરસ્કાર, સર્વ કંઈ સમાન છે. તેના સંતૃપ્ત હૃદયસાગરમાં રંગ, રાગ કે ભોગની સરિતાઓ ઘોડાપૂર સાથે આવે છતાં સાગરની જેમ ન તો તેના આનંદમાં ભરતી આવે છે કે ઉમંગની છોળો ઉછાળા મારે છે કે ન તો તેના નિર્જન એકાન્તવાસમાં રંગ-રાગ, ભોગ કે સ્તુતિ-નિંદાનો અભાવ જણાતા તેની નિજાનંદી મસ્તીમાં ઓટ આવે છે. તે તો હર હાલમાં સાગરની જેમ પોતાની પરિપૂર્ણતા સમત્વરૂપે સુરક્ષિત રાખે છે અને વિપરીત સંજોગોમાં પણ પોતાના સમત્વ સ્વભાવનું ન તો ઉલ્લંઘન કરે છે કે ન તો મર્યાદા ઓળંગી પોતાના તટસ્થ સ્વભાવથી ચ્યૂત થઈ વૃદ્ધિ કે ક્ષયને પામે છે. જીવન્મુક્તના ચૈતન્યાકાશમાં નથી અમાસનું અંધારું, નથી પૂર્ણિમાનું અમરત વરસાવતું ઝળહળતું અજવાળું, નથી સુખનો શુક્લપક્ષ કે નથી દુઃખનો કૃષ્ણપક્ષ, નથી પક્ષાપક્ષોની વાડાબંધી કે મતમતાંતરોનો કોલાહલ, નથી દ્વંદ્વના યુગ્મ કે સાપેક્ષતાની સરહદો. માટે જ તેવો અનુપમેય જીવન્મુક્ત કહેવાય છે.

(છંદ-ઉપજાતિ)

यत्र प्रविष्टा विषयाः परेरिताः
नदीप्रवाहा इव वारिराशौ ।
लिनन्ति सन्मात्रतया न विक्रिया-
मुत्पादयन्त्येष यतिर्विमुक्तः ॥४४२॥

वारिराशौ प्रविष्टाः = સમુદ્રમાં પ્રવેશેલા
नदीप्रवाहाः इव = નદીના પ્રવાહોની જેમ
यत्र = જેમાં (જે જ્ઞાનીમાં)
परेरिताः विषयाः = બીજા દ્વારા પ્રેરાયેલા કે અપાયેલા વિષયો (ભોગો)
विक्रियां न उत्पादयन्ति= વિકારને ઉત્પન્ન કરતાં નથી. (પણ)
सन्मात्रतया लिनन्ति = સતરૂપે જ, (બ્રહ્મરૂપે) જ લય પામે છે.
एषः यतिः = આ (આવો) સંયમી પુરુષ

विमुक्तः = વિશેષ પ્રકારે મુક્ત છે અર્થાત્ જીવન્મુક્ત છે.

જેવી રીતે સમુદ્રમાં પ્રવેશેલા નદીના પ્રવાહો તેમાં ભળીને તદ્રૂપ જ થઈ જાય છે અને સમુદ્ર પોતાનું સમત્વ જાળવી રાખે છે, તે કંઈ મર્યાદા મૂકી ચોમાસાની નદીઓના ભારે પૂરથી નથી તો ઊભરાઈ જઈ, મર્યાદા ઓળંગી જમીન કે કિનારાને પોતામાં સમાવી લેતો કે ન તો દુષ્કાળ સમયે નદીના પ્રવાહો જ્યારે ન આવે ત્યારે કિનારાથી હજારો માઈલ દૂર જઈ પોતાનું સ્થાન બદલતો. તાત્પર્યમાં ચોમાસામાં કે દુકાળ સમયે નદીઓના પાણીમાં વધઘટ થવાથી સમુદ્ર નથી તો માઝા મૂકતો કે ન તો પોતાની અખંડ મર્યાદાને સુરક્ષિત સાચવી રાખતો જોવામાં આવે છે. તેવી જ રીતે જે પુરુષના ચૈતન્યરૂપી આત્મસમુંદરમાં અન્ય દ્વારા અપાયેલા ભોગવિષયોની સરિતાઓ દોડતી આવે છતાં તેવી સરિતાઓ તેના સત્સ્વરૂપમાં, સત્રૂપે જ કે બ્રહ્મરૂપે જ લય પામી બ્રહ્મરૂપ બને છે. અર્થાત્ વિષયસરિતાઓ પણ તેના સત્સ્વરૂપમાં પ્રવેશી તદ્રૂપ બને છે અને માટે જ કોઈ પણ પ્રકારના હર્ષ કે શોક જેવા વિકારો પેદા થતાં નથી. એવા સંયમી સમત્વભાવવાળા યતિને વિશેષ પ્રકારે વિમુક્ત કહેવાયો છે. આવો વિમુક્ત પુરુષ જે વિષયભોગની ધસમસતી સરિતાઓને પોતાનામાં સમાવી લેવા છતાં છલકાતો નથી અને ભોગની સરિતાના અભાવમાં સૂકાતો કે કરમાતો નથી. કામનાની ભરતીથી તેના અતીન્દ્રિય સુખસાગરમાં નથી તો વૃદ્ધિ થતી કે કામના, વાસના કે વિષયોના ઝરણાં સૂકાતાં, ન તો તેના અક્ષય સુખમાં ઓટ આવતી. તે જ કારણે તેનું સુખ, તેનો વૈભવ, તેનો મહિમા અવિકારી છે અને તે જ કારણે તેવા સંયમી તથા સમત્વ-ભાવનાવાળા યતિને જીવન્મુક્ત કહેવામાં આવે છે.

(છંદ-અનુષ્ટુપ)

विज्ञातब्रह्मतत्त्वस्य यथापूर्वं न संसृतिः ।
अस्ति चेन्न स विज्ञातब्रह्मभावो बहिर्मुखः ॥४४३॥

विज्ञातब्रह्मतत्त्वस्य = જેણે બ્રહ્મતત્ત્વને યથાર્થ જાણ્યું છે, (તેને)
यथापूर्वं न संसृतिः = પહેલાની જેમ સંસારીપણું રહેતું નથી.

चेत् अस्ति = જો રહે તો
सः बहिर्मुखः = તે બહિર્મુખ છે
विज्ञातब्रह्मभावः न = (તેણે) બ્રહ્મતત્ત્વ જાણ્યું નથી.

જેણે બ્રહ્મતત્ત્વને યથાર્થ રીતે જાણ્યું છે અર્થાત્ અભેદબ્રહ્મની અપરોક્ષાનુભૂતિ કરી છે અને દ્વૈતપ્રપંચનો, અધિષ્ઠાન બ્રહ્મના જ્ઞાનમાં આરોપરૂપે બાધ કર્યો છે, તેને અજ્ઞાનીના જેવું પૂર્વવત સંસારીપણું કદી રહેતું નથી. છતાં જો તેને પૂર્વવત સંસારદર્શન થાય છે તો સ્પષ્ટ સમજવું કે તે બહિર્મુખી પૂર્વવત સંસારી જ છે અને તેવા પુરુષે યથાર્થ રીતે પરબ્રહ્મની અભેદાનુભૂતિ કે અદ્વૈતાનુભૂતિ કરી જ નથી.

જેને બ્રહ્મતત્ત્વનું યથાર્થ જ્ઞાન થયું છે, તે બ્રહ્મથી જુદો કે વિલક્ષણ રહેતો નથી, પરંતુ સ્વયં બ્રહ્મ જ થઈ જાય છે અને તેથી તેની બ્રાહ્મીદૃષ્ટિમાં બ્રહ્મથી ભિન્ન નથી તેને દૃશ્ય જીવ, જગત કે ઈશ્વર, પરંતુ સર્વ કાંઈ બ્રહ્મમય જ દેખાય છે. આમ વિચારતાં જેને જ્ઞાનમય દૃષ્ટિ ઉપલબ્ધ હોય તેને સંસાર ન દેખાય તેવું નથી પરંતુ સંસાર બ્રહ્મમય દેખાય છે. માટે જ અન્યત્ર આચાર્યશ્રીએ ઉપદેશ્યું છે કે

**"दृष्टिं ज्ञानमयीं कृत्वा पश्येत् ब्रह्ममयं जगत् ।"** [અપરોક્ષાનુભૂતિ]

''જ્ઞાનમય દૃષ્ટિ કરી જગતને બ્રહ્મસ્વરૂપે જ જોવું કે જાણવું.'' આમ, બ્રહ્મતત્ત્વનો જ્ઞાતા જો જ્ઞાનમય દૃષ્ટિ કરશે તો તેને સર્વ કાંઈ બ્રહ્મસ્વરૂપે જ જણાશે. કારણ કે બ્રહ્મ **'सत्यं ज्ञानमनंतम्'** કહેવાયું છે. આમ જ્ઞાનીની જ્ઞાનમય દૃષ્ટિમાં કે બ્રહ્મીભૂતની બ્રાહ્મીદૃષ્ટિમાં સર્વ કંઈ બ્રહ્મમય છે. જેણે સર્વાત્મદૃષ્ટિ કેળવી છે, તેને સર્વ કાંઈ આત્મમય દેખાય છે. જેની પાસે કારણદૃષ્ટિ કે ઈશ્વરદૃષ્ટિ છે, તેને સર્વ કાંઈ ઈશ્વરમય દેખાય છે, માયામય દૃષ્ટિવાળો સર્વ કાંઈ માયામય જુએ છે અને મિથ્યાના દૃષ્ટિકોણથી જોનારો સર્વ કાંઈ મિથ્યા જ જુએ છે. માત્ર વિષયોમાં આસક્ત ભેદદૃષ્ટિવાળો, અધ્યાસને વરેલો અજ્ઞાની જ પોતાની દ્વૈતદૃષ્ટિ દ્વારા સંસારના એક, અખંડ અધિષ્ઠાનને ન જાણતા સંસારનું જ દર્શન કર્યા કરે છે અને તેની સંસારીદૃષ્ટિ દ્વારા વારંવાર જન્મમૃત્યુના સંસારને જ

પામે છે. તેથી સ્પષ્ટ છે કે સંસારીદષ્ટિવાળાને સંસારથી અન્ય કાંઈ દશ્ય નથી અને જ્ઞાનમય બ્રાહ્મીદષ્ટિવાળાને સંસાર તો કોઈ પણ કાળે દશ્ય થતો નથી પરંતુ નિરંતર બ્રહ્મદર્શન જ થયા કરે છે.

(છંદ-અનુષ્ટુપ)

प्राचीनवासनावेगादसौ संसरतीति चेत् ।
न सदेकत्वविज्ञानान्मन्दीभवति वासना ॥४४४॥

| | |
|---|---|
| प्राचीनवासनावेगात् | = પૂર્વ (જન્મની) વાસનાના વેગથી |
| असौ | = આ (જ્ઞાની પુરુષ) |
| संसरति | = સંસારમાં પ્રવૃત્ત થાય છે. |
| इति चेत् न | = જો એમ કહેતા હો તો તે યોગ્ય નથી. (કારણ કે) |
| सत् एकत्व विज्ञानात् | = જીવ-બ્રહ્મનું ઐક્યજ્ઞાન જ સત્રૂપે જણાય છે. |
| वासना | = (તેની) વાસના (બાધિત થવાથી) |
| मन्दी भवति | = મન્દ (નિષ્ક્રિય) થઈ જાય છે. |

આત્મજ્ઞાની પુરુષ પૂર્વજન્મની વાસનાના વેગથી સંસારના કર્મોમાં પ્રવૃત્ત થાય છે, એમ જો કોઈ કહે તો તે સત્ય નથી કારણ કે જીવ અને બ્રહ્મના ઐક્યજ્ઞાનથી તેને સત્બ્રહ્મતત્ત્વ સિવાય અન્ય કંઈ જ જણાતું નથી અને તેવા જ્ઞાનાગ્નિમાં વાસનાનો બાધ થાય છે તેથી વાસના મંદ કે નિષ્ક્રિય થઈ જાય છે. અર્થાત્ જ્ઞાનકાળે વાસનાની સ્થિતિ શેકેલા બીજ જેવી થઈ જાય છે. કારણ કે જેમ શેકેલા બીજમાં પ્રજનનશક્તિ હોતી નથી અને તેથી તેવા બીજને અંકુર ફૂટતા નથી તેમ આત્મજ્ઞાનમાં બળેલી વાસનાને જ અત્રે મંદ વાસના કહી છે. અર્થાત્ તેવી વાસનામાં કર્મની પ્રસૂતિ કરાવવાની ન તો તાકાત હોય છે કે ન તેવા વાસનાબીજમાંથી કર્મના અંકુર ફૂટી શકે છે. તેથી જ્ઞાની પૂર્વજન્મની વાસનાથી કર્મ કરે છે, તેવું કહેવું સત્યથી વેગળું અને વાહિયાત છે. જેવી રીતે અગ્નિમાં બળેલી કાથીની દોરી રખ્યા થયેલી હોય છતાં તે વળ નથી મૂકતી અને દેખાવે તો દોરી જેવી જ હોય છે, છતાં બળેલી દોરીમાં

કોઈને બાંધવાનું કે બંધનમાં નાંખવાનું સામર્થ્ય નથી. તેવી જ રીતે જ્ઞાનીએ વાસનાને આત્મજ્ઞાનમાં બાળી મૂકેલી હોવાથી તેવી વાસનાને બાધિત વાસના કહેવાય છે, જે રૂપરંગે તો વાસના જ લાગે પરંતુ જ્ઞાનીને બંધનમાં નાંખવાનું ન તેની પાસે સામર્થ્ય છે કે ન તો જ્ઞાનીને તે કર્મના મહાસાગરમાં ડુબાડી શકે તેમ છે.

(છંદ-અનુષ્ટુપ)

अत्यन्तकामुकस्यापि वृत्तिः कुण्ठति मातरि ।
तथैव ब्रह्मणि ज्ञाते पूर्णानन्दे मनीषिणः ॥४४५॥

अत्यन्तकामुकस्य अपि = અત્યંત કામાસક્ત પુરુષની

वृत्तिः मातरि = કામવૃત્તિ (પોતાની) માતામાં

कुण्ठति . = (વિષયભોગ માટેની ભોગેચ્છા) કુંઠિત થઈ જાય છે.

तथा एव पूर्णानन्दे = તેવી રીતે પૂર્ણ આનંદસ્વરૂપ

ब्रह्मणि ज्ञाते = બ્રહ્મનું જ્ઞાન થતાં

मनीषिणः = જ્ઞાનીની (વૃત્તિ સંસારથી અટકે છે.)

અત્યંત કામાસક્ત પુરુષની કામવૃત્તિ પણ પોતાની માતાના સંદર્ભમાં નિરુદ્ધ થાય છે અગર નિષ્ક્રિય કે કુંઠિત થાય છે. તેવી જ રીતે પૂર્ણ આનંદસ્વરૂપ બ્રહ્મનું જ્ઞાન થતાં બુદ્ધિમાન જ્ઞાનીની વૃત્તિ પણ સંસારભોગથી નિરુદ્ધ થઈ, નિષ્ક્રિય બની કુંઠિત થઈ જાય છે.

બ્રહ્માનંદમાં નિમગ્ન જ્ઞાનીની સંસારના ક્ષણભંગુર સુખમાં પ્રવૃત્તિ થઈ શકે નહીં કારણ કે જેણે સુખના સાગરનું પૂર્ણતઃ પાન કર્યું હોય તે મૃગજળવત મિથ્યા સુખની પ્રાપ્તિ માટે શા માટે વલખાં મારે? જે પોતે પોતા દ્વારા પોતાનામાં જ વાસના ત્યાગીને સંતુષ્ટ થયો હોય તે કયા હેતુથી સાંસારિક ભોગ માટે ભટકે કે વિષયકામ માટે વણથંભી દોટમાં પ્રવેશ કરે? જ્ઞાનીને પૂર્ણાનંદનો અનુભવ થયો હોવાથી નથી તેનામાં ઊણપ કે અપૂર્ણતાનો

ભાવ તો કઈ અને કેવી તૃપ્તિ માટે તે વિષયભોગની કામના પાછળ સંતપ્ત થાય?

(છંદ-અનુષ્ટુપ)

निदिध्यासनशीलस्य बाह्यप्रत्यय ईक्ष्यते ।
ब्रवीति श्रुतिरेतस्य प्रारब्धं फलदर्शनात् ॥४४६॥

निदिध्यासनशीलस्य = નિદિધ્યાસનમાં નિમગ્ન (પુરુષ)
बाह्यप्रत्ययः = બહારના વિષયોમાં (પ્રવૃત્ત થતો)
ईक्ष्यते = જોવામાં આવે છે. (તે)
एतस्य = તેનું (બ્રહ્મનિષ્ઠનું)
प्रारब्धम् = પ્રારબ્ધ છે એમ
फलदर्शनात् = કર્મફળને જોતાં
श्रुतिः ब्रवीति = શ્રુતિ કહે છે.

## પ્રારબ્ધકર્મ વિવેચન

આદિ શંકરાચાર્યજી, જીવન્મુક્તના વિશદ લક્ષણોની ચર્ચા કર્યા બાદ, હવે કર્મની ગહન ગતિનો ઉકેલ સમજાવવા માટે પ્રારબ્ધકર્મની સૂક્ષ્મ વિચારણા ઓગણીસ શ્લોક દ્વારા આરંભે છે.

શ્રીકૃષ્ણ પરમાત્માએ ભગવદ્ ગીતા દ્વારા મનુષ્ય માત્રના વણઉકલ્યા કોયડાનો ઉકેલ સમજાવવા તથા અનાદિકાળથી ચાલી આવતી માનવીની મૂંઝવણોનું કે શંકાઓનું સમાધાન આપવા અધ્યાય એક થી છ દ્વારા કર્મયોગના અનુસંધાનમાં વિચારણા કરી છે અને તેમાં કર્મસંદર્ભે ઉલ્લેખ કર્યો છે કે **"गहना कर्मणो गतिः"** [ભ.ગીતા.અ-૪/૧૭] ''કર્મની ગતિ= જ્ઞાન અતિગહન છે'' માટે પ્રત્યેક મુમુક્ષુએ **"कर्मणो ह्यपि बोद्धव्यम्"** [ભ.ગીતા.અ-૪/૧૭] ''કર્મનું તત્ત્વ પણ જાણવું જોઈએ.'' આવા કર્મના તત્ત્વને જાણવા માટે સ્વયં ભગવાને જો ઉપદેશ આપ્યો હોય તો આપણે પણ કર્મની તાત્ત્વિક વિચારણા કરવામાં શ્રદ્ધા અને નિષ્ઠાથી બળબુદ્ધિપૂર્વક પ્રયત્ન

કરવામાં પાછા નહીં પડીએ. કર્મનું તત્ત્વ યથાર્થ રીતે નિઃસંદેહ સમજવા માટે આપણે અવશ્ય પુરુષાર્થ કે કર્મ તો કરીશું જ, પછી સમજણરૂપી ફળ મળે કે ન મળે અગર સમજણ સ્પષ્ટ હોય તો ઈષ્ટ ફળ મળ્યું કહેવાય અને અસ્પષ્ટ હોય તો અનિષ્ટ ફળ મળ્યું કહેવાય. છતાં આપણે તો ઈષ્ટાનિષ્ટની અપેક્ષાનો ત્યાગ કરી, કર્મની ગહન ગતિનું રહસ્ય પામવાનો શુભારંભ કરીએ છીએ.

જગતનિયંતાની અલૌકિક સૃષ્ટિરચનામાં વિવિધ પ્રકારના નિયમોનું તેણે સર્જન કરેલું છે. તેમાંના મોટા ભાગના નિયમો દ્વારા આપણું જીવન નિયંત્રિત થયેલું છે. પછી ભલે તેવા નિયમોની આપણને સાચી સમજ હોય કે ન હોય. જેમ કે કુદરતના નિયમોમાં ગુરુત્વાકર્ષણનો નિયમ આપણા જીવનની ઘણી ક્રિયાઓને નિયંત્રિત કરે છે, પછી ભલે આપણે તે નિયમનું જ્ઞાન ધરાવતા હોઈએ કે તેથી અજ્ઞાત હોઈએ. કોઈ તેવા નિયમને જાણતો ન હોય તેથી કંઈ ગુરુત્વાકર્ષણના નિયમની અસરથી બચી શકતો નથી. તે જ પ્રમાણે શૂન્ય તાપમાને પાણી ઘનસ્વરૂપે બરફનું રૂપ ધારણ કરે છે અને સો અંશ સેન્ટિગ્રેડના તાપમાને પાણીનું ઉત્કલનબિંદુ આવી જાય અને પાણી ઉકળવા માંડે, આવા નિયમનું કોઈ અભણ વ્યક્તિને નિર્જન સ્થળે રહેવાથી જ્ઞાન હોય કે ન હોય છતાં તેવી વ્યક્તિ પાણીને અગ્નિ પર મૂકે તો નિશ્ચિત તાપમાને પાણી ન ઉકળે તેવું બને નહીં. આવા કુદરતના અનંત નિયમો, સિદ્ધાંતો કે કાયદાઓ છે અને તે સર્વ નિયમો ઈશ્વરરચિત છે માટે તેમાં કોઈ સ્થળે, કોઈ કાળે, કોઈ માનવી માટે ક્યાંય અપવાદ હોતો નથી. તે જ પ્રમાણે માનવજીવનને નિયંત્રિત કરવા માટે ઈશ્વરે કર્મના કાયદાનું નિર્માણ કર્યું છે અને તે મુજબ જે કોઈ મનુષ્ય જેવું કર્મ કરે છે તે મુજબનું ફળ તેને અવશ્ય મળે છે. આમ, કર્મ અને ફળ, કાર્ય-કારણની અનંત શૃંખલા જેવા અભેદ રીતે એક બીજા સાથે સંકળાયેલા છે. કર્મ થાય તો ફળ નિશ્ચિત ઉત્પન્ન થાય. કોઈ પણ ફળ કે પરિણામ પૂર્વક્રિયા વિના મળતું નથી. [EACH AND EVERY ACTION HAS A REACTION AND THERE CANNOT BE A REACTION WITHOUT AN ACTION.] ક્રિયામાત્ર પરિણામ કે પ્રતિક્રિયા

સાથે સંલગ્ન છે, તેથી જ્યાં જ્યાં ક્રિયા છે ત્યાં ત્યાં પરિણામ, ફળ કે પ્રતિક્રિયા છે. કોઈ પણ પ્રતિક્રિયા પૂર્વ કર્મ વિના સંભવતી નથી. આવો કર્મનો અપવાદ વિનાનો સિદ્ધાંત ઈશ્વરરચિત હોવાથી, ઈશ્વરસર્જિત સૌ કોઈને લાગુ પડે છે. [LAW OF KARMA IS CREATED BY THE CREATOR AND IS THEREFORE APPLICABLE WITHOUT EXCEPTION TO ALL CREATURES CREATED BY HIM.] પછી ભલે કર્મના સિદ્ધાંતનું કોઈને જ્ઞાન હોય કે ન હોય પરંતુ કર્મનો સિદ્ધાંત પ્રત્યેક મનુષ્યના જીવનને નિયંત્રિત કરે છે. માટે જ કાર્ય અને કારણ [CAUSE AND EFFECT] જેવા વિજ્ઞાનના સિદ્ધાંતની જેમ જ કર્મનો નિયમ અવિચળ રીતે અપવાદરહિત થઈ વર્તે છે અને તેનું ઉલ્લંઘન કરવામાં કોઈ જ સમર્થ નથી. ઝેરી સાપ કરડયો છે તો ઝેર તો ચઢશે જ, પછી ભલે સાપ જેને કરડયો છે તે સાપને કે ઝેરને ઓળખતો ન હોય અગર ઝેરી સાપથી અજ્ઞાત હોય તેથી ઝેર ન ચઢે તેવું નથી. તે જ પ્રમાણે જગતના વિવિધ દેશમાં વસતા લોકો ભિન્ન ભિન્ન ફિલસૂફી કે ધર્મવાળા, જુદા જુદા દેશના, જુદી જુદી જાતિના વિલક્ષણ પ્રકૃતિવાળા ભલે હોય તથા કર્મના સિદ્ધાંતને સ્વીકારવાની ઈચ્છાવાળા પણ ન હોય, તે વિષે અજ્ઞાત હોય, તો પણ ગરુત્વાકર્ષણબળના નિયમની જેમ કર્મનો નિયમ તેમને પણ સમાન રીતે સ્પર્શે છે. કર્મનો નિયમ માત્ર વૈદિક સંસ્કૃતિનો સ્વીકાર કરનારા માટે જ નથી. તે તો સૌ કોઈ મનુષ્ય માટે છે. કર્મના નિયમને દેશની, ધર્મની, જાતિની, સંપ્રદાયની કે રાજયની સરહદો નડતી નથી.

કર્મની ગહન ગતિનું ઘૂંટાયેલું, છુપાયેલું, આચ્છાદિત થયેલું કે તિરોહિત થયેલું રહસ્ય પામવા આપણે કર્મના મુખ્ય ત્રણ પ્રકારોની વિચારણા અત્રે કરવી આવશ્યક નહીં બલકે અનિવાર્ય છે. તેવી ચર્ચા કર્યા વિના ન તો કર્મની ગહન ગતિના રહસ્યો ખુલ્લા થઈ શકશે કે ન તો પ્રારબ્ધકર્મનો મર્મ સમજી શકાશે. સંચિત કર્મ, આગામી કર્મ અને પ્રારબ્ધ કર્મ એવી કર્મત્રિપુટીમાંથી સૌ પ્રથમ ચર્ચા આપણે સંચિત કર્મની કરીશું જે ચર્ચા અનુક્રમે આગામી અને પ્રારબ્ધ કર્મના રહસ્યોને આપોઆપ ખુલ્લા કરશે.

**સંચિત કર્મ :**

કર્મના નિયમ અનુસાર જે કોઈ કર્મ આપણે કરીએ તેનું ફળ કે પરિણામ અવશ્ય આપણને મળે છે. પરંતુ આપણે કરેલાં કર્મોનું ફળ કેવું આપવું અને ક્યારે આપવું, તેમાં મનુષ્યની સ્વતંત્રતા નથી. પરંતુ કર્મ કરવામાં નિર્વિવાદ રીતે મનુષ્ય સ્વતંત્ર છે. તાત્પર્યમાં કર્મ કરવામાં માનવી સ્વતંત્ર છે. પરંતુ તેનું પરિણામ કે ફળ પ્રાપ્ત કરવામાં તે પરતંત્ર છે. અર્થાત્ કોને, કેવું, ક્યારે, કેટલું ફળ આપવું તે સૌ સૃષ્ટિના કારણ જેવા ઈશ્વર પોતે જ નક્કી કરે છે. અર્થાત્ જગતકર્તા કહો, સૃષ્ટિનિયંતા કહો, વિશ્વનું કારણ કહો, GOD, LORD કે CREATOR, ગમે તે નામે તેને સંબોધો, પરંતુ એક વાત નિશ્ચિત છે કે દરેકના પોતાના કર્મના અનુસંધાનમાં કરેલાં કર્મના પ્રમાણ કે માપ મુજબ જ ફળ મળે છે અને તેવું ફળ આપવાની અબાધિત સત્તા માત્ર ઈશ્વર પાસે જ છે. માટે જ ઉપદેશ અપાયો છે કે

**"कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।"** [ભ.ગીતા.અ-૨/૪૭]

''કર્મ કરવામાં જ તારો સ્વતંત્ર અધિકાર છે પરંતુ કર્મફળની પ્રાપ્તિમાં કદાપિ તું સ્વતંત્ર નથી.'' અર્થાત્ કર્મફળ પરમાત્માને આધીન છે, તેથી ફળ બાબત તું પરતંત્ર છે. માટે સારા કે નરસા ફળની અપેક્ષા છોડી આપણે સૌએ કર્મમાં જ આપણો અધિકાર સમજી કર્મ કરવું જોઈએ. આ તો થઈ વાત આદર્શ કે સિદ્ધાંતની પરંતુ જયારે મનુષ્ય કર્મ કરે છે ત્યારે તે કંઈ કર્મફળની અપેક્ષાનો ત્યાગ કરીને કર્મ કરતો નથી અને કર્મના સિદ્ધાંતને મોટે ભાગે અનુસરતો પણ નથી તથા જાણતો પણ નથી અને છતાં રાત-દિવસ કર્મ તો કર્યા જ કરે છે. આમાંના કેટલાંય કર્મોનું ફળ તેને ટૂંક સમયમાં મળી જાય છે પરંતુ કેટલાક કર્મોનું ફળ લાંબા સમયે અર્થાત્ પંદર કે વીસ વર્ષે પણ મળે છે. જયારે કોઈ કોઈ કર્મ એવા હોય છે કે જેનું ફળ મૃત્યુને આધીન થાય છતાં મળતું નથી. તો સ્વાભાવિક શંકા જાગે કે કર્મના અપવાદરહિત નિયમનું થયું છે શું? કારણ કે કર્મનું ફળ તો લાંબે કે ટૂંકે ગાળે અવશ્ય મળવું જ જોઈએ અને કર્મ કરનારું શરીર જો નષ્ટ થાય તો તો કર્મ અને ફળની અતૂટ, અખંડ શૃંખલા તૂટી જાય અને પરિણામ અધુરું રહે તો કર્મના

નિયમમાં ભંગ થવાથી સંસારમાં અવ્યવસ્થા ઊભી થવાનો પ્રસંગ સાંપડે. પરંતુ તેવા પ્રસંગની સંભાવના નથી. કારણ કે જે કર્મોના ફળ કે પરિણામો શરીર જેવા ભાડાના ઘરમાં રહેનારા જીવાત્માને મળ્યા નથી કે તેણે ભોગવ્યા નથી તે ભોગવવા માટે જીવાત્માએ નવું શરીર, નવી યોની ધારણ કરીને કર્મના ફળ તો ભોગવવાં જ પડે છે. પણ જીવાત્માને ક્યારે પુનઃ જન્મ લેવો, કેવો દેહ ધારણ કરવો વગેરે ઈશ્વરરચિત કર્મના કાયદાને જ આધીન હોય છે.આમ વિચારતાં સ્પષ્ટ થાય છે કે જે જે કર્મોનાં ફળ જીવાત્માએ ભોગવ્યાં નથી અર્થાત્ જે જે કર્મોના ફળ પરિપક્વ ન થયાં હોવાથી આ જન્મે જો તેને ન મળ્યાં હોય તો તેવાં નહીં ભોગવેલાં તમામ ફળ કે પરિણામ જીવાત્માને નામે જમા રહે છે. આવા જીવાત્માને નામે જે જે કર્મોના ફળ જમા છે કે સંચિત થયેલાં છે, તે કર્મોને જ સંચિત કર્મ કહેવામાં આવે છે. આવો સંચિત કર્મોનો કે જમા થયેલો, નહીં ભોગવાયેલો અગર બાકી રહેલો ફળ કે પરિણામોનો સમૂહ, જથ્થા કે રાશિને વાસ્તવમાં તો ભોગ કે ફળરાશિ જ કહેવાય છે. છતાં તે અનેક જન્મોના ભેગાં થયેલાં, નહીં ભોગવાયેલાં પરિણામોનો સંચય હોવાથી શાસ્ત્રમાં તેને સંચિત કર્મ, એવું નામ અપાયું છે.

## આગામી કર્મ (ક્રિયમાણ કર્મ) :

જે કર્મો વર્તમાનમાં આપણે કરીએ છીએ અને જેનું ફળ આ જન્મે જ ભવિષ્યમાં આપણને મળવાનું હોય છે અર્થાત્ વર્તમાન કર્મનું ફળ ભવિષ્યમાં આવવાનું હોય તેવા કર્મને આગામી કર્મ કહે છે. કર્તાભાવે થનારાં વર્તમાનનાં દરેક કર્મો ફળને જન્માવનારાં હોવાથી ફળ નિશ્ચિતરૂપે કર્તાને ભોગવવું પડે છે. તાત્પર્યમાં, વર્તમાન દેહ દ્વારા મૃત્યુ પર્યંત કરવામાં આવતા કર્મોને આગામી કે ક્રિયમાણ કર્મો કહેવામાં આવે છે. આવા કર્મો અજ્ઞાની દ્વારા થતાં હોય અગર આત્મસાક્ષાત્કાર થયા પછી અર્થાત્ 'હું અકર્તા, અભોક્તા, કર્મથી અસંગ અને બ્રહ્મસ્વરૂપ છું', એવા નિઃસંદેહ જ્ઞાન બાદ પણ જ્ઞાની દ્વારા શરીર શાંત થતાં સુધી જે કોઈ કર્મો થાય તેને પણ આગામી કે ક્રિયમાણ કર્મ જ કહેવામાં આવે છે. આમ જ્ઞાની કે અજ્ઞાની દ્વારા જ્ઞાન પૂર્વે કે પશ્ચાત્ થતાં કર્મ આગામી કર્મ કહેવાય છે.

**પ્રારબ્ધ કર્મ :**

કેળાંની વાડીમાંથી તોડીને રોજ રોજ એકઠાં કરેલાં કેળાંમાંથી અગર આંબા ઉપરથી વીણેલી કાચી કેરીઓના ઢગલામાંથી કોઈ તાત્કાલિક તેવાં ફળનો ભોગ કરી શકતું નથી. કારણ કે એકઠાં થયેલાં કેળાં કે કેરીનો સંચય કે સંગ્રહ હજુ પરિપક્વ થયો નથી પણ કાચો છે. આ રોજબરોજ એકત્ર કરેલાં કેળાં કે કેરીના જથ્થાને સંચિત કરેલાં ફળ કહેવાય છે અને તેમાંથી જેટલાં જેટલાં ફળ પરિપક્વ થાય તેનો જ ઉપભોગ કરવા માટે સંચિત ફળમાંથી બહાર કાઢી લઈ તેમનો જ ઉપભોગ કરાય છે. ત્યારબાદ જે ફળ કાચા હતાં તેમને જ હવે પરિપક્વ કે વેચાઉ ફળ કહેવાય છે. તે જ પ્રમાણે અનેક જન્મોના સંગ્રહ કે સંચિત થયેલાં ફળને સંચિત કર્મોમાંથી જે જે કર્મો પરિપક્વ થાય તેટલા પરિપક્વ ફળ અર્થાત્ કર્મનું પરિણામ આપવા તૈયાર થયેલાં કર્મને લઈ જીવાત્મા તેનું ફળ ભોગવવા માટે નવી યોની કે શરીર ધારણ કરવા નવી માતાના ગર્ભમાં પ્રવેશ કરે છે અને નવા દેહને ધારણ કરી, પુનઃ જન્મે છે. કારણ કે સંચિત કર્મો ભલે જીવાત્માના નામે હોય, પરંતુ જીવાત્મા નિરાકાર, અશરીરી, નિરવયવી અને અદૃશ્ય હોવાથી તેના નામે જમા થયેલા સંચિતકર્મોના ફળને ભોગવી શકે નહીં. માટે જ ફળ ભોગવવા તેને શરીર ધારણ કરવું પડે છે અને શરીર દ્વારા જ જીવાત્મા પુણ્ય કે પાપ-કર્મોનું ફળ ભોગવે છે. તેથી સ્પષ્ટ થાય છે કે નવા શરીરે પુનર્જન્મે જીવાત્મા જે કંઈ સારા-નરસા પરિણામ કે ફળ ભોગવે છે, તે ફળ તેણે પોતે પૂર્વે કરેલાં કર્મનું ફળ હોવાથી તેવાં તેને ભોગવવા માટે મળેલા ફળને પ્રારબ્ધ કર્મ કહેવાય છે.

આવી રીતે પૂર્વેના જમા કે સંચિત થયેલાં કર્મોને નવા જન્મે નવા શરીર સાથે જ્યારે જીવાત્મા ભોગવે છે ત્યારે સંચિત કર્મોનું માત્ર નામ બદલાય છે અને તે પરિણામ કે ફળ આપનારાં સંચિત કર્મો જ પ્રારબ્ધ તરીકે ઓળખાય છે. સંચિત કર્મોમાંથી પરિપક્વ થયેલાં કર્મો, કર્મફળદાતા કે ઈશ્વરની ઇચ્છાથી જ ઈશ્વર ઇચ્છે તે કુટુંબમાં, તેવી યોનીમાં, તેવા દેહને ધારણ કરે છે અને નવા જન્મે દેહનો પ્રારંભ કરે છે. આમ, પુનર્જન્મે નવા દેહનો આરંભ

કરનારા કર્મને પ્રારબ્ધ કર્મ કહેવાય છે. આવા કર્મો વર્તમાન દેહમાં વ્યક્તિને સુખ અને દુઃખ આપવામાં નિમિત્ત બને છે. આથી એક વસ્તુ સ્પષ્ટ થાય છે કે પુનર્જન્મે નવા દેહની ઉત્પત્તિનું કારણ પ્રારબ્ધ કર્મ છે અને તે જ પ્રમાણે નવા જન્મેલા દેહના મૃત્યુનું કારણ પણ પ્રારબ્ધ કર્મ જ કહેવાય છે.

જેવી રીતે ઘરમાં સંગ્રહ કરેલા સંચિત ધનમાંથી સવારે થોડા પૈસા લઈ બજારમાં ખરીદી કરવા નીકળીએ તો ખરીદી કરતાં કરતાં અને બસ કે રિક્ષાના ભાડાના પૈસા ચૂકવતાં જ્યારે પૈસા ખલાસ થઈ જાય ત્યારે પુનઃ પાછા ઘેર જવું પડે છે કારણ કે ખરીદીના કે મોજશોખ માટેના પૈસા સમાપ્ત થઈ ગયા છે. જે પૈસા ઘરની સંચિત મૂડીમાંથી લઈને આપણે બજારમાં આવ્યા છીએ તે પૈસાને પ્રારબ્ધ કર્મ સાથે સરખાવી શકાય અને કેટલાંયે મહિનાઓ કે વર્ષોથી ઘરમાં જે ધન જમા છે તેને સંચિત કર્મ સાથે સરખાવી શકાય. તે ઉપરથી સમજાય છે કે સવારથી નીકળી સાંજ સુધીમાં જે કંઈ ખરીદી કે મોજશોખ કરી સાથે લાવેલા પૈસા આપણે વાપર્યા અને તે પ્રારબ્ધરૂપી પૈસા સમાપ્ત થતાં આપણે પાછા ઘેર જઈએ છીએ અને ધારો કે બીજા દિવસે ઘરમાં પડેલા સંચિત ધનમાંથી ફરીથી થોડા પૈસા ઉપાડી ઘરની બહાર બજારમાં મોજમજા કે ખરીદી માટે જઈએ, તો નિશ્ચિંત બીજા દિવસે પણ સાથે લાવેલા પૈસા સમાપ્ત થતાં ઘેર જવું એટલે જ પ્રારબ્ધ કર્મ પૂર્ણ થતાં સ્મશાનરૂપી ઘરમાં પાછા વળવા જેવું કહેવાય અને જો પ્રાતઃકાળે ફરી પાછા નવા કપડાં પહેરી પુનઃ થોડા પૈસા લઈ બહાર નીકળીએ તો તે આપણો નવા શરીર સાથેનો પુનર્જન્મ કહેવાય અને સાથે લીધેલા પૈસા જ આપણું પ્રારબ્ધ કર્મ કહેવાય. આમ, જીવાત્મા વારંવાર સંચિતકર્મમાંથી થોડાં પરિપક્વ થયેલાં કર્મોને લીધે જ તે ભોગવવા માટે જન્મે છે અને તેવા પ્રારબ્ધ કર્મોનો ભોગ પૂરો થતાં મૃત્યુ પામી પુનઃ વધુ કર્મો લેવા પાછો સંચિત કર્મ તરફ દોડે છે. આમ, જીવાત્માના જન્મ અને મૃત્યુનું ચક્ર અવિરત રીતે સંચિત કર્મ હોય ત્યાં સુધી ચાલુ જ રહે છે.

પ્રારબ્ધ કર્મ તો જીવાત્મા જન્મ્યો ત્યારથી સાથે લઈને આવ્યો

છે, તેથી તે તો તેને ભોગવવું જ પડે. તેમાંથી તે કદી મુક્ત થઈ શકે નહીં. કારણ કે પ્રારબ્ધ કર્મ તો પોતે જ પેદા કરેલાં છે, પોતાને નામે સંગ્રહિત છે તેથી તેના સિવાય ન તો અન્ય કોઈ તેના બદલે તે ભોગવી શકે કે ન તો ભોગવ્યા વિના તેનો નાશ થઈ શકે. તેથી પ્રત્યેક મનુષ્યે સમજી લેવું કે પોતાના કરેલાં કર્મો પોતાને જ અપવાદ વિના ભોગવવાનાં છે. આમ, જે કર્મોથી કોઈ પણ મનુષ્ય તેને ભોગવ્યા વિના બચી ન શકે તેને જ પ્રારબ્ધ કર્મ કહેવાય છે. માટે જ કહેવાયું છે કે "**प्रारब्धकर्मणां भोगादेव क्षय इति ।**" [તત્ત્વબોધ] ''પ્રારબ્ધ કર્મનો ભોગ ભોગવવાથી જ નાશ થાય છે.''

આ પ્રમાણે કર્મની ગહન ગતિના સંદર્ભમાં આપણે સંચિત, આગામી અને પ્રારબ્ધ કર્મની વિશદ વિચારણા કરી. તેથી અત્રે ઓગણીસ શ્લોક દ્વારા પ્રારબ્ધ અને જ્ઞાનીને પ્રારબ્ધ કર્મ સાથે સંબંધ ક્યાં સુધી અને કેવો છે તેવી ચર્ચામાં ઉતરતા અને તેના તત્ત્વાર્થને સમજવામાં આપણને ખૂબ ઓછી મુશ્કેલી પડશે તેવી શ્રદ્ધા છે.

પ્રસ્તુત શ્લોકમાં જ્ઞાનીના પ્રારબ્ધ વિષે એવું કથન કરવામાં આવ્યું છે કે નિદિધ્યાસનમાં નિમગ્ન અર્થાત્ આત્મચિંતનમાં ડૂબેલા પુરુષને બાહ્યજગતના વિષયોમાં પ્રવૃત્ત થતો જ્યારે જોવામાં આવે છે ત્યારે તેની તેવી પ્રવૃત્તિ, પ્રારબ્ધકર્મના લીધે છે તેવું અનુમાન શ્રુતિ દ્વારા, તે પુરુષના ફળભોગરૂપી વર્તનને જોઈ કરવામાં આવે છે.

સામાન્ય રીતે જે આત્મચિંતનમાં કે નિદિધ્યાસનમાં મગ્ન હોય તેને આત્મચિંતન સિવાયની બાહ્યપ્રવૃત્તિમાં રસ ન હોવો જોઈએ, તેવું માનવામાં આવે છે. છતાં જ્ઞાની કે મુક્તપુરુષોને પણ જ્યારે સંસારમાં સામાન્ય લોકોની જેમ હરતા-ફરતા કે દૃશ્યો જોતા, ખાતા-પીતા કે સામાન્ય વ્યક્તિ જેમ ઊંઘતા કે કાર્ય કરતા જોવામાં આવે છે ત્યારે અજ્ઞાનીને શંકા થાય છે કે જો જ્ઞાનીઓ આત્મચિંતનમાં મગ્ન હોય તો બાહ્યપ્રવૃત્તિમાં રસ કેમ દાખવે છે અને જો

તેમને બાહ્યવિષયોમાં રસ હોય અને લૌકિક પ્રવૃત્તિમાં જો તેઓ ભાગીદાર હોય તો તેઓ જ્ઞાની કેમ કહેવાય? એવી શંકાના સમાધાનાર્થે શ્રુતિ કે ઉપનિષદ જણાવે છે કે તેવા સૌ જ્ઞાનીઓ આ જન્મે જ્ઞાની છે, તેમાં કોઈ સંદેહ નથી છતાં તેમની બહારના વિષયોમાં જે પ્રવૃત્તિ જોવામાં આવે છે તે તો તેમને જ્ઞાન થતાં પૂર્વે તેમના પ્રારબ્ધ દ્વારા સુનિશ્ચિત થયેલી છે. આ જન્મે તેવા જ્ઞાનીને કયા વિષયોનો ભોગ કરવો કે કયા કયા ફળ ભોગવવા, તે તો જન્મ થતાં પૂર્વે કર્મની ગહન ગતિ પ્રમાણે અને ફળ આપવાની ઈશ્વરની સ્વતંત્ર સત્તા પ્રમાણે સુનિશ્ચિત થયેલું હોય છે. તેથી જ્ઞાની જે કંઈ જ્ઞાન થતાં પૂર્વે નિશ્ચિત થયેલું હોય તેવા વિષયભોગનો કે બાહ્યપ્રવૃત્તિનો ઈન્કાર કરી શકે નહીં. આજ શાસ્ત્રસંમત શ્રુતિવિધાન છે.

(છંદ-અનુષ્ટુપ)

**सुखाद्यनुभवोयावत् तावत् प्रारब्धमिष्यते ।**
**फलोदयः क्रियापूर्वो निष्क्रियो न हि कुत्रचित् ॥४४७॥**

**यावत् सुखाद्यनुभवः** = જ્યાં સુધી સુખાદિનો અનુભવ થાય છે,
**तावत् प्रारब्धम्** = ત્યાં સુધી પ્રારબ્ધ (છે એમ)
**इष्यते** = કહેવાય છે.
**हि** = કારણ કે
**फलोदयः** = (કોઈ પણ) ફળની પ્રાપ્તિ
**क्रियापूर्वः** = પૂર્વે કરેલાં કર્મના લીધે જ છે.
**निष्क्रियः** = કર્મ કર્યા વગર
**कुत्रचित् न** = ક્યાંય પણ (ફળ જણાતું) નથી.

જ્યાં સુધી વ્યક્તિને સુખદુ:ખ જેવા અનુભવો થયા કરતા હોય ત્યાં સુધી તેવા સર્વ અનુભવો પ્રારબ્ધ કર્મના ફળરૂપે જ અનુભવાય છે, તેવું કહેવાય છે. કારણ કે જો ફળ વગર પરિણામ અનુભવાતું હોય, હાજર હોય તો કર્મના અપવાદ વગરના અચળ નિયમને આધારે કહેવું જ પડે કે પરિણામ કે ફળની પૂર્વે કોઈ કર્મ જેવું કોઈ કારણ હોવું જ જોઈએ. તેવા કર્મરૂપી કારણ

વગર કદાપિ સુખદુઃખ જેવા પરિણામ કે ફળ ઉત્પન્ન થઈ શકે નહીં. આથી સિદ્ધ થાય છે કે સુખદુઃખાદિનું જો અસ્તિત્વ છે, તો પ્રારબ્ધ કર્મ હોવું જોઈએ. તેથી પ્રારબ્ધ કર્મની અનિવાર્યતાનો સ્વીકાર કર્યા વિના ચાલે તેમ નથી. આ જ છે પ્રારબ્ધ કર્મનું મહત્ત્વ કે તેનો મહિમા.

(છંદ-અનુષ્ટુપ)

अहं ब्रह्मेति विज्ञानात् कल्पकोटिशतार्जितम् ।
सञ्चितं विलयं याति प्रबोधात् स्वप्नकर्मवत् ॥४४८॥

प्रबोधात् = નિદ્રામાંથી જાગ્યા પછી
स्वप्नकर्मवत् = સ્વપ્નના કર્મો જેમ (વિલય પામે તેમ)
'अहं ब्रह्म' इति = 'હું બ્રહ્મ છું' એવા
विज्ञानात् = જ્ઞાનથી (ઉત્પન્ન જાગૃતિમાં)
कल्पकोटिशतार्जितम् = કરોડો કલ્પોના ભેગાં કરેલાં
सञ्चितम् = સંચિત કર્મો
विलयं याति = વિનાશ પામે છે.

(છંદ-અનુષ્ટુપ)

यत्कृतं स्वप्नवेलायां पुण्यं वा पापमुल्बणम् ।
सुप्तोत्थितस्य किं तत्स्यात् स्वर्गाय नरकाय वा ॥४४९॥

स्वप्नवेलायां यत् = સ્વપ્નાવસ્થામાં જે
उल्बणम् = મોટામાં મોટું
पुण्यं वा पापं कृतम् = પુણ્ય કે પાપ કરવામાં આવ્યું હોય
तत् किम् = તે શું
सुप्तोत्थितस्य = નિદ્રામાંથી ઊઠેલાને
स्वर्गाय नरकाय वा स्यात् = સ્વર્ગ કે નરક આપનારું થાય?

જ્ઞાનરૂપી અગ્નિ દ્વારા કર્મનો નાશ કઈ રીતે થાય છે તે સૂચવતા સદૃષ્ટાંત બે શ્લોક દ્વારા જણાવાયું છે કે જેવી રીતે નિદ્રામાંથી જાગ્યા પછી

સ્વપ્નના આવાગમન, ભોગાદિ વગેરે સૂક્ષ્મ કાલ્પનિક કર્મો, પ્રયત્ન વિના જ નિવૃત્ત થાય છે અને અનાયાસે જ સ્વપ્નગત તમામ કર્મોનો વિલય જણાય છે તેવી જ રીતે અજ્ઞાનની નિદ્રામાં સૂતેલો પોતાના આત્મસ્વરૂપને જાણતો ન હોવાથી કર્તાભાવે અનેક કર્મો કરે છે અને તેથી જ તેવા કર્મોના નહીં ભોગવાયેલાં અનેક જન્મોના ફળ કે પરિણામ તેના નામે જમા થયેલા હોય છે. તેથી સ્પષ્ટ છે કે અજ્ઞાનની નિદ્રામાં અજ્ઞાનીએ પોતાના નામે કરોડો કલ્પોના ભેગા કરેલાં સંચિત કર્મો તેને વારંવાર જન્મ અપાવશે જ અને અજ્ઞાનીએ સંચિત કર્મોમાંથી પરિપક્વ થયેલાં પ્રારબ્ધકર્મને લઈને વારંવાર જન્મ લેવો જ પડશે. તેથી જો એવી શંકા જાગે કે અજ્ઞાની માટે કે અવિદ્યાની નિદ્રામાં સૂતેલા માટે તો કર્મબંધનથી છૂટવાનો કોઈ રસ્તો જ નથી અને જો તેવું હોય તો શા માટે સાધના, શ્રવણ, સત્સંગ, ચિંતન-મનન, નિષ્કામ કર્મ અગર નિદિધ્યાસન જેવા મોક્ષના સાધનોની સહાય લઈ કોઈ પણ મુક્તિ માટે પ્રયત્ન કરે?

ઉપરોક્ત શંકાના સમાધાન માટે અત્રે આદિ શંકરાચાર્યજીએ ઉત્તર તો સાદો સીધો અને સ્પષ્ટ છતાં શાસ્ત્રસંગત આપેલો છે કે જેને **"अहं ब्रह्मेति विज्ञानात्. . . .सञ्चितं विलयं याति"** ''હું બ્રહ્મ છું એવું જ્ઞાન થાય છે તેના તમામ સંચિત કર્મો વિલય કે નાશ પામે છે.'' જેવી રીતે સ્વપ્ન દરમ્યાન અનેક કર્મો સ્વપ્નાવસ્થામાં સ્વપ્નદ્રષ્ટાએ કર્યા હોય છતાં જાગૃતિમાં આવતા કંઈ સ્વપ્નના કર્મોનું ફળ જાગ્રત અવસ્થામાં તેને મળતું નથી. દા.ત. સ્વપ્નમાં ચોરીનું કર્મ કોઈએ કર્યું હોય અગર સ્વપ્નામાં મોટામાં મોટું દાન કે પુણ્ય કર્મ કર્યું હોય છતાં જાગૃતિમાં આવતા તેવા કોઈ કર્મનું ફળ ચોરીની સજારૂપે કે પુણ્યકર્મના ફળરૂપે તેને મળતું નથી. તેથી સ્પષ્ટ થાય છે કે સ્વપ્નના કર્મનો જાગૃતિમાં વિલય થાય છે. તેવી જ રીતે અવિદ્યાની નિદ્રામાં અર્થાત્ અજ્ઞાન સમયે જે કોઈ કર્મો થયાં હોય તેનું ફળ, જયારે વ્યક્તિને આત્મજ્ઞાન થાય છે અને તેવા જ્ઞાનના બળથી તે નિશ્ચિત પોતાને પરબ્રહ્મ જાણે છે અને પોતે કર્તા હતો તેવી નિદ્રામાંથી તે જાગી જાય છે અને જાગતાં જ પોતાને અકર્તા અભોક્તા તથા કર્મ, ફળ, ભોગ કે ભોક્તાથી અસંગ ઓળખી જાય

છે ત્યાર પછી તેના માટે અજ્ઞાન સમયે કર્તાભાવે થયેલા કર્મોનું ફળ કઈ રીતે સંભવી શકે? તદુપરાંત અજ્ઞાનીએ એકત્રિત કરેલાં અનેક જન્મોના કરોડો સંચિત કર્મો પણ જીવાત્માના નામે જમા હોય છે પરંતુ જે ક્ષણે જ્ઞાન થાય કે 'હું જીવ નથી પરંતુ બ્રહ્મ છું', તે જ ક્ષણે તેના સર્વ સંચિત કર્મોનો નાશ થાય છે કારણ કે સંચિત કર્મો જે જીવના નામે છે, તે જીવાત્માનો બાધ થાય છે. આમ, 'હું બ્રહ્મ છું' તેવા જ્ઞાનમાં જીવભાવનો અને તેના નામે રહેલા સંચિતકર્મોનો સમૂળગો નાશ થવાથી જ્ઞાની માટે પુનર્જન્મનો પ્રશ્ન જ ઉદ્ભવતો નથી માટે જ કહેવાયું છે, આત્મજ્ઞાનમાં નથી પુનર્જન્મ, નથી જીવભાવ કે નથી સંચિત કર્મ.

આત્મજ્ઞાનમાં નથી બચતો ભૂતકાળ કે ભૂતકાળમાં કરેલાં કર્મોનું ફળ અને તેવી જ રીતે જેણે કર્મો કર્યા છે, તે જીવાત્મા પણ બચતો નથી. જેવી રીતે સ્વપ્નાવસ્થામાં જેણે સૂક્ષ્મ કે કાલ્પનિક કર્મો કર્યાં છે તથા સૂક્ષ્મભોગ ભોગવ્યા છે તે સ્વપ્નનો કર્તા કે ભોક્તા જાગ્રત અવસ્થામાં બચતો નથી કે હોતો નથી, તો પછી તેણે કરેલાં પુણ્ય કે પાપ જેવા મોટામાં મોટા કર્મો તેને કઈ રીતે સ્વર્ગનું સુખ કે નરકની યાતના જેવું દુઃખ અપાવી શકે? તેવો પ્રશ્ન બીજા શ્લોકમાં અભિવ્યક્ત કરી શંકરાચાર્યજીએ સ્પષ્ટ કર્યું કે જેમ સ્વપ્નના પુણ્ય કે પાપ જેવાં કર્મોનું ફળ જાગૃતિમાં સ્વર્ગ કે નરકરૂપે મળતું નથી તેવી જ રીતે અજ્ઞાન અવસ્થામાં કે અવિદ્યાની નિદ્રા સમયે અજ્ઞાની દ્વારા થયેલાં ઘોર પાપરૂપી કર્મનું ફળ કે સમગ્ર પૃથ્વીના દાન જેવા પુણ્ય કર્મનું ફળ પણ આત્મજ્ઞાન થયા પછી અજ્ઞાનીને ભોગવવું પડતું નથી કારણ કે આત્મજ્ઞાનમાં નથી બચ્યો પૂર્વનો અજ્ઞાની જીવાત્મા, અજ્ઞાનની અવસ્થા કે અજ્ઞાનના કર્મ, તો ફળ ક્યાંથી હોઈ શકે?

(છંદ–અનુષ્ટુપ)

स्वमसङ्गं उदासीनं परिज्ञाय नभो यथा ।
न श्लिष्यते यतिः किञ्चित् कदाचिद्भाविकर्मभिः ॥४५०॥

यतिः स्वम् = જ્ઞાની પુરુષ પોતાને

नभः यथा = આકાશની જેમ
उदासीनं असङ्गम् = અસંગ (અને) ઉદાસીન
परिज्ञाय कदाचित् = જાણી લીધાથી ક્યારેય
भाविकर्मभिः = ભાવિ કર્મોથી
किञ्चित् न श्लिष्यते = જરા પણ લેપાતો નથી.

જ્ઞાની પુરુષ પોતાને આકાશની જેમ અસંગ અને ઉદાસીન જાણી લીધા પછી ક્યારેય પણ ભાવિ કર્મોથી લેશમાત્ર લેપાયમાન થતો નથી કે બંધાતો નથી.

આકાશ પ્રાતઃકાળના ગુલાબી રંગોથી કે સંધ્યાટાણે આકાશમાં પુરાતી રંગોળીથી રંગીન થતું નથી અને તે જ પ્રમાણે ઉનાળાની ભીષણ ગરમીથી ન તો આકાશ ગરમ થાય છે અગર ન તો ચોમાસાની મુશળધાર વર્ષાથી તે ભીનું થાય છે. હોળીના તહેવારમાં અગ્નિ પ્રગટાવવાથી ન તો આકાશમાં આગ લાગે છે કે વંટોળીયાના મેલથી આકાશ ગંદુ થાય છે. બંદુકની ગોળીઓ અને રોકેટના પ્રહારોથી આકાશમાં છીદ્રો પડતાં નથી કે ઉત્તરાયણની પતંગોથી આકાશને ખલેલ કે વિક્ષેપ પણ પહોંચતો નથી; કારણ કે આકાશ તો એવી તમામ પ્રવૃત્તિથી અસંગ છે, ઉદાસીન છે, નિર્લેપ છે તથા અસ્પર્શ્ય છે. તે જ પ્રમાણે જ્ઞાની પુરુષ પોતાને આકાશ જેવો સર્વવ્યાપ્ત તથા અસંગ આત્મા માને છે, તેથી આત્મસ્વરૂપે રહેનારા જ્ઞાનીને ભૂતકાળના સંચિત કર્મો કે ભવિષ્યના આગામી કર્મો સ્પર્શ કરતા નથી, તો તેવા કર્મોથી જ્ઞાનીનું જીવન પ્રભાવિત થાય તેવો પ્રશ્ન જ પેદા થતો નથી.

પોતાને આત્મા જાણનારો જ્ઞાની કર્મમાં આસક્ત થતો નથી તથા પોતાને કર્મનો કર્તા પણ માનતો નથી. આમ, જેને કર્મ કે કર્તાનો સંગ નથી, તેને કર્મના ફળનો કે કર્મના ભાવિ પરિણામનો સંગ કે સંબંધ હોય, તેવું કદાપિ માની શકાય નહીં. જે કર્તા નથી તે કર્મફળનો ભોક્તા કદાપિ હોઈ શકે નહીં. તદુપરાંત, આત્મસ્વરૂપે તો જ્ઞાની ભૂત, ભવિષ્ય અને વર્તમાન જેવા ત્રણે કાળથી આકાશ જેમ અલિપ્ત હોય, તો એવા કાળાતીત આત્મજ્ઞાનીને

વર્તમાનનાં કર્મ કે ભવિષ્યનાં કર્મફળ સાથે ભ્રાંતિમાં પણ સંબંધ હોઈ શકે નહીં. માટે જ જ્ઞાનીના સંદર્ભમાં અત્રે જણાવ્યું છે કે "न श्लिष्यते यतिः किञ्चित् कदाचिद्भाविकर्मभिः ॥" આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે પોતાને આત્મસ્વરૂપે અસંગ સમજનારો જ્ઞાની ક્યારેય ભવિષ્યમાં પ્રાપ્ત થનારા ભાવિ કર્મોથી બંધાતો નથી, લેપાતો નથી અગર એવા કર્મોથી લેશમાત્ર પણ પ્રભાવિત થતો નથી.

(છંદ-અનુષ્ટુપ)

**न नभो घटयोगेन सुरागन्धेन लिप्यते ।**
**तथाऽऽत्मोपाधियोगेन तद्धर्मैर्नैव लिप्यते ॥४५१॥**

| | | | |
|---|---|---|---|
| **नभः** | = (જેમ) આકાશ | **आत्मा** | = આત્મા |
| **घटयोगेन** | = ઘડામાં રહેલા | **उपाधियोगेन** | = ઉપાધિનો સંબંધ હોવા છતાં |
| **सुरागन्धेन** | = દારૂની ગંધથી | | |
| **न लिप्यते** | = લેપાતું નથી, | **तद्धर्मैः** | = તેના ધર્મોથી |
| **तथा** | = તેમ | **न एव लिप्यते** | = લેપાતો જ નથી. |

જેવી રીતે આકાશ ઘડામાં રહેલા દારૂની ગંધથી ગંધાઈ જઈ દારૂના ધર્મગ્રહણ કરી દારૂથી લેપાતો નથી તેમ જે જ્ઞાની પોતાને આત્મા તરીકે જાણે છે, તે શરીરરૂપી ઘડાની ઉપાધિથી શરીર જેવા ચામડાના ઘડામાં રહેવા છતાં શરીરના ધર્મોથી ન તો પ્રભાવિત થાય છે કે ન તો શરીરના ધર્મોથી તાદાત્મ્ય કરી તેવા ધર્મોવાળો થાય છે. તાત્પર્યમાં, શરીર જન્મે છે, વિકારપામે છે, કર્મ કરે છે, કર્તા કહેવાય છે, કર્મના ફળ ભોગવે છે અને ફળ ભોગવતાં ભોગવતાં શરીરનું પ્રારબ્ધ કર્મ પૂર્ણ થતાં શરીર મૃત્યુને આધીન થાય છે છતાં શરીરના તેવા કોઈ કર્મો કે જન્મમૃત્યુ જેવા ધર્મોનો સંગ આત્માને લાગતો નથી કે શરીરના ધર્મોથી આત્મા લેપાયમાન થતો નથી. માટે શરીરરૂપી ઉપાધિ દ્વારા થતાં પુણ્ય કે પાપરૂપી કર્મોનો રંગ આત્માને લાગતો નથી, તેમ હોવાથી શરીરના કર્મોનું ફળ ભોગવવા માટે આત્માને ન તો સ્વર્ગ કે

નરકની યાત્રા કરવી પડે છે કે ઉર્ધ્વગતિ કે અધોગતિ જેવી સારી નરસી યોનીઓમાં ભટકવું પડે છે.

આમ વિચારતાં સ્પષ્ટ થાય છે કે જે કોઈ પોતાને આકાશ જેમ અસંગ આત્મા તરીકે જાણી આત્મસાક્ષાત્કાર કરી લે છે તેને કર્મનો, કર્મ-ફળનો કે કર્મફળના પ્રભાવે પ્રાપ્ત થતી ઊંચનીચ યોનીઓનો સંબંધ હોતો નથી અને માટે જ આત્મજ્ઞાની આવાગમનના ફેરાથી બચી જાય છે. તેવા જ્ઞાની માટે કહેવાયું છે કે,"न सः पुनरावर्तते न सः पुनरावर्तते ।" "તેનું (સંસારમાં) પુનરાવર્તન થતું નથી, તેનું પુનરાવર્તન થતું નથી" અને તે જ કારણે જ્ઞાની પરમપદને પ્રાપ્ત થઈ ચૂક્યો છે તેવું માની તેનો સર્વત્ર સત્કાર થાય છે અને મુમુક્ષુઓમાં તે પૂજાય છે.

(છંદ-અનુષ્ટુપ)

ज्ञानोदयात् पुराऽऽरब्धं कर्म ज्ञानान्न नश्यति ।
अदत्वा स्वफलं लक्ष्यमुद्दिश्योत्सृष्ट बाणवत् ॥४५२॥

लक्ष्यं उद्दिश्य = લક્ષ્યને ઉદ્દેશીને
उत्सृष्ट बाणवत् = છોડેલા બાણની જેમ
ज्ञानोदयात् पुरा = જ્ઞાન થયા પહેલાનું
आरब्धं कर्म = પ્રારબ્ધ કર્મ
स्वफलं अदत्वा = પોતાનું ફળ આપ્યા વગર
ज्ञानात् न नश्यति = જ્ઞાનથી નાશ પામતું નથી.

(છંદ-અનુષ્ટુપ)

व्याघ्रबुद्ध्या विनिर्मुक्तो बाणः पश्चात्तु गोमतौ ।
न तिष्ठति छिनत्त्येव लक्ष्यं वेगेन निर्भरम् ॥४५३॥

व्याघ्रबुद्ध्या = વ્યાઘ્રબુદ્ધિથી
विनिर्मुक्तः बाणः = છોડેલું બાણ

पश्चात् तु गोमतौ = (તેને છોડયા) પછીથી 'તે ગાય છે,' તેમ જાણવાથી
न तिष्ठति = અટકતું નથી. (પણ)
वेगेन लक्ष्यम् = વેગથી લક્ષ્યને
निर्भरम् = સંપૂર્ણપણે
छिनत्ति एव = વીંધે જ છે.

લૌકિક વ્યવહારમાં પણ કરાયેલું સામાન્ય કર્મ તેના હેતુની પ્રાપ્તિ પૂર્વે કદાપિ શાંત થતું નથી અર્થાત્ કર્મનો હેતુ સભર થાય ત્યારબાદ જ કર્મની નિવૃત્તિ કે બાદબાકી થતી જોવામાં આવે છે. જેમ કે વિદ્યાભ્યાસ માટેનું વિદ્યાર્થીનું અધ્યયનરૂપી કર્મ સ્નાતક આદિની ઉપાધિ પ્રાપ્ત થતાં પૂર્ણ થઈ જાય છે અને ત્યારબાદ વિદ્યાર્થીને અભ્યાસ કર્મ માટે શાળા કે મહાશાળામાં ઉપસ્થિત રહી અધ્યયનકાર્ય કરવાનું રહેતું નથી અર્થાત્ વિદ્યાર્થીનું અધ્યયન કાર્ય સહેતુક શાંત થયું કહેવાય અને તે જ પ્રમાણે જ્યાં સુધી દર્દની નાબૂદી ન થાય ત્યાં સુધી સપ્રમાણ દવા લેવાનું તથા નિયમાનુસાર ચરી પાળવારૂપી કર્મ શાંત થઈ શકે નહીં. આવો સામાન્ય લૌકિક નિયમ, જો લોકવ્યવહારમાં પ્રમાણભૂત ગણાતો હોય તો શાસ્ત્રગત કર્મના નિયમમાં પણ તેવો કોઈ નિયમ પ્રમાણભૂત હોવો જોઈએ, તેવું કહેવામાં લેશમાત્ર અતિશયોક્તિ નથી.

તે સંદર્ભે વિચારતાં અત્રે શાસ્ત્રીય અને શ્રુતિસંમત કર્મના સિદ્ધાંતને અનુસરીને અત્રે પ્રારબ્ધકર્મના ફળનો નિયમ વિવેચનાર્થે આપણી સમક્ષ મૂકવામાં આવ્યો છે.

જો કોઈ નિશાનબાજે પોતાના લક્ષ્યને ઉદ્દેશીને બાણ છોડયું હોય તો એક વાર લક્ષ્યની દિશામાં હાથમાંથી છૂટેલું બાણ છૂટી ગયા બાદ કોઈ પણ કાળે, કોઈ પણ પુરુષાર્થે, કોઈ પણ કારણસર વચ્ચે રોકી શકાય નહીં અગર બાણને પાછું પણ વાળી શકાય નહીં અને તેનો પુનઃ ઉપયોગ પણ કરી શકાય નહીં. શિકારીના હાથમાંથી છૂટેલું બાણ, કાં તો લક્ષ્યને છોડી પેલે પાર નીકળી જાય અગર લક્ષ્યને વીંધી તદ્રૂપ થઈ જાય અગર લક્ષ્યની દિશામાં જ લક્ષ્યને સ્પર્શ કરતા પૂર્વે ગતિનિરોધ દ્વારા અટકી જાય, પણ તે

વચ્ચે રોકવું શક્ય હોતું નથી. લક્ષ્ય તરફ બાણ છોડતા પૂર્વે લક્ષ્ય જો વાઘ જેવું વિકરાળ પ્રાણી હોય કે સંહાર કરવા ધસી આવતો શત્રુ હોય, તેવું વિચારી બાણ છોડવામાં આવે, પરંતુ છૂટી ગયા બાદ બીજી જ ક્ષણે સમજાય કે વાઘ નથી પણ મારું બાણ પળવારમાં જેને વીંધી નાંખશે તે તો ગાય અગર શત્રુના બદલે બ્રાહ્મણ છે, તો હવે બાણને વચ્ચે અટકાવવાનો કે પાછું વાળવાનો કોઈ ઈલાજ ધનુર્ધારી પાસે હોતો નથી. બાણ તો પોતાના લક્ષ્યને વીંધવા માટે નિરંતર પ્રગતિમાં પ્રવાસ કર્યા જ કરે છે. તેવી જ રીતે સંચિત કર્મરૂપી ભાથામાંથી છૂટીને પ્રારબ્ધરૂપી બાણ એક વાર પોતાના લક્ષ્ય તરફ અતિ વેગથી પ્રવાસ કરવા નીકળી પડે ત્યારે ગર્ભની પણછમાંથી બળ પ્રાપ્ત કરીને, શરીરની અવનવી ઉપાધિ કે યોની દ્વારા, કર્મના ફળને નિશાન બનાવવા તે આગળ વધે જ જાય છે અને જ્યાં સુધી પ્રારબ્ધકર્મના બધા જ લક્ષ્યરૂપી ફળ વીંધાઈ ન જાય ત્યાં સુધી શરીરરૂપી બાણ ધરાશયી થઈ શાંત થતું નથી. તાત્પર્યમાં પ્રારબ્ધ કર્મરૂપી બાણ શરીરની ઉપાધિ સાથે વેગવંતુ થઈને એક-વાર નીકળી પડે છે ત્યારબાદ તેને કોઈ પણ અટકાવી શકતું નથી. જ્ઞાની પણ જ્ઞાન દ્વારા સંચિતકર્મને 'હું બ્રહ્મ છું' તેવા જ્ઞાન દ્વારા જેના નામે સંચિત કર્મ છે તેવા જીવાત્માનો આત્યંતિક બાધ કરી, જીવાત્માનો નાશ કરી, જીવના નાશમાં સંચિત કર્મનો નાશ કરી શકે તેમ છે અને 'હું કર્મથી અસંગ, અકર્તા છું' તેવા જ્ઞાનાગ્નિમાં આગામી કર્મને પણ ભસ્મીભૂત કરી શકે તેમ છે. પરંતુ પ્રારબ્ધ કર્મનો તો તે ત્યાગ કરી શકે જ નહીં. કારણ કે પ્રારબ્ધરૂપી બાણ તો જ્ઞાનીને આત્મસાક્ષાત્કાર થયો તે પૂર્વે જ છૂટી ચુકેલું છે. માટે જ પ્રારબ્ધનું ફળ તો જ્ઞાનીએ પણ ભોગવવું જ પડશે. પછી ભલે જ્ઞાન દ્વારા તે સમજે કે ફળ તો શરીર ભોગવે છે, હું તો તેનો સાક્ષી છું પરંતુ જ્ઞાની જે શરીર લઈને આવ્યો છે, તે શરીરને તો પ્રારબ્ધના ફળ નિશ્ચિતરૂપે ભોગવવા પડે છે અને જ્યારે તે સર્વ પ્રારબ્ધકર્મો ભોગવાઈ જાય છે ત્યારે જ પ્રારબ્ધ કર્મરૂપી બાણનું લક્ષ્ય વીંધાઈ ગયું છે, તેવું સમજાતા પ્રારબ્ધ કર્મ શાંત થઈ જાય છે.

તાત્પર્યમાં, પ્રારબ્ધ કર્મરૂપી બાણ તેના કર્મફળરૂપી લક્ષ્યને વીંધ્યા વિના કદાપિ શાંત થઈ શકે નહીં.

(છંદ-શાર્દૂલવિક્રીડિત)

प्रारब्धं बलवत्तरं खलुविदां भोगेन तस्य क्षयः
सम्यग्ज्ञानहुताशनेन विलयः प्राक्सञ्चितागामिनाम् ।
ब्रह्मात्मैक्यमवेक्ष्य तन्मयतया ये सर्वदा संस्थिताः
तेषां तत्त्रितयं न हि क्वचिदपि ब्रह्मैव ते निर्गुणम् ॥४५४॥

| | |
|---|---|
| प्राक्सञ्चितागामिनाम् | = પૂર્વના સંચિત અને ભવિષ્યમાં થનારાં કર્મોનો |
| विलयः सम्यक्-ज्ञानहुताशनेन | = નાશ તત્ત્વજ્ઞાનરૂપી જ્ઞાનાગ્નિથી થાય છે. |
| खलुविदाम् | = (પરંતુ) ખરેખર જ્ઞાનીપુરુષોનાં |
| प्रारब्धम् | = પ્રારબ્ધ કર્મ |
| बलवत्तरम् | = વધુ બળવાન (હોય છે) |
| तस्य क्षयः भोगेन | = તેનો ક્ષય ભોગવ્યાથી જ (થાય છે) |
| ये ब्रह्मात्मैक्यं अवेक्ष्य | = જેઓ જીવ-બ્રહ્મના ઐક્યને જાણીને |
| तन्मयतया सर्वदा संस्थिताः | = સર્વદા બ્રહ્મભાવમાં જ સ્થિત રહે છે. |
| तेषां तत् त्रितयम् | = એમને તે ત્રણેય પ્રકારનાં (પ્રારબ્ધ, સંચિત અને આગામી કર્મ) |
| क्वचिदपि न हि | = કોઈ પણ કાળે છે જ નહીં |
| ते निर्गुणं ब्रह्म एव | = તે તો નિર્ગુણ બ્રહ્મ જ છે. |

જ્ઞાનીપુરુષોના પ્રારબ્ધ કર્મ ખરેખર ખૂબ બળવાન હોય છે. બળવાન હોવાથી જ્ઞાની પુરુષ પણ પ્રારબ્ધ કર્મથી બચી શકતો નથી અને તેને પણ પ્રારબ્ધકર્મ તો ભોગવવાં જ પડે છે અર્થાત્, "ભોગવ્યા વિના તો જ્ઞાનીના પ્રારબ્ધનો પણ નાશ થતો નથી." માટે શ્લોકમાં જણાવ્યું છે કે "प्रारब्धं बलवत्तरं खलुविदां भोगेन तस्य क्षयः" આમ, પ્રારબ્ધકર્મથી જ્ઞાની કે અજ્ઞાની કોઈ પણ બચી શકે નહીં. ધારો કે જ્ઞાની પ્રારબ્ધ ભોગવીને તેનો નાશ કરે છે, તો બાકીના અન્ય કર્મોનું શું? તેવી શંકાના સમાધાનાર્થે અત્રે જણાવેલું છે કે જ્ઞાની, જીવ-બ્રહ્મના ઐક્યનું જ્ઞાન પ્રાપ્ત કરીને સમ્યક્ જ્ઞાનરૂપી

અગ્નિમાં પોતાના જીવભાવનો અગ્નિસંસ્કાર કરે છે. તેથી જ્ઞાનીને 'હું જીવાત્મા છું' તેનો ભાવ કે ભ્રાંતિ રહેતી નથી. તેથી સ્પષ્ટ છે કે સંચિત કર્મોનો સ્વામી કે માલિક કે જેના નામે સંચિત કર્મરૂપી સંપત્તિ છે તે પોતે જ બચતો નથી તો તેની સંચિત કર્મ જેવી જન્મોજન્મની ભેગી કરેલી દોલત ક્યાંથી બચી શકે? આમ, જીવભાવ અને સંચિત કર્મ બન્નેને ભસ્મ કરવાની તાકાત આત્મજ્ઞાનમાં છે માટે આત્મજ્ઞાનને અગ્નિની ઉપમા આપવામાં આવી છે. ઉપરોક્ત ચર્ચાથી સ્પષ્ટ થાય છે કે પ્રારબ્ધકર્મનો નાશ તેના સારા કે નરસા ફળ ભોગવવાથી થાય છે. જ્યારે સંચિત કર્મોનો નાશ 'હું જીવ નહીં પરંતુ અજન્મા અસંગ આત્મા છું,' એવા જ્ઞાનથી થાય છે. હવે પ્રશ્ન માત્ર આગામી કર્મનો રહે છે. એવા સૌ આગામી કર્મનો નાશ, હું કર્મનો કર્તા નથી પરંતુ કર્મનો સાક્ષી કે દ્રષ્ટા છું, એવા જ્ઞાનથી થાય છે કારણ કે જે પોતાને અજ્ઞાનમાં કર્તા માને તેને જ ભવિષ્યમાં કર્મનું ફળ ભોગવવું પડે. તે ન્યાયે જે કર્મનો કર્તા નથી, તે કદાપિ કર્મફળનો ભોક્તા હોઈ શકે નહિ. જેનું દેહ સાથે તથા ઇન્દ્રિયો સાથે સઘન તાદાત્મ્ય હોય તે જ દેહ કે ઇન્દ્રિયોનાં કર્મને પોતાના માને તો નિશ્ચિત તેને કર્મનું ફળ મળે. પરંતુ જ્ઞાની તો 'હું શરીર છું,' એવું પણ માનતો નથી અને 'શરીર મારું છે,' એવી ભ્રાંતિમાં પણ જીવતો નથી તો પછી જ્ઞાનીને વર્તમાનમાં થનારા આગામી કર્મનું ફળ આ જીવનમાં પણ મૃત્યુ પૂર્વે ભોગવવાનું રહેતું નથી. પછી ભલે તેના દ્વારા ગમે તેવું પાપકર્મ વર્તમાનમાં કે ભૂતકાળમાં થયું હોય પરંતુ તેનું ફળ જ્ઞાનીને કોઈ પણ હિસાબે ભોગવવાનું રહેતું નથી. માટે જ ભગવાન શ્રીકૃષ્ણચંદ્રને જ્ઞાનીની સ્તુતિ માટે કહેવું પડ્યું છે કે,

"अपि चेदसि पापेभ्यः सर्वेभ्यः पापकृत्तमः ।
सर्वं ज्ञानप्लवेनैव वृजिनं संतरिष्यसि ॥"

"જો તું સઘળા પાપીઓ કરતાં પણ વધારે પાપી હોય તો પણ જ્ઞાનરૂપી નૌકા દ્વારા બધાં જ પાપોને સારી રીતે તરી જઈશ." (ભ.ગીતા. અ-૪/૩૬)

આવી ચર્ચાનો નિષ્કર્ષ એટલો જ છે કે જે કોઈ જ્ઞાની જીવબ્રહ્મના

ઐક્યને જાણી પોતાના બ્રહ્મભાવમાં જ તન્મય રહે છે, તેને પ્રારબ્ધ સંચિત અને આગામી એમ ત્રણે પ્રકારના કોઈ પણ કર્મો, કોઈ પણ કાળે બંધનમાં નાંખી શકે નહીં, કારણ કે જ્ઞાની તો સ્વયં નિર્ગુણ બ્રહ્મ જ છે અર્થાત્ માયાના સત્ત્વ, રજસ અને તમસ જેવા ત્રણે ગુણોને તે તરી ચૂક્યો છે, તેથી તે નિર્ગુણ બ્રહ્મ કહેવાય છે. સત્ત્વગુણને તરવાથી સત્ત્વગુણમાંથી ઉત્પન્ન થયેલી ઇન્દ્રિયો સાથે જ્ઞાનીને નાતો કે રિશ્તો હોઈ શકે નહીં. રજસ ગુણને પાર કરી ચૂક્યો હોવાથી જ્ઞાનીને રજસગુણમાંથી ઉત્પન્ન થયેલી કર્મેન્દ્રિયો કે પાંચ પ્રાણ જોડે લેશમાત્ર સંબંધ હોતો નથી. તે જ પ્રમાણે તમસ ગુણને ઓળખી ચૂક્યો હોવાથી તમસ ગુણમાંથી બનેલું સ્થૂળ, જડ કે મૃત્યુ પામનારા શરીર સાથે જ્ઞાનીને નથી કોઈ સગાંવહાલાં જેવો સંબંધ, તો જડ શરીરના અન્ય સગાં સાથે તેનો સંબંધ કેવો? આત્મજ્ઞાનીને જો પોતાના શરીર સાથે સંબંધ નથી, તો અન્ય શરીરોનું સગપણ ક્યાં? અગર માતા-પિતા, પુત્રો કે પત્ની જેવું વળગણ કેવી રીતે હોઈ શકે? કોઈ અજ્ઞાનમાં ઊંઘતો અઘોરી, પોતાના શરીર સાથે સંબંધ રાખી શરીરની આત્મશ્લાઘામાં મૃત્યુપર્યંત જીવવા મથામણ કરતો હોય છે, એટલું જ નહીં પરંતુ અન્ય માંસપિંડો, જે મળમૂત્ર, થૂંક, લીંટ, પિયા, હાડકાં, ચરબી અને લોહીથી ભરેલા છે, તેમને પણ પોતાના માની આલિંગન કરતો હોય છે. તેની તેવી પ્રવૃત્તિ સમડી-ગીધ અને કુતરા જેવી, હાડકાં ચૂસવાની હોય છે. માટે જ અત્રે શંકરાચાર્યજીએ સ્પષ્ટ કહ્યું છે કે માત્ર જ્ઞાની, સત્ત્વ તમસ અને રજસ જેવા ગુણોથી મુક્ત થઈ પોતાના નિર્ગુણ બ્રહ્મસ્વરૂપમાં રહે છે.

(છંદ-ઉપજાતિ)

उपाधितादात्म्यविहीनकेवल-
ब्रह्मात्मनैवात्मनि तिष्ठतो मुनेः ।
प्रारब्धसद्भावकथा न युक्ता
स्वप्नार्थसम्बन्धकथैव जाग्रतः ॥४५५॥

| | |
|---|---|
| **उपाधितादात्म्यविहीनकेवलब्रह्मात्मना एव** | = ઉપાધિ સાથેના તાદાત્મ્ય સંબંધ રહિત થઈ કેવળ બ્રહ્મસ્વરૂપે જ, |
| **आत्मनि** | = અંતઃકરણમાં |
| **तिष्ठतः** | = સ્થિત, |
| **मुनेः** | = (આત્મજ્ઞાની) મુનિ માટે, |
| **प्रारब्धसद्भावकथा** | = પ્રારબ્ધના અસ્તિત્વની વાત, |
| **जाग्रतः** | = જાગ્રત (પુરુષ)ના |
| **स्वप्नार्थसम्बन्धकथा** | = સ્વપ્નપદાર્થોની સાથેના સંબંધની વાત |
| **इव** | = જેમ |
| **न युक्ताः** | = યોગ્ય નથી. |

જે કોઈ ઊંઘમાંથી જાગી ચૂક્યો છે તેને હવે સ્વપ્નમાં જોએલા પ્રાણી કે પદાર્થો સાથે અગર સ્વપ્નમાં મળેલા પાત્રો સાથે સંબંધ હોતો નથી. સ્વપ્નમાં તેને લાગેલી લોટરીની રકમ જાગ્રત અવસ્થામાં દેવું ભરપાઈ કરવામાં કદાપિ કામ આવી શકે નહીં કારણ કે સ્વપ્નની સંપત્તિ-વિપત્તિ કે કાલ્પનિક ભોગોનો જાગ્રતમાં આવતાં જેમ કોઈ સંબંધ હોતો નથી, તેમ કેવળ બ્રહ્મસ્વરૂપે સ્થિત થયેલા અને પોતાની ઉપાધિઓ સાથેના સંબંધોનો ત્યાગ કરી ચૂકેલા મનનશીલ મુનિને આત્મજ્ઞાનરૂપી શાશ્વત જાગૃતિ જેવી અવસ્થા પ્રાપ્ત થયેલી હોવાથી તેને પ્રારબ્ધની કથા કે તેના અસ્તિત્વની વાત સાથે કોઈ જ સંબંધ હોઈ શકે નહીં.

અજ્ઞાનની ઊંઘમાં જ અજ્ઞાનીને શરીર અને શરીરના પ્રારબ્ધ જોડે સંબંધ હોય છે. આત્મજ્ઞાનમાં જાગ્યા પછી નથી તેવો કોઈ અજ્ઞાની બચતો કે જેના પ્રારબ્ધની વાત બચી શકે; તેથી જ્ઞાની માટે તો પ્રારબ્ધની વાત કરવી એ તદ્દન અયોગ્ય અને અયુક્ત છે. તેથી જ કહ્યું છે કે, "**प्रारब्ध सद्भावकथा न युक्ता**"

(છંદ-ઉપજાતિ)

न हि प्रबुद्धः प्रतिभासदेहे
देहोपयोगिन्यपि च प्रपञ्चे ।
करोत्यहन्तां ममतामिदन्तां
किन्तु स्वयं तिष्ठति जागरेण ॥४५६॥

प्रबुद्धः = ઊંઘમાંથી ઊઠેલો માણસ
प्रतिभासदेहे = સ્વપ્નના પ્રાતિભાસિક દેહમાં,
देहोपयोगिनि च = તથા દેહને ઉપયોગી
प्रपञ्चे अपि = (સમગ્ર સ્વપ્ન) પ્રપંચમાં પણ
अहन्तां ममतां इदन्ताम् = 'હું'પણું, 'મારા'પણું કે 'આ'પણું
न हि करोति = કરતો જ નથી
किन्तु = પણ
स्वयं जागरेण तिष्ठति = પોતે જાગ્રતભાવથી રહે છે.
(અર્થાત્ જાગ્રત અવસ્થાના
પદાર્થોને જ સત્ય માને છે.)

(છંદ-ઉપજાતિ)

न तस्य मिथ्यार्थसमर्थनेच्छा
न संग्रहस्तज्जगतोऽपि दृष्टः ।
तत्रानुवृत्तिर्यदि चेन्मृषार्थे
न निद्रया मुक्त इतीष्यते ध्रुवम् ॥४५७॥

तस्य = તે જાગેલાને
मिथ्यार्थ–समर्थन–इच्छा न = સ્વપ્નાવસ્થાના પદાર્થોનું મિથ્યાત્વ સાબિત
કરવાની ઈચ્છા થતી નથી.
तत् जगतः = તે(સ્વપ્ન) જગતના પદાર્થોનો

संग्रहः अपि न दृष्टः = સંગ્રહ પણ (તેના દ્વારા થયેલો) જણાતો નથી.

तत्र यदि = પણ જો

मृषार्थे अनुवृत्तिः = મિથ્યા પદાર્થોનું અનુસરણ કરવાનો મોહ

चेत् = જો હજુ હોય તો

निद्रया न मुक्तः इति = સ્વપ્નનિદ્રાથી તે બરોબર જાગ્યો નથી એમ

ध्रुवम् = ચોક્કસ

इष्यते = માનવું જોઈએ.

(છંદ-ઉપજાતિ)

तद्वत् परे ब्रह्मणि वर्तमानः
सदात्मना तिष्ठति नान्यदीक्षते ।
स्मृतिर्यथा स्वप्नविलोकितार्थे
तथा विदः प्राशनमोचनादौ ॥४५८॥

तद्वत् = એવી જ રીતે

परे ब्रह्मणि वर्तमानः = પરબ્રહ્મભાવમાં જ રહેવાવાળો (જાગવાવાળો)

सत् आत्मना तिष्ठति = સતસ્વરૂપે જ સ્થિત રહે છે.

अन्यत् न ईक्षते = (તે બ્રહ્મ સિવાય) બીજું કંઈ જોતો જ નથી.

यथा स्वप्नविलोकितार्थे स्मृतिः= જેવી રીતે સ્વપ્નમાં જોયેલા પદાર્થોની સ્મૃતિ, સ્વપ્નથી જાગેલા પુરુષને રહે છે.

तथा विदः = તેવી રીતે જ્ઞાનીને પણ

प्राशनमोचनादौ = ભોજન તથા મળત્યાગ વગેરે (ક્રિયાઓની સ્મૃતિ રહેતી હોય છે.)

જેવી રીતે સ્વપ્નથી જાગેલાને જાગ્રત અવસ્થામાં સ્વપ્નદર્શન ખોટું જણાય છે, તેમ જાગ્રતમાં જે કંઈ અનુભવો થાય છે તે સર્વ કંઈ જ્ઞાનમાં

જાગેલો છે તેને અસત્ય જણાય છે.

જાગ્રત અવસ્થામાં આવેલા પુરુષને સ્વપ્નમાં તેણે અનુભવેલો પોતાનો પ્રાતિભાસિક દેહ અને દેહને ઉપયોગી અન્ય સામગ્રી, પદાર્થો કે પાત્રો વગેરે જેવો જે કંઈ સ્વપ્નપ્રપંચ દેખાય છે, તેમાંના કોઈને પણ તે પોતાનું માની તેમાં મમત્વ રાખતો નથી. જાગૃતિમાં તેવા કોઈ પદાર્થમાં **'इदं'** પણું અર્થાત્ "આ પદાર્થો મને દૃશ્ય છે, હું તેનો દૃષ્ટા છું, તેવો ભાવ પણ રાખતો નથી." તે જ પ્રમાણે માત્ર સ્વપ્નકાળે જ અનુભવાતા અને અન્યકાળે જેનો અભાવ થતો હોય તેવી પ્રાતિભાસિક સત્તાવાળા સ્વપ્નદેહમાં પણ તે અહંભાવ રાખતો નથી. ટૂંકમાં, સમગ્ર સ્વપ્નસૃષ્ટિ કે સ્વપ્નપ્રપંચ સાથે તેને અહંભાવ, મમભાવ કે **'इदं'** ભાવ હોતો નથી, પણ તે જાગ્રત અવસ્થાના પદાર્થોને જ સાચા માની જાગ્રતભાવથી રહે છે.

તદુપરાંત જે સ્વપ્નથી જાગી ગયો છે, તેને સ્વપ્ન અવસ્થાના તમામ પદાર્થો અસત કે મિથ્યા છે, તેવું પૂરવાર કરવાની ઈચ્છા પણ થતી નથી અને સ્વપ્નસૃષ્ટિના પદાર્થોનો તે સંગ્રહ કરતો હોય તેવું જણાતું નથી. તેમ છતાં જો સ્વપ્નના પ્રતિભાસિક કે મિથ્યા પદાર્થો પાછળ દોડવાની કે તેમાં આસક્ત રહેવાની વૃત્તિ જો હજુ તેનામાં ચાલુ જ હોય અર્થાત્ સ્વપ્નના પદાર્થોનો મોહ જો નષ્ટ ન થયો હોય તો, નિશ્ચિત માનવું કે હજુ પણ તે સ્વપ્નની નિદ્રાથી બરાબર જાગ્યો નથી કે સ્વપ્નના પ્રાતિભાસિક પદાર્થોની આસક્તિમાંથી મુક્ત થયો નથી.

એવી જ રીતે જે પરબ્રહ્મભાવમાં અર્થાત્ "હું પરબ્રહ્મ છું," તેવા જ્ઞાનમાં જાગી ચૂક્યો છે અને પોતાના સત્સ્વરૂપમાં જ સ્થિત રહે છે, તે બ્રહ્મ સિવાય અન્ય કંઈ પણ જોતો નથી અર્થાત્ તેને શરીર, શરીરના કર્મ કે કર્મફળ, પ્રારબ્ધ ઇત્યાદિ કંઈ જ જણાતું નથી. તેમ છતાં સ્વપ્નથી જાગેલા પુરુષને જેમ સ્વપ્નમાં જોયેલા પદાર્થોની સ્મૃતિ રહે છે તેવી જ રીતે અવિદ્યા કે અજ્ઞાનની નિદ્રાથી જાગી ચૂકેલા જ્ઞાનીને પણ અજ્ઞાનકાળે શરીર દ્વારા કરેલી ભોજન કે મળત્યાગ જેવી ક્રિયાઓની સ્મૃતિ રહે છે. તેથી કોઈએ

એવી ભ્રાંતિમાં રહેવાની જરૂર નથી કે જ્ઞાન થયા બાદ જ્ઞાનીને ભોજન, મળ-ત્યાગ કે સ્નાનાદિ જેવી ક્રિયાઓનું ભાન રહેતું નથી અને તે સર્વ કંઈ ભૂલી ચૂક્યો હોય છે. વાસ્તવમાં તો જ્ઞાનીની તમામ ક્રિયાઓ સામાન્ય અજ્ઞાની વ્યક્તિ જેવી જ હોય છે. માત્ર તે બન્નેની દૃષ્ટિમાં જ ફેર હોય છે. જ્ઞાનીને જ્ઞાનમયી, સૂક્ષ્મ, શુદ્ધ અર્થાત્ પ્રપંચમુક્ત, અભેદ અને ઐક્યદૃષ્ટિ હોય છે, જ્યારે અજ્ઞાનીની સ્થૂળ, ભેદમયી, દ્વૈતદર્શન કરનારી અને પ્રપંચી દૃષ્ટિ હોય છે. જ્ઞાન થવાથી કંઈ જ્ઞાનીને શિંગડાં ઉગતાં નથી કે તેના માથા પાછળ પ્રકાશ ચકરાવા લેતો પણ નથી અગર જમતી વખતે જ્ઞાનીનો કોળિયો મોંના બદલે કાનમાં જતો નથી. તથા સૂતી વખતે તેની આંખો ખૂલ્લી જ રહે અને તે સ્નાનાદિ ક્રિયાઓ ભૂલી જાય, તે તો મૂર્ખની મહાભ્રાંતિ સિવાય અન્ય કાંઈ જ નથી.

તાત્પર્યમાં, સ્વપ્નથી જાગેલા જાગ્રત પુરુષને સ્વપ્નપ્રપંચ સાથે લેશમાત્ર લેવાદેવા હોતી નથી. તે જ પ્રમાણે અવિદ્યા કે અજ્ઞાનની નિદ્રાથી જાગી ચૂકેલા જ્ઞાનીપુરુષને જાગ્રત અવસ્થામાં અજ્ઞાનકાળે અનુભવાતા ભૌતિક જગત કે જડ શરીર સાથેના કોઈ કર્મો સાથે કોઈ પણ પ્રકારનો સંગ કે સંબંધ હોતો નથી.

(છંદ-અનુષ્ટુપ)

**कर्मणा निर्मितो देहः प्रारब्धं तस्य कल्प्यताम् ।**
**नानादेरात्मनो युक्तं नैवात्मा कर्मनिर्मितः ॥४५६॥**

देहः = સ્થૂળ દેહ
कर्मणा = પ્રારબ્ધ કર્મથી
निर्मितः = નિર્માણ થયો છે.
तस्य = તેનું કારણ
प्रारब्धम् = પ્રારબ્ધ છે,
कल्प्यताम् = એમ સમજવું.
अनादेः आत्मनः = અનાદિ આત્માનું (પ્રારબ્ધ કહેવું)

न युक्तम् = યોગ્ય નથી.

आत्मा कर्म-निर्मितः न एव = (કારણ કે) આત્મા કર્મથી નિર્માણ થયો જ નથી.

(છંદ-અનુષ્ટુપ)

अजो नित्य इति ब्रूते श्रुतिरेषा अमोघवाक् ।
तदात्मना तिष्ठतोऽस्य कुतः प्रारब्धकल्पना ॥४६०॥

एषा श्रुतिः अमोघवाक् ब्रूते = શ્રુતિની અમોઘવાણી ઘોષણા કરે છે (કે)

अजः नित्यः इति = (આત્મા) અજન્મા અને નિત્ય છે (માટે)

तदात्मना तिष्ठतः अस्य = આત્મસ્વરૂપે સ્થિત રહેનાર આવા (જ્ઞાનીના)

प्रारब्ध-कल्पना कुतः = પ્રારબ્ધની કલ્પના (જ) ક્યાંથી સંભવે?

(છંદ-અનુષ્ટુપ)

प्रारब्धं सिध्यति तदा यदा देहात्मना स्थितिः ।
देहात्मभावो नैवेष्टः प्रारब्धं त्यज्यतामतः ॥४६१॥

यदा देहात्मना स्थितिः = જ્યાં સુધી 'દેહ આત્મા છે,' એવી (ભ્રાંત) સ્થિતિ હોય

तदा प्रारब्धं सिध्यति = ત્યાં સુધી પ્રારબ્ધકર્મ સિદ્ધ થાય (છે.)

देहात्मभावः = (જ્ઞાનીને) દેહમાં આત્મભાવ (હોવો)

न एव इष्टः = યોગ્ય જ નથી.

अतः = માટે (જ્ઞાનીના સંદર્ભમાં)

प्रारब्धं त्यज्यताम् = પ્રારબ્ધની ચર્ચા ત્યાગવા જેવી છે.

હવે પછીના ત્રણ શ્લોક દ્વારા પ્રમાણિત કે સિદ્ધ કરવામાં આવે છે કે જ્ઞાનીના દેહને જ પ્રારબ્ધ છે અને પ્રારબ્ધનો સંબંધ શરીર સાથે છે. જ્ઞાનીના આત્મા સાથે કદી નહીં.

સ્થૂળ દેહ, પ્રારબ્ધ કર્મથી નિર્માણ પામે છે, તેથી પ્રારબ્ધ જ દેહનું કારણ છે અને દેહ કાર્ય છે, એમ સમજવું જોઈએ. જ્યારે અનાદિ આત્માનો તો પ્રારબ્ધ સાથે કોઈ પણ સંબંધ હોઈ શકે નહીં. કારણ કે આત્મા પ્રારબ્ધ કર્મથી નિર્માણ થયેલો કે જન્મેલો નથી, તેથી આત્માનું કોઈ કારણ હોઈ શકે નહીં. આત્મા તો કાર્ય અને કારણથી વિલક્ષણ છે. જો આત્માને કર્મથી જન્મેલો માનીએ તો આત્મા કાર્ય થઈ જાય, પરંતુ તેવી વાત શાસ્ત્ર અને શ્રુતિવિરુદ્ધ હોઈ સ્વીકાર્ય નથી. ટૂંકમાં, શરીરને પ્રારબ્ધ છે, આત્માને નહીં.

શ્રુતિની અમોઘ વાણી દર્શાવે છે કે આત્મા અજન્મા અને નિત્ય છે, માટે આત્મસ્વરૂપે સ્થિત રહેનાર જ્ઞાનીને તો પ્રારબ્ધની કલ્પના પણ હોઈ શકે નહીં.

આમ, પોતાને આત્મા માનનાર જ્ઞાનીને પ્રારબ્ધ નથી, તે તો નિર્વિવાદ છે. છતાં જે કોઈ અજ્ઞાની છે અને અજ્ઞાનમાં જ્યાં સુધી તેને શ્લોકમાં જણાવ્યું છે તેમ **"यदा देहात्मना स्थितिः"** ''જ્યાં સુધી દેહ આત્મા છે એવી ભ્રાંતસ્થિતિ હોય'', **"तदा प्रारब्धं सिद्ध्यति"** ''ત્યાં સુધી જ પ્રારબ્ધ કર્મ સિદ્ધ કે સાબિત થઈ શકે તેમ છે.'' અર્થાત્ જ્યારે 'હું દેહ છું,' એવી ભ્રાંતસ્થિતિ નિવૃત્ત થઈ જાય છે, ત્યારે પ્રારબ્ધની પણ નિવૃત્તિ કે નાશ સમજવો જોઈએ. તેવો પ્રારબ્ધનાશ માત્ર જ્ઞાનીને જ સંભવે, કારણ કે જ્ઞાનીને દેહમાં આત્મભાવ હોવો એ યોગ્ય કે ઈષ્ટ નથી. માટે જ્ઞાનીના સંદર્ભમાં તો પ્રારબ્ધની ચર્ચા જ છોડી દેવી જોઈએ.

નિષ્કર્ષમાં, પ્રારબ્ધ જો દેહનું કારણ છે, તો દેહ કાર્ય કહેવાય. દેહ જો કાર્ય છે તો દેહનું પ્રારબ્ધ ન કહેવાય પરંતુ પ્રારબ્ધનો દેહ છે, તેવું કહેવું જોઈએ. કારણ કે દેહનું પ્રારબ્ધ કહેવાથી તો દેહ દ્વારા પ્રારબ્ધ જન્મે છે એવો અર્થ થાય, પરંતુ પ્રારબ્ધ કર્મના ફળ ભોગવવા માટે દેહ જન્મે છે, તેવું કથન કદાચ વધુ યોગ્ય ગણી શકાય અને તેવા ન્યાયે પ્રારબ્ધને દેહ છે તેવું સ્વીકારવું પડે. તેવા સ્વીકારમાં સ્પષ્ટ થાય છે કે પ્રારબ્ધ જો પૂર્ણ થાય

તો દેહ ટકી શકે નહીં કારણ કે પ્રારબ્ધથી જ દેહ જન્મેલો છે. પરંતુ જેનો જન્મ પ્રારબ્ધથી થયો નથી, તેની યાત્રા શરીર જેમ પ્રારબ્ધ પૂર્ણ થતાં અટકી શકે નહીં. તે ન્યાયે આત્મા પ્રારબ્ધ કર્મથી જન્મેલો નથી અને માટે જ જે કોઈ જ્ઞાની પોતાને આત્મસ્વરૂપે માને તેને ન તો પ્રારબ્ધ દ્વારા જન્મવું પડે કે પ્રારબ્ધ પૂર્ણ થતાં જીવનયાત્રા અટકાવવી પડે. આમ, પોતાને આત્મા માનનારને નથી પ્રારબ્ધ કે નથી પ્રારબ્ધની તેને કોઈ પણ પ્રકારની અસર, પરંતુ પ્રારબ્ધથી જે શરીર પેદા થાય અને તેવા શરીરને અજ્ઞાનમાં જે પોતાનું માને, તેવા અજ્ઞાનીને પ્રારબ્ધ હોય છે. જે જ્ઞાનીને દેહભાવનો અભાવ છે તેને પ્રારબ્ધનો સંગ કે સ્પર્શ નથી, પરંતુ અજ્ઞાનમાં પોતાને શરીર માનનારને પ્રારબ્ધ છે, તેથી નિ:સંદેહ પ્રારબ્ધ શરીરને જ છે.

(છંદ–અનુષ્ટુપ)

शरीरस्यापि प्रारब्धकल्पना भ्रान्तिरेव हि ।  
अध्यस्तस्य कुतः सत्त्वमसत्त्वस्य कुतो जनिः ।  
अजातस्य कुतो नाशः प्रारब्धमसतः कुतः ॥४६२॥

| | | | |
|---|---|---|---|
| शरीरस्य हि | = વળી શરીરના | असत्त्वस्य | = જેની સત્તા નથી તેનો |
| प्रारब्ध–कल्पना | = પ્રારબ્ધની કલ્પના | जनिः | = જન્મ |
| अपि | = પણ | कुतः | = ક્યાંથી સંભવે? |
| भ्रान्तिः एव | = ભ્રાંતિ જ (છે) | अजातस्य | = નહીં જન્મેલાનો |
| अध्यस्तस्य | = અધ્યસ્તની (શરીરની) | नाशः कुतः | = નાશ ક્યાંથી થાય? |
| | | असतः | = (અને) અસતનું |
| सत्त्वम् | = સત્તા | प्रारब्धम् | = પ્રારબ્ધ |
| कुतः | = ક્યાંથી હોય? | कुतः | = ક્યાંથી સંભવે? |

(છંદ–અનુષ્ટુપ)

ज्ञानेनाऽज्ञानकार्यस्य समूलस्य लयो यदि ।  
तिष्ठत्ययं कथं देह इति शंकावतो जडान् ।  
समाधातुं बाह्यदृष्ट्या प्रारब्धं वदति श्रुतिः ॥४६३॥

न तु देहादि सत्यत्वबोधनाय विपश्चिताम् ।
यतः श्रुतेरभिप्रायः परमार्थैकगोचरः ॥४६४॥

| | | | |
|---|---|---|---|
| यदि | = જો | समाधातुम् | = સમજાવવા માટે |
| ज्ञानेन | = જ્ઞાન વડે | श्रुतिः | = ઉપનિષદ |
| समूलस्य | = સંપૂર્ણ | प्रारब्धम् | = પ્રારબ્ધની(વાર્તા) |
| अज्ञानकार्यस्य | = અજ્ઞાનના કાર્યનો | वदति | = કહે છે. |
| लयः | = નાશ(થતો હોય તો) | तु | = પરંતુ |
| अयम् | = આ | विपश्चिताम् | = વિદ્વાનોને |
| देहः | = શરીર | देहादि सत्यत्व | -= દેહાદિનું સત્યપણું |
| कथम् | = કેવી રીતે | बोधनाय | = સમજાવવા માટે |
| तिष्ठति | = રહે છે? | न | = નથી (કહ્યું) |
| इति | = આવી | यतः | = કારણ કે |
| शंकावतः | = શંકા કરનારા | श्रुतेः | = શ્રુતિનો |
| जडान् | = જડ બુદ્ધિવાળાને (અજ્ઞાનીઓને) | अभिप्रायः | = અભિપ્રાય |
| बाह्यदृष्ट्या | = બાહ્યદૃષ્ટિથી | परमार्थैकगोचरः | = માત્ર પરમાર્થ વસ્તુના બોધ માટે છે. |

અત્યાર સુધીની પ્રારબ્ધ સંદર્ભની સૂક્ષ્મ વિચારણા દ્વારા એવું પ્રસ્થાપિત કરવામાં આવ્યું કે પ્રારબ્ધ અજ્ઞાનીને હોય છે અર્થાત્ જે અજ્ઞાની પોતાને શરીર સમજે છે, તેવા શરીરનું કારણ પ્રારબ્ધ હોવાથી શરીરને જ પ્રારબ્ધ પ્રભાવિત કરે, શરીરને જ પ્રારબ્ધ કર્મબંધનમાં નાંખે, શરીરને જ પ્રારબ્ધ પ્રમાણે સુખદુઃખ ભોગવવાં પડે, માટે શરીરને નિઃસંદેહ પ્રારબ્ધ છે. આવી રીતે શરીરના પ્રારબ્ધને ઠોકી બેસાડવાની શિક્ષણપદ્ધતિને શાસ્ત્રમાં અધ્યારોપ કહેવામાં આવે છે. એટલે કે પ્રારબ્ધ શરીરને છે, એવો આરોપ કે અધ્યારોપ કરી હવે પછીના ત્રણ શ્લોક દ્વારા અધ્યારોપનો અપવાદ અર્થાત્ નિવૃત્તિ કરવામાં આવે છે. વેદાન્તશિક્ષણની આવી અધ્યારોપ-અપવાદની બેજોડ શિક્ષણપ્રણાલિકાના અત્રે આપણને દર્શન થાય છે.

આદિ શંકરાચાર્યજી પ્રસ્તુત શ્લોકમાં ઘોષણા સાથે જણાવે છે કે શરીરને પ્રારબ્ધ છે તેવી વાત પણ અસત્ય કે મિથ્યા ભ્રાંતિ જ છે. **"शरीरस्यापि प्रारब्धकल्पना भ्रान्तिरेव हि"** કારણ કે શરીર તો આત્મા ઉપર અધ્યસ્ત છે અર્થાત્ આરોપ છે. જેવી રીતે માટી ઉપર ઘડો, ઈંટ, કોડિયાં કે નળિયાં જેવા નામ અને આકારો આરોપિત છે, ચલચિત્રના પડદા ઉપર અનેક પાત્રોના નામ અને આકારો આરોપિત કે અધ્યસ્ત છે, તેવી જ રીતે આત્મારૂપી અધિષ્ઠાન પર શરીરના નામ અને આકારો આરોપ, અધ્યારોપ કે અધ્યસ્ત છે, તેથી નામ અને આકારવાળા શરીરો જ જો સત્ય કે સાચુ અસ્તિત્વ ધરાવતા ન હોય તો, શરીરની પ્રારબ્ધની કલ્પના સાચી ક્યાંથી હોય? જે શરીરોને સાચી સત્તા કે અસ્તિત્ત્વ હોતું નથી તે તો માત્ર આરોપરૂપી ભ્રાંતિ જ છે તો જેનું અસ્તિત્વ જ નથી તે શરીરનો જન્મ કેવો? જો શરીર આરોપરૂપી ભ્રાંતિ છે, તો ભ્રાંતિને વળી સાચો જન્મ કયાં? આમ જો શરીર પણ સાચેસાચું જન્મેલું જ નથી, તો તો શરીરનો નાશ પણ ક્યાંથી સંભવે? આમ વિચારતાં શરીર જો કલ્પના છે, ભ્રાંતિ છે, આરોપ છે, અધ્યસ્ત છે, તો તો તેનું અસ્તિત્વ છે જ નહીં અને માટે જ જે શરીરને પોતાનું અસ્તિત્વ છે જ નહીં, તેને વળી પ્રારબ્ધ કેવું? આ તો વંધ્યાપુત્રના લગ્નની હયાતી જેવું થયું કહેવાય. આમ વિચારતાં, નિઃસંદેહ જણાય છે કે પ્રારબ્ધ નથી શરીરને કે નથી શરીર પ્રારબ્ધનું અને અસંગ આત્માને તો પ્રારબ્ધનો સ્પર્શ પણ થઈ શકે તેમ નથી, તો પછી પ્રારબ્ધની વાતો શાસ્ત્રોએ ઊભી કરી શા માટે? સંતોએ પ્રારબ્ધની કથા સુણાવી કયા કારણે? શ્રુતિએ તેવી કથાની વ્યથાને સંગ્રહી કોના માટે? સ્મૃતિ અને પુરાણોએ તેવી જળોજથા વહેતી કરી કોના માટે? જો જ્ઞાન વડે સંપૂર્ણ અજ્ઞાનનો અને તેના કાર્યનો અર્થાત્ અજ્ઞાન દ્વારા જે કંઈ જન્મેલું છે તે સર્વનો જો નાશ થતો હોય તો તો આ શરીર પણ અજ્ઞાનથી જ જન્મેલું કહેવાય છે. તેથી શરીર અજ્ઞાનનું કાર્ય છે. એવું સમજી શકાય અને તો તો અજ્ઞાનના નાશમાં શરીર જેવા કાર્યનો નાશ જ થાય. તે ન્યાયે, જેને જેને જ્ઞાન થાય, તેનું તેનું અજ્ઞાન નષ્ટ થાય અને અજ્ઞાનના નાશ સાથે જ શરીરનો પણ નાશ જ થવો જોઈએ. છતાં એવું જોવામાં આવે છે કે આત્મજ્ઞાની પુરુષોને

જ્ઞાન થયું હોવા છતાં તેઓ શરીર સાથે જીવતા રહે છે. ખરી રીતે તો જ્ઞાન થતાંની સાથે શરીરનો નાશ થવો જોઈએ. આવી અનંત શંકાઓના ઉત્તરરૂપે અત્રે આદિ શંકરાચાર્યજી શ્રુતિસંમત વિચારો દ્વારા હવે સમાધાન આપે છે.

**"समाधातुं बाह्यदृष्ट्या प्रारब्धं वदति श्रुतिः ॥"**

''બાહ્ય કે ઉપલક દૃષ્ટિથી (અજ્ઞાનીઓને) સમજાવવા માટે જ શ્રુતિએ પ્રારબ્ધની વાત કરી છે'' જે જે લોકોને પોતાની સ્થૂળ કે જડ બુદ્ધિ હોવાને લીધે અને સૂક્ષ્મબુદ્ધિના અભાવમાં એવી શંકા જાગે કે જ્ઞાન થયા બાદ જો અજ્ઞાનનાશ થાય તો, શરીરનો પણ નાશ થવો જોઈએ. તેવી શંકાવાળાને સમાધાનાર્થે શ્રુતિ, શાસ્ત્ર કે ઉપનિષદોએ સમજાવ્યું છે કે જ્ઞાન થયા બાદ પણ જ્ઞાનીનું શરીર ટકી રહે છે કારણ કે શરીરને પ્રારબ્ધ હોય છે અને જ્યાં સુધી શરીર પ્રારબ્ધ કર્મ ભોગવીને પૂરા ન કરે ત્યાં સુધી શરીરની યાત્રાનો અંત આવી શકે નહીં. માટે જ જ્ઞાન થયા બાદ પણ શરીર, પ્રારબ્ધ ભોગવવા જીવે છે અને જ્ઞાની શરીરના કર્મો કે સુખદુઃખોને સાક્ષીભાવે જોયા કરે છે. તેથી શરીરના કર્મોનું બંધન જ્ઞાનીને બંધનકર્તા નથી, પરંતુ તેનો અર્થ એવો નથી કે જ્ઞાન થયા પછી જ્ઞાનીનું શરીર, કર્મ કરતું બંધ થઈ જાય. આ બધી વાતો શ્રુતિએ અજ્ઞાનીની શંકાના સમાધાન માટે કહેલી છે. કોઈએ એવું ન સમજવું કે શ્રુતિ કે ઉપનિષદનો હેતુ કે અભિપ્રાય પ્રારબ્ધનો ઉપદેશ આપવાનો અગર દેહ આદિને સત્યરૂપે સમજાવવાનો છે. વાસ્તવમાં તો શ્રુતિનો પરમ પાવન ઉદ્દેશ્ય અને અભિપ્રાય તો માત્ર પારમાર્થિક સત્ય વસ્તુ અર્થાત્ સચ્ચિદાનંદ આત્મા કે **'सत्यं ज्ञानं अनंतम्'** એવા બ્રહ્મનો બોધ કરાવવાનો જ છે.

પૂર્વે જણાવ્યું તેમ શ્રુતિએ અજ્ઞાનીની શંકાના સમાધાન માટે કહ્યું છે કે જ્ઞાની અથવા જીવન્મુક્ત જ્ઞાન થયા બાદ પણ જીવે છે કારણ કે શરીરને પ્રારબ્ધ ભોગવવાનું બાકી છે. તેવા સમાધાનથી એક અન્ય શંકા જો જાગે કે જીવન્મુક્તિ કે આત્મજ્ઞાન બાદ, જ્ઞાનીના શરીર દ્વારા જે કોઈ કર્મો થાય તે કર્મોનું ફળ ભલે જ્ઞાનીને ન મળે પણ કર્મનું ફળ ન મળે તેવું તો ન જ

બને. જો શ્રુતિ એવું કહે કે જ્ઞાન થયા બાદ જ્ઞાનીના શરીર દ્વારા થયેલાં કર્મોનું ફળ મળતું જ નથી, તો તો કર્મનો સિદ્ધાંત જ ખોટો થઈ જાય અને શાસ્ત્રોની વાણી અસત્ય છે, તેવી સંભાવના જન્મે. આવી શંકાના સમાધાનાર્થે કહ્યું છે કે **"सुहृदः पुण्यकृत्यां द्विषन्तः पापकृत्यां गृह्णन्ती ।"** જ્ઞાન થયા બાદ, જ્ઞાનીના શરીર દ્વારા કર્મ ન થાય તેવું નથી અને તેનું ફળ કોઈને ન મળે તેવું પણ નથી. તેથી નથી તો કર્મનો સિદ્ધાંત ખોટો પડતો કે શ્રુતિની વાત ખોટી ઠરતી. કારણ કે શ્રુતિએ ઉપર સમજાવ્યું તેમ, આત્મજ્ઞાન બાદ જ્ઞાનીના શરીર દ્વારા જે કોઈ શુભ કર્મો કે પુણ્ય કર્મો થાય છે તેનું ફળ જ્ઞાનીના સુહૃદને અર્થાત્ તેની સ્તુતિ, સેવા કે પૂજા કરનારા શિષ્ય કે ભક્તને પ્રાપ્ત થાય છે. આમ, જ્ઞાનીના શરીર દ્વારા થતાં સત્કર્મો જેવા આગામી કર્મનું ફળ આપોઆપ તેની સેવા કરનારા પાસે ચાલ્યું જાય છે અને તેના શરીર દ્વારા જે કંઈ અશુભ કર્મ કે પાપ કર્મ થાય, તેનું અશુભ ફળ જ્ઞાનીની નિંદા, દ્વેષ કે ટીકા કરનારા લોકોને પ્રાપ્ત થાય છે. આમ, જ્ઞાનીના ''પુણ્ય કર્મોનું ફળ તેના સુહૃદ અને પાપ કર્મોનું ફળ તેના નિંદકો ગ્રહણ કરે છે.'' શાસ્ત્ર પણ આવી જ વાતને સમર્થન આપે છે.

**"प्रारब्धं भोगतो नश्येत् शेषं ज्ञानेन दह्यते ।**
**शारीरं त्वितरत्कर्म तद्द्वेषिप्रियवादिनोः ॥"**

આત્મજ્ઞાન પછી શરીર પ્રારબ્ધ ભોગવવા ટકે છે અને ભોગથી જ પ્રારબ્ધ કર્મ નષ્ટ થાય છે, જ્યારે સંચિત કર્મ જ્ઞાનાગ્નિમાં બળી જાય છે તથા શરીરના આગામી શુભકર્મનું ફળ જ્ઞાનીના પ્રિયવાદીઓને કે તેની સ્તુતિ કરનારાને મળે છે. જ્યારે જ્ઞાનીના શરીર દ્વારા થયેલા અશુભ આગામી કર્મનું ફળ જ્ઞાનીની નિંદા કરનાર કે તેનો દ્વેષ કરનારાને પ્રાપ્ત થાય છે. આમ, જ્ઞાનીના ત્રણે કર્મોનો નાશ થવાથી જ્ઞાની કર્મબંધનથી મુક્ત થઈ જાય છે.

શાસ્ત્રોએ, સંતોએ તથા શ્રુતિ, સ્મૃતિ અને પુરાણોએ પ્રારબ્ધની કથા વાસ્તવમાં તો અજ્ઞાનીની વ્યથા દૂર કરવા માટે જ અને તેની સદીઓ જૂની શંકાની નિવૃત્તિ માટે જ કરેલી છે. તેમાં મુખ્યત્વે તો જીવન્મુક્ત કે જ્ઞાનીનું શરીર, જ્ઞાન થયા બાદ ટકે છે શા માટે? તેવી શંકાનું સમાધાન જો પ્રારબ્ધની

વાત કરવામાં ન આવે તો થઈ શકે નહીં. માટે જ પ્રારબ્ધની વાતો નકામી કે નિરર્થક નથી. બીજી બાબત એવી છે કે જ્યારે અજ્ઞાનીઓ રોતા કકળતા દુઃખી થઈને સંતો પાસે આવે ત્યારે તેમના દુઃખનું કારણ તેમનું પ્રારબ્ધ છે અને તેથી, પ્રારબ્ધ તો સૌ કોઈને ભોગવવું જ પડે. તેમાંથી કોઈ બચી શક્યું નથી, તેવો ઉત્તર સંતો આપે છે અને શ્રુતિસંમત દલીલો આપી આવા અનેક દુઃખીજનોને પ્રારબ્ધ સમજાવી આશ્વાસન આપે છે. તથા દૃષ્ટાંત પણ આપે છે કે સ્વયં ભગવાન રામના પત્ની સીતાજીને રામે ગૃહત્યાગ કરાવેલો અને તેમણે રામથી જુદા રહી બે બે પુત્રોને જન્મ આપ્યો, એકાંતવાસ સહન કર્યો. અરે! સ્વયં ભગવાન રામે વનવાસ વેઠ્યો તો આપણે કોઈ દુઃખથી બચી કેવી રીતે શકીએ? આમ, સંતો પ્રારબ્ધનો આશરો તો માત્ર અજ્ઞાનીને આશ્વાસન આપવા માટે લે છે અને મા શ્રુતિએ પણ લાગણીપૂર્વક મુમુક્ષુના દર્દ ઓછા કરવા માટે જ પ્રારબ્ધની અકથ્ય કથા કહી છે. તેથી કંઈ પ્રારબ્ધ સત્ય છે અને પ્રારબ્ધનો ઉપદેશ આપવાનો શ્રુતિ કે શાસ્ત્રોનો હેતુ નથી. જો પ્રારબ્ધનો સ્વીકાર ન કરીએ, તો જીવન્મુક્તના જીવનની શાસ્ત્રોએ કરેલી વાતો પણ ટકી શકે નહીં અને જ્યારે મોટા મોટા સંતો, જ્ઞાનીઓ કે ઋષિઓને અસાધ્ય રોગ લાગુ પડે છે, ત્યારે પણ લોકોને શંકા જાગે કે જ્ઞાનીને, જીવન્મુક્તને વળી કેવો રોગ? તો તેવી શંકાના સમાધાન માટે પણ કહેવાય છે કે એ તો જ્ઞાનીના શરીરનું પ્રારબ્ધ છે અને માટે શરીરને રોગ ભોગવવો પડે. જ્ઞાની તો શરીર, તેના રોગ, ભોગ કે યોગથી જળકમળવત છે.

નિષ્કર્ષમાં સમજવાનું કે જ્ઞાનીને નથી દેહ કે તેના સંચિત, આગામી કે પ્રારબ્ધ જેવા કર્મોનો સંગ કે તેમનું બંધન. છતાં પ્રારબ્ધ કર્મની વાત માત્ર જડ બુદ્ધિવાળા અને શંકાશીલ અજ્ઞાનીઓને આશ્વાસન આપવા માટે જ શાસ્ત્ર, શ્રુતિ અને સંતોએ પરોપકારાર્થે કહેલી છે.

(છંદ–અનુષ્ટુપ)

परिपूर्णमनाद्यन्तमप्रमेयमविक्रियम् ।
एकमेवाद्वयं ब्रह्म नेह नानास्ति किञ्चन ॥४६५॥

| | | | |
|---|---|---|---|
| परिपूर्णम् | = પરિપૂર્ણ | अद्वयम् | = દ્વૈત વગરનું |
| अनाद्यन्तम् | = અનાદિ, અનન્ત | ब्रह्म | = બ્રહ્મ છે. |
| अप्रमेयम् | = અપ્રમેય | इह | = અહીં (બ્રહ્મમાં) |
| विक्रियम् | = વિકાર રહિત | किञ्चन | = કંઈ જ |
| एकं एव | = એક જ (એકમાત્ર) | नाना | = જુદું જુદું |
| | | न अस्ति | = નથી. |

(છંદ-અનુષ્ટુપ)

सद्घनं चिद्घनं नित्यमानन्दघनमक्रियम् ।
एकमेवाद्वयं ब्रह्म नेह नानास्ति किञ्चिन ॥४६६॥

| | | | |
|---|---|---|---|
| सद्घनम् | = સદ્ઘન | अद्वयम् | = અદ્વિતીય |
| चिद्घनम् | = ચિદ્ઘન | ब्रह्म | = બ્રહ્મ (છે) |
| आनन्दघनम् | = આનંદઘન | इह | = અહીં |
| नित्यम् | = નિત્ય | किञ्चिन | = કાંઈ પણ |
| अक्रियम् | = અક્રિય | नाना | = ભિન્ન ભિન્ન |
| एकं एव | = એક જ | न अस्ति | = નથી. |

(છંદ-અનુષ્ટુપ)

प्रत्यगेकरसं पूर्णमनन्तं सर्वतोमुखम् ।
एकमेवाद्वयं ब्रह्म नेह नानास्ति किञ्चन ॥४६७॥

| | | | |
|---|---|---|---|
| प्रत्यक् एकरसम् | = એક રસ પ્રત્યગાત્મા | अद्वयं ब्रह्म | = અદ્વૈત બ્રહ્મ (છે) |
| पूर्णं अनन्तम् | = પૂર્ણ અનંત | इह | = અહીં (બ્રહ્મમાં) |
| सर्वतोमुखम् | = સર્વ તરફ મુખવાળો | किञ्चन | = કંઈ જ |
| एकम् एव | = એક જ | नाना | = ભિન્ન ભિન્ન |
| | | न अस्ति | = નથી. |

(છંદ-અનુષ્ટુપ)

अहेयमनुपादेयमनाधेयमनाश्रयम् ।
एकमेवाद्वयं ब्रह्म नेह नानास्ति किञ्चन ॥४६८॥

| | | | |
|---|---|---|---|
| अहेयमनुपादेयम् | = અત્યાજય અગ્રાહ્ય | अद्वयं ब्रह्म | = અદ્વૈત બ્રહ્મ (છે) |
| अनाधेयम् | = આધેય રહિત (નિષ્પ્રપંચ) | इह | = અહીં (બ્રહ્મમાં) |
| | | किञ्चन | = કંઈ જ |
| अनाश्रयम् | = આશ્રય વગરનું | नाना | = ભિન્ન ભિન્ન |
| एकं एव | = એક જ | न अस्ति | = નથી. |

(છંદ-અનુષ્ટુપ)

निर्गुणं निष्कलं सूक्ष्मं निर्विकल्पं निरञ्जनम् ।
एकमेवाद्वयं ब्रह्म नेह नानास्ति किञ्चन ॥४६९॥

| | | | |
|---|---|---|---|
| निर्गुणं निष्कलम् | = નિર્ગુણ-નિરવયવ | अद्वयं ब्रह्म | = અદ્વૈત બ્રહ્મ (છે) |
| सूक्ष्मम् | = સૂક્ષ્મ | इह | = અહીં (બ્રહ્મમાં) |
| निर्विकल्पम् | = નિર્વિકલ્પ | किञ्चन | = કંઈ જ |
| निरञ्जनम् | = નિર્મળ | नाना | = ભિન્ન ભિન્ન |
| एकं एव | = એક માત્ર | न अस्ति | = નથી. |

(છંદ-અનુષ્ટુપ)

अनिरूप्यस्वरूपं यन्मनोवाचामगोचरम् ।
एकमेवाद्वयं ब्रह्म नेह नानास्ति किञ्चन ॥४७०॥

| | |
|---|---|
| यत् | = જે |
| अनिरूप्यस्वरूपम् | = સ્વરૂપનું નિરૂપણ થઈ શકતું નથી (અને) |
| मनोवाचां-अगोचरम् | = મન અને વાણીથી અગ્રાહ્ય (છે.) |
| एकं एव | = (એવું) એક માત્ર |

| | |
|---|---|
| अद्वयं ब्रह्म | = અદ્વૈત બ્રહ્મ (છે) |
| इह | = અહીં (બ્રહ્મમાં) |
| किञ्चन | = કંઈ જ |
| नाना न अस्ति | = ભિન્ન ભિન્ન નથી. |

(છંદ-અનુષ્ટુપ)

सत्समृद्धं स्वतः सिद्धं शुद्धं बुद्धमनीदृशम् ।
एकमेवाद्वयं ब्रह्म नेह नानास्ति किञ्चन ॥४७१॥

| | | | |
|---|---|---|---|
| सत् | = સત | एकं एव | = (એવું) એક માત્ર |
| समृद्धम् | = સમૃદ્ધિયુક્ત | अद्वयं ब्रह्म | = અદ્વૈત બ્રહ્મ (છે) |
| स्वतः सिद्धम् | = સ્વયંસિદ્ધ, | इह | = અહીં (બ્રહ્મમાં) |
| शुद्धम् | = શુદ્ધ, | किञ्चन | = કંઈ પણ |
| बुद्धम् | = જ્ઞાનસ્વરૂપ (અને) | नाना | = ભિન્ન ભિન્ન |
| अनीदृशम् | = જેના જેવું અન્ય કંઈ ન હોય એવું | न अस्ति | = નથી. |

## દ્વૈતનિષેધ

આદિ શંકરાચાર્યજીએ પ્રારબ્ધની સૂક્ષ્મ, તાત્ત્વિક અને વિલક્ષણ ચર્ચા કરી, જ્ઞાનીને પ્રારબ્ધ હોતું નથી તેમ જણાવી, જ્ઞાનીના પ્રારબ્ધનો નિષેધ દર્શાવી, જ્ઞાની આત્મજ્ઞાનની હૃદયગત્ પ્રજ્વલિત જ્વાળામાં, સંચિત, આગામી અને પ્રારબ્ધ, ત્રણે કર્મોને ભસ્મીભૂત કરે છે તેવું પ્રતિપાદિત કરી, જ્ઞાનીની જીવન્મુક્તિ સિદ્ધ કરી, તેની અપ્રતિમ સ્તુતિનું દર્શન કરાવ્યું. ત્યાર બાદ હવે પછીના સાત શ્લોક દ્વારા, જેમ પ્રારબ્ધનો નિષેધ કરેલો તેમ ભેદ કે દ્વૈતનો નિષેધ સમજાવે છે.

જગતના અધિષ્ઠાન જેવું જે પરિપૂર્ણ, અનાદિ, અનંત, અપ્રમેય, અવિકારી, સદ્ઘન, ચિદ્ઘન અને આનંદઘન અર્થાત્ સચ્ચિદાનંદ સ્વરૂપ, નિત્ય,

ક્રિયારહિત, અખંડ એકરસ, અંતરાત્મારૂપે કે પ્રત્યગાત્મારૂપે સ્થિત, પૂર્ણ, સર્વ દિશાઓમાં મુખવાળું અર્થાત્ સર્વ ભૂતમાત્રમાં સૂત્રાત્મા તરીકે અગર ચૈતન્ય તરીકે સ્થિત, ગ્રાહ્ય અને ત્યાજયરહિત અર્થાત્ અગ્રાહ્ય અને અત્યાજય છે, આધેયરહિત તથા અનાશ્રય છે, નિર્ગુણ, નિરવયવી, સૂક્ષ્મ, નિર્વિકલ્પ, નિર્મળ તથા નિરૂપણ ન થઈ શકે તેવું છે અને મન, વાણીથી અગ્રાહ્ય છે, સમૃદ્ધિયુક્ત છે, સ્વયંસિદ્ધ છે, શુદ્ધ જ્ઞાનસ્વરૂપ છે અને જેના જેવું અન્ય કંઈ ન હોય તેવું અર્થાત્ અનુપમેય, એક, અદ્વિતીય બ્રહ્મ સિવાય કાંઈ પણ જુદું-જુદું કે બ્રહ્મથી ભિન્ન છે જ નહીં.

તાત્પર્યમાં, સૃષ્ટિની ઉત્પતિ પૂર્વે પણ બ્રહ્મ માત્ર જ અસ્તિત્વમાં હતું. સૃષ્ટિની ઉત્પત્તિ બાદ પણ ખરેખર, વાસ્તવમાં તો પારમાર્થિક સત્યના દૃષ્ટિકોણથી વિચાર કરતાં માત્ર બ્રહ્મ જ એક, અભેદ અને અદ્વિતીય સ્વરૂપે વિલસી રહ્યું છે, છતાં જે ભેદ દૃશ્ય છે તે તો માત્ર ઉપાધિના છે અને વ્યવહારિક સત્યના દૃષ્ટિકોણથી જ તેમને સ્વીકારવામાં આવેલા છે. પરંતુ તેવા કોઈ ઉપાધિભેદને અગર આરોપિત, નામરૂપના ભેદને તેમની પોતાની સ્વતંત્ર કે આગવી સત્તા કે સ્ફૂર્તિ હોતા નથી. ઉપરાંત તેવા સૌ ઉપાધિભેદો એક જ કાળે દૃશ્યમાન હોવાથી અને જ્ઞાનકાળે તેમનો બાધ થતો હોવાથી, તે સૌ ભેદોનું અનિત્યત્વ, મિથ્યાત્વ, અસત્ત્વ, પરિચ્છિન્નત્વ કે પ્રાતિભાસિકત્વ તો જગ જાહેર છે. આથી તેવા ભેદો, જુદાઈ કે દ્વૈતદર્શન તો માત્ર એક અજ્ઞાનકાળે જ અજ્ઞાનીને જ દૃશ્ય હોય છે. જ્ઞાનીની જ્ઞાનદૃષ્ટિમાં આવા સૌ ભેદ હોય છે તો ખરા, પરંતુ તેમની સત્તા પ્રાતિભાસિક હોય છે અને તે સૌ બાધિત સ્વભાવવાળા હોવાથી સત્ય જણાતા નથી. પરંતુ જ્ઞાનીને માત્ર એક, અખંડ, અભેદ, બ્રહ્મતત્ત્વ જ સર્વમાં સર્વકાળે, સર્વત્ર જણાય છે. આવું અભેદ જ્ઞાન થવું , એ જ આત્મજ્ઞાનમાં થયેલો દ્વૈતપ્રપંચનો પ્રલય કહેવાય છે. આવા જ્ઞાનોદયમાં જ ભેદસૃષ્ટિનો, અજ્ઞાનમય દૃષ્ટિનો મિથ્યા દર્શનનો કે દ્વૈત ભૌતિકસૃષ્ટિ અને સ્વપ્નની કાલ્પનિક પ્રપંચી સૃષ્ટિનો પ્રલય થાય છે. તેથી નિર્વિવાદ નિષ્કર્ષ છે કે સૃષ્ટિની ઉત્પત્તિ પૂર્વે પણ ભેદ નહોતો, ઉત્પત્તિ બાદ

પણ ભેદ તો નથી જ અને આરોપ, અધ્યારોપિત કે અધ્યસ્ત સૃષ્ટિનો બ્રહ્મરૂપી અધિષ્ઠાનમાં વિલય કે પ્રલય થવાથી પણ ભેદ અવશેષ રહેતો નથી. આવો ભેદનિષેધ સંતોની અનુભૂતિ છે, ન્યાયની યુક્તિ છે અને વેદોની શ્રુતિ છે.

(છંદ–ઉપજાતિ)

निरस्तरागा निरपास्तभोगाः
शान्ताः सुदान्ताः यतयो महन्तः ।
विज्ञाय तत्त्वं परमेतदन्ते
प्राप्ताः परां निर्वृत्तिमात्मयोगात् ॥४७२॥

निरस्तरागाः = (જે કોઈ પણ વસ્તુમાં) રાગરહિત છે
निरपास्तभोगाः = (જેમણે) ભોગો છોડી દીધા છે,
शान्ताः = (જેમના) ચિત્તના વિક્ષેપો શાંત થયા છે,
सुदान्ताः = (જેઓ) સંયમી છે.(એવા)
महन्तः यतयः = મહાશય યતિઓ
एतत् परं तत्त्वं विज्ञाय = એ પરમતત્ત્વને જાણીને,
अन्ते = છેવટે
आत्मयोगात् = આત્મસાક્ષાત્કાર દ્વારા
परां निर्वृत्तिम् = પરમનિવૃત્તિને (વિદેહમુક્તિને)
प्राप्ताः = પામ્યા છે.

## જ્ઞાનથી પરમનિવૃત્તિ

જેઓ ઇન્દ્રિયવિષયો કે ભૌતિક પદાર્થોમાંથી આસક્તિરહિત કે રાગમુક્ત થયા છે, જેમણે શારીરિક કે માનસિક તમામ ભોગોનો ત્યાગ કર્યો છે અને તેવા ત્યાગ દ્વારા જેમના ચિત્તગત વિક્ષેપો શાંત થયા છે, તેવા સંયમી કે જીતેન્દ્રિય યતિઓ જ પરમતત્ત્વને જાણીને છેવટે આત્મસાક્ષાત્કાર દ્વારા પરમનિવૃત્તિને પામે છે.

આવી પરમનિવૃત્તિ એટલે જ ભવસાગરતરણ કે સંસારચક્રના આવાગમનરૂપી ફેરાની સમાપ્તિ કે દશ્યપ્રપંચની આત્યંતિક નિવૃત્તિ. આવી નિવૃત્તિમાં જન્મ અને મૃત્યુની અગર કર્મ અને ફળની આવૃત્તિ પૂર્ણપણે નાશ પામે છે અને માટે જ આવી પરમનિવૃત્તિને જ શાશ્વત શાંતિ પણ કહેવાય છે.

(છંદ–ઉપજાતિ)

भवानपीदं परतत्त्वमात्मनः
स्वरूपमानन्दघनं विचार्य ।
विधूय मोहं स्वमनः प्रकल्पितं
मुक्तः कृतार्थो भवतु प्रबुद्धः ॥४७३॥

| | |
|---|---|
| भवान् अपि | = તું પણ |
| इदं आत्मनः | = આ પોતાના |
| परतत्त्वम् | = પરમતત્ત્વને (સ્વસ્વરૂપને) |
| आनन्दघनं स्वरूपम् | = આનંદઘનસ્વરૂપ |
| विचार्य | = વિચારીને (જાણીને) |
| स्वमनः कल्पितं मोहम् | = પોતાના મનથી કલ્પિત મોહનું |
| विधूय | = પ્રક્ષાલન કરી |
| प्रबुद्धः मुक्तः कृतार्थः | = આત્મજ્ઞાની, મુક્ત, કૃતકૃત્ય |
| भवतु | = થા. |

## શિષ્યને શિખામણ

કૃપાનિધિ સદ્‌ગુરુ શિષ્યને અનુગ્રહના અભિષેકથી પાવન કરવા માટે સાત શ્લોક દ્વારા સાંકેતિક સૂચનાઓ આપી તેનું દિવ્ય માર્ગદર્શન કરે છે.

હે શિષ્ય! પૂર્વે જણાવ્યું છે કે પરમતત્ત્વને જાણવાથી જીવભાવ, કર્મફળબંધન અને સંસારની આત્યંતિક નિવૃત્તિ થાય છે અને એવી નિવૃત્તિ

જ શાશ્વત શાંતિ કહેવાય છે, માટે તું પણ તારા પોતાના હૃદયસ્થ પરમતત્ત્વને આનંદઘનસ્વરૂપ તરીકે વિચારીને તારા મન દ્વારા કલ્પિત મોહ કે અજ્ઞાનનું પ્રક્ષાલન કરી આત્મજ્ઞાની તથા મુક્ત થઈ કૃતકૃત્ય થા.

આ પ્રમાણે શિષ્યને આત્મવિચારણા દ્વારા મનુષ્યજન્મનું અંતિમ લક્ષ્ય પ્રાપ્ત કરી જીવનની સાર્થકતા કે કૃતકૃત્યતા અનુભવવાનો સંદેશ આપવામાં આવ્યો છે.

(છંદ-ઉપજાતિ)

समाधिना साधु विनिश्चलात्मना
पश्यात्मतत्त्वं स्फुटबोधचक्षुषा ।
निःसंशयं सम्यगवेक्षितश्चेच्छ्रुतः
पदार्थो न पुनर्विकल्पते ॥४७४॥

| | |
|---|---|
| समाधिना | = સમાધિથી |
| साधु | = સારી રીતે |
| विनिश्चलात्मना | = ચિત્તને સ્થિર કરી |
| स्फुटबोधचक्षुषा | = સમ્યક્ જ્ઞાનરૂપી ચક્ષુથી |
| आत्मतत्त्वम् | = આત્મતત્ત્વને |
| पश्य | = જોઈ લે- (જાણી લે) |
| श्रुतः पदार्थः | = (કારણ કે) શ્રવણ કરાયેલ વસ્તુ |
| निःसंशयम् | = સંશયરહિત થઈ |
| सम्यक् अवेक्षितः चेत् | = જો સારી રીતે જાણી હોય તો |
| पुनः न विकल्पते | = તેમાં ફરી સંદેહ કે વિકલ્પ ઊઠતો નથી. |

હે શિષ્ય! સમાધિ દ્વારા તું સારી રીતે તારા ચિત્તને સ્થિર કરી સમ્યક્ જ્ઞાનરૂપી ચક્ષુથી આત્મતત્ત્વને જાણી લે, અર્થાત્ અપરોક્ષ રીતે આત્મા સાથે અભેદાનુભૂતિ કરી લે કારણ કે શ્રવણ કરાયેલી વસ્તુ સંશયરહિત થઈ

જો સારી રીતે જાણી હોય તો, તે જાણેલી વસ્તુમાં પુનઃ સંદેહ કે વિકલ્પ ઊઠતો નથી.

સદ્‌ગુરુ શિષ્યને માત્ર શ્રવણ દ્વારા જે પરોક્ષજ્ઞાન થયું હોય છે તેનાથી સંતુષ્ટ નહીં થવાની સૂચના આપે છે, કારણ કે શ્રવણરૂપી સાધનમાં અનેક પ્રકારના વિઘ્નો હોવાનો સંભવ હોય છે, તેથી શ્રવણજન્ય જ્ઞાનમાં સંકલ્પવિકલ્પ કે શંકાની દહેશત રહે છે. તદુપરાંત શ્રવણ દ્વારા શાસ્ત્રગત પરોક્ષજ્ઞાન જ થઈ શકે. માટે નિઃસંદેહ અપરોક્ષાનુભૂતિ માટે તો ચિત્તની એકાગ્રતા સાથે સમાધિ દ્વારા આત્મતત્ત્વનો સાક્ષાત્કાર કરવો એ જ શિષ્ય, સાધક કે મુમુક્ષુ માટે ઇષ્ટ છે.

(છંદ-ઇન્દ્રવજ્રા)

स्वस्याविद्याबन्धसम्बन्धमोक्षात्
सत्यज्ञानानन्दरूपात्मलब्धौ ।
शास्त्रं युक्तिर्देशिकोक्तिः प्रमाणं
चान्तः सिद्धा स्वानुभूतिः प्रमाणम् ॥४७५॥

स्वस्य–अविद्याबन्ध–सम्बन्ध– = પોતાના અજ્ઞાનરૂપી બંધનનાં સંબંધથી

मोक्षात् = મુક્તિ મળતાં

सत्यज्ञानानन्दरूपात्म–लब्धौ = સત્ય, જ્ઞાન (ચિત) અને આનંદરૂપ આત્માની પ્રાપ્તિ થાય છે.

शास्त्रं युक्तिः देशिकोक्तिः प्रमाणम् = તેમાં શાસ્ત્ર, યુક્તિ અને આચાર્યની ઉક્તિ પ્રમાણ (ગણાય છે.)

अन्तः सिद्धा च = તેમજ અંતઃકરણથી સિદ્ધ થયેલો

स्वानुभूतिः = પોતાનો અનુભવ

प्रमाणम् = પ્રમાણ છે.

હે શિષ્ય! તારા પોતાના અજ્ઞાનરૂપી બંધનના સંબંધથી મુક્તિ મળતાં સત, ચિત અને આનંદસ્વરૂપ આત્માની પ્રાપ્તિ થાય છે. તે બાબતમાં શાસ્ત્ર, યુક્તિ અને આચાર્યની ઉક્તિ કે ઉપદેશ પ્રમાણ ગણવામાં આવે છે. તે જ પ્રમાણે અંતઃકરણસિદ્ધ પોતાનો સ્વાનુભવ પણ આ વિષયમાં પ્રમાણ ગણાય છે.

સચ્ચિદાનંદ આત્માના સાક્ષાત્કાર વિષે જો શંકા જાગે તો શાસ્ત્ર કે શ્રુતિના વિધાનો કે મહાવાક્યો સાથે પોતાના અનુભવની ચકાસણી કરી જોવી. છતાં સમાધાન ન થાય તો ન્યાય કે તર્કની યુક્તિ સાથે પોતાના અનુભવનો સમન્વય છે કે નહીં તે તપાસી જોવું. તેમ છતાં સંદેહ કે શંકા અવશેષ રહે તો આચાર્ય કે સદ્‌ગુરુના ઉપદેશવાક્યોની અગર આચાર્યશ્રીની મદદ લઈ શંકાનું સમાધાન શોધવું. કારણ કે શાસ્ત્રયુક્તિ અને આચાર્યની ઉક્તિ અર્થાત્ સદ્‌ગુરુના ઉપદેશવાક્યોને આત્મસાક્ષાત્કારમાં પ્રમાણ માનવામાં આવ્યા છે અને સાથે પ્રત્યેક મુમુક્ષુનો આંતર સ્વાનુભવ તો પ્રમાણ હોય જ તેવું કહેવાની આવશ્યકતા રહેતી નથી.

(છંદ-અનુષ્ટુપ)

बन्धो मोक्षश्च तृप्तिश्च चिन्ताऽऽरोग्यक्षुधादयः ।
स्वेनैव वेद्या यज्ज्ञानं परेषामानुमानिकम् ॥४७६॥

| | |
|---|---|
| बन्धः मोक्षः च तृप्तिः– | = બંધન, મોક્ષ, અને સંતોષ |
| चिन्ता–आरोग्य–क्षुधादयः च | = ચિંતા, આરોગ્ય અને ભૂખ–તરસ વગેરેને |
| स्वेन एव वेद्याः | = પોતે જ જાણી શકે છે. |
| यत् ज्ञानं परेषाम् | = જે (બંધન, મોક્ષાદિનું) જ્ઞાન છે તે અન્યને |
| आनुमानिकम् | = (તો માત્ર) અનુમાન દ્વારા જ જણાય છે. |

હે શિષ્ય! બંધન, મોક્ષ, સંતોષ, ચિંતા, આરોગ્ય તથા ભૂખ, તરસ વગેરેનું જ્ઞાન તો પોતાને જ થઈ શકે છે. પોતાને લાગેલી ભૂખ કે તરસ આદિનું જ્ઞાન, અન્યને કઈ રીતે થઈ શકે? છતાં ભૂખ્યા માણસનું મોં

જોઈ કે તરસે વલખાં મારતા અગર પાણી માટે આકુળ વ્યાકુળ થનારાની દશા જોઈ, અન્ય કોઈ તો ભૂખ કે તરસ બાબતનું અનુમાન જ કરી શકે. તેને કંઈ અન્યની ભૂખ-તરસનો સાક્ષાત્ અનુભવ કે પ્રત્યક્ષ જ્ઞાન થઈ શકે નહીં. તેવી જ રીતે મોક્ષ કે મુક્તિનો અલૌકિક આનંદ, મુક્ત થયેલો જ જાણી શકે છે. માટે પ્રત્યેક મુમુક્ષુએ શાસ્ત્રાદિના પરોક્ષજ્ઞાન ઉપર મદાર રાખ્યા વિના અગર પોતાના સદ્‌ગુરુ મહાન જ્ઞાની છે તેથી પોતે પણ જ્ઞાની થઈ શકે તેવી ભ્રાંતિમાં રહ્યા વિના, પોતે જાતે જ મુક્તિની, મોક્ષની કે આત્મસાક્ષાત્કારની અવર્ણનીય ઉન્મત્ત દશાનો અપરોક્ષ રીતે અનુભવ કરવો જોઈએ.

(છંદ-અનુષ્ટુપ)

**तटस्थिता बोधयन्ति गुरवः श्रुतयो यथा ।**
**प्रज्ञयैव तरेद्विद्वानीश्वरानुगृहीतया ॥४७७॥**

**यथा श्रुतयः** = શ્રુતિઓની જેમ
**गुरवः तटस्थिताः** = ગુરુઓ તટસ્થ રહીને
**बोधयन्ति** = બોધ આપે છે. (માટે)
**विद्वान्** = વિદ્વાન (વિચારકે)
**ईश्वरानुगृहीतया** = ઈશ્વરની કૃપાથી પ્રાપ્ત થયેલી
**प्रज्ञया तरेत् एव** = બુદ્ધિથી સંસારસાગરને તરી જવો.

હે શિષ્ય! નિઃસંદેહ એક વસ્તુ શ્રદ્ધાયુક્ત અને સંશયમુક્ત થઈ સદાને માટે સ્વીકારી લે અને તેનું વિસ્મરણ ન થાય માટે તારા અંતઃકરણની અદૃશ્ય શિલાઓ ઉપર શિલાલેખની જેમ કોતરી રાખ કે "**तटस्थिता बोधयन्ति गुरवः श्रुतयो यथा ।**" જેવી રીતે વેદો, વેદની શ્રુતિઓ કે ઉપનિષદો નિષ્પક્ષ થઈ તટસ્થ રીતે બંધનથી મુક્તિનો બોધ આપે છે તે જ રીતે સદ્‌ગુરુઓ પણ નિત્ય નિરંતર નિષ્પક્ષભાવમાં તટસ્થ રહીને જ બોધામૃતનું પાન કરાવે છે. માટે વિદ્વાન વિચારકે ઈશ્વરની કૃપાથી પ્રાપ્ત થયેલી સત્બુદ્ધિ દ્વારા

સંસારસાગરને તરી જવા પ્રયત્નશીલ રહેવું જોઈએ.

માતાના વાત્સલ્ય અને કરુણાને વર્ષાવતી તથા અજ્ઞાનના અંધારા દૂર કરી જ્ઞાનચક્ષુ પ્રદાન કરતી જનેતા જેવી શ્રુતિ અને અનંત જન્મોના પાપ કર્મોથી છોડાવી અધઃપતનનું દ્વાર બંધ કરી, આત્મોન્નતિનો પરમ માર્ગ દર્શાવનાર ગુરુજનોની અત્રે સ્તુતિ કરતા તેમની તટસ્થ જ્ઞાનદૃષ્ટિને આદિ શંકરાચાર્યજીએ જાણે પ્રણામ કર્યા હોય, તેવું અલૌકિક દર્શન થયા વિના રહેતું નથી.

તાત્પર્યમાં, દેવી શ્રુતિ, સદ્‌ગુરુ અને ઈશ્વરકૃપા દ્વારા જે શિષ્ય કે સાધક અલંકૃત થયેલો હોય, તેણે વિના વિલંબે પ્રમાદ ત્યાગી ભવસાગરના બંધનને તરી જવા તત્પરતાથી તૈયાર થવું જોઈએ.

(છંદ-અનુષ્ટુપ)

**स्वानुभूत्या स्वयं ज्ञात्वा स्वमात्मानमखण्डितम् ।**
**संसिद्धः सुसुखं तिष्ठेन्निर्विकल्पात्मनात्मनि ॥४७८॥**

**स्वानुभूत्या** = પોતાના અનુભવથી
**स्वयं स्वम्** = પોતે જ પોતાને
**अखण्डितं आत्मानम्** = અખંડ આત્મસ્વરૂપ
**ज्ञात्वा** = જાણી કે અનુભવીને
**संसिद्धः** = સિદ્ધિને વરેલો
**निर्विकल्पात्मना** = કોઈ પણ વિકલ્પ-સંશયવગરનો થઈને
**आत्मनि** = આત્મામાં
**सुसुखं तिष्ठेत्** = સુખપૂર્વક સ્થિતિ કરે.

હે શિષ્ય! પોતાના અનુભવ દ્વારા પોતે જ પોતાને અખંડ આત્મસ્વરૂપ સમજીને કે અનુભવીને સિદ્ધિને વરેલો, કોઈ પણ વિકલ્પ કે સંશય વગરનો થઈને આત્મામાં સુખપૂર્વક સ્થિતિ કરે, તે જ મુમુક્ષુનું અંતિમ

કર્તવ્ય છે.

પોતે પોતાના સ્વાનુભવ બળે જ પોતાનો સાક્ષાત્કાર કરીને નિ:સંદેહ સુખમય જીવન વ્યતીત કરી શકે છે. તેવો જ શાસ્ત્રનો, સંતોનો, શ્રુતિઓનો કે આપણી અમર પરંપરાનો અલૌકિક ઉપદેશ છે.

(છંદ-ઉપજાતિ)

वेदान्तसिद्धान्तनिरुक्तिरेषा
ब्रह्मैव जीवः सकलं जगच्च ।
अखंडरूपस्थितिरेव मोक्षः
ब्रह्माद्वितीये श्रुतयः प्रमाणम् ॥४७६॥

| | |
|---|---|
| एषा वेदान्तसिद्धान्त निरुक्तिः | = આ વેદાન્ત સિદ્ધાંતની ઘોષણા છે કે |
| जीवः सकलं जगत् च | = જીવ અને આખું જગત |
| ब्रह्म एव | = બ્રહ્મ જ છે. |
| अखण्डरूपस्थितिः एव | = અખંડ બ્રહ્માકાર સ્થિતિ જ |
| मोक्षः | = મોક્ષ છે. |
| ब्रह्माद्वितीये | = બ્રહ્મના અદ્વિતીયપણામાં |
| श्रुतयः प्रमाणम् | = શ્રુતિઓ પ્રમાણ છે. |

હે શિષ્ય! તું નિર્વિવાદ, અપવાદરહિત જાણી લે કે વેદાન્તના સિદ્ધાંતનો ઉપદેશ તો એટલો જ છે કે જીવ અને સમગ્ર જગત બ્રહ્મસ્વરૂપ જ છે. તથા અખંડ બ્રાહ્મીસ્થિતિમાં નિમગ્ન રહેવું, એ જ વાસ્તવમાં મોક્ષ કહેવાય છે. બ્રહ્મના અદ્વિતીયસ્વરૂપમાં કે અભેદ બ્રહ્મતત્ત્વના ઉપદેશમાં શ્રુતિના વાક્યો જ અંતિમ પ્રમાણ છે. છાંદોગ્ય ઉપનિષદ ઉપદેશ આપે છે કે

" सर्वं खल्विदं ब्रह्म तज्जलानिति शांत उपासीत ।"

જ્યારે મુંડકોપનિષદ સંકેત આપે છે કે **"ब्रह्मैवेदं विश्वम्"** ''બ્રહ્મ જ આ વિશ્વ છે.''અને મહોપનિષદ ઐક્યદર્શન કરાવતાં સૂચવે છે કે

"जीवः शिवः शिवो जीवः स जीवः केवलः शिवः ।
तुषेण बद्धो व्रीहिः स्यात्तुषाभावेन तण्डुलः ॥
एवं बद्धस्तथा जीवः कर्मनाशे सदाशिवः ।
पाशबद्धस्तथा जीवः पाशमुक्तः सदाशिवः ॥"

''જીવ શિવ છે, શિવ જીવ છે અને તે જીવ શિવ જ છે. જેવી રીતે ફોતરાંથી યુક્ત હોય ત્યારે ડાંગર કહેવાય છે અને ફોતરાંથી મુક્ત થતાં ચોખા કહેવાય છે તેવી રીતે કર્મથી બદ્ધ હોય ત્યારે જીવ અને કર્મનો નાશ થતાં સદાશિવ કહેવાય છે. આમ, બંધનયુક્ત જીવ છે અને બંધનમુક્ત સદાશિવ છે.'' સદ્‌ગુરુ શિષ્યને શિખામણ આપતા નિષ્કર્ષમાં જણાવે છે કે વેદાંતના સિદ્ધાંતો જ શાસ્ત્રોનો સાર છે, ગ્રંથોનું રહસ્ય છે, ઉપદેશનું તારતમ્ય છે, સદ્‌ગુરુની જીવનપદ્ધતિનો નિચોડ છે, શિક્ષાનું સામર્થ્ય છે, બ્રહ્મવિદ્યાનું દિવ્ય દાન છે, માટે વેદાન્તના સિદ્ધાંતોને શ્રુતિસંમત જાણી તેની કદી ઉપેક્ષા ન કરવી. વેદાન્તસિદ્ધાંતને અનુસરી જીવ, જગત અને ઈશ્વર જેવા સઘળા ઉપાધિભેદથી મુક્ત થઈ અખંડ, આત્મસ્થિતિમાં તન્મય રહેવાથી જ શરીરત્યાગ પૂર્વે જીવન્મુક્તિની અનુપમ દશા પ્રાપ્ત થાય છે.

(છંદ–પુષ્પિતાગ્રા)

इति गुरुवचनात् श्रुतिप्रमाणात्
परमवगम्य सतत्त्वमात्मयुक्त्या ।
प्रशमितकरणः समाहितात्मा
क्वचिदचलाकृतिरात्मनिष्ठितोऽभूत् ॥४८०॥

इति = એ પ્રમાણે
श्रुतिप्रमाणात् = શ્રુતિ પ્રમાણિત
गुरुवचनात् = સદ્‌ગુરુ વચનથી તથા
आत्मयुक्त्या = સ્વાનુભવથી (પોતાની યુક્તિથી)
सतत्त्वं परं अवगम्य = પરમાત્મતત્ત્વને બરાબર સમજીને

प्रशमितकरणः = શાન્ત ઇન્દ્રિયોવાળો
समाहितात्मा = સમાહિત ચિત્તવાળો,
अचलाकृति = (અને) અવિચળસ્વરૂપ
क्वचित् = (થયેલો) કોઈક (શિષ્ય)
आत्मनिष्ठितः अभूत् = આત્મસ્વરૂપમાં નિષ્ઠાયુક્ત થયો.

(છંદ-અનુષ્ટુપ)

कञ्चित् कालं समाधाय परे ब्रह्मणि मानसम् ।
व्युत्थाय परमानन्दादिदं वचनमब्रवीत् ॥४८१॥

कञ्चित् कालम् = કેટલોક વખત સુધી
परे ब्रह्मणि = પરબ્રહ્મમાં
मानसं समाधाय = ચિત્તને સમાધિસ્થ (કર્યા બાદ)
परमानन्दात् = (તેવી) પરમાનન્દ સ્થિતિમાંથી
व्युत्थाय = ઉત્થાન પામીને
इदं वचनं अब्रवीत् = આવું સંભાષણ કરવા લાગ્યો કે

**આત્મજ્ઞાનનું આશ્ચર્ય**

ગ્રંથના પ્રારંભમાં પોતાની જિજ્ઞાસા સંતોષવા શિષ્યે નમન કરી આદરપૂર્વક શરણાગત થઈને પ્રશ્ન પૂછેલો કે **"को नाम बंधः कथमेष आगतः। कथं प्रतिष्ठास्य कथं विमोक्षः ।** [વિવેકચૂડામણી- ૫૧] ''બંધન એટલે શું? એ ક્યાંથી આવ્યું છે? તેની સ્થિતિ કેવી છે તથા કઈ રીતે બંધનથી મુક્તિ મળે?'' આવા પ્રશ્નોની શૃંખલાને સદ્ગુરુ સમક્ષ મૂકી એકાગ્રતાથી શ્રવણ કરવા તત્પર થાય છે, ત્યાંથી પ્રારંભી અત્યાર સુધી આપણે ગ્રંથના ઉપદેશપ્રવાસમાં જે કંઈ જોયું તેથી દિવા જેવું સ્પષ્ટ સમજાય છે કે સદ્ગુરુએ શિષ્યની શંકાના સમાધાનાર્થે ખૂબ જ વિસ્તારપૂર્વક સમગ્ર ગ્રંથ દ્વારા સદૃષ્ટાંત ઉત્તરો આપી શંકાને નિર્મૂળ કરી, ભવસાગરમાં ડૂબકાં ખાતા શિષ્યને

સંસારબંધનથી તારી તેના આત્મસ્વરૂપમાં નિમગ્ન કર્યો. ત્યારબાદ શિષ્ય પોતાની આત્મદશામાં સન્નિષ્ઠ થઈ એકાંતવાસનું સેવન કરી રહેવા લાગ્યો અને થોડા સમય બાદ પોતાની બ્રાહ્મી સ્થિતિથી ઉત્થાન પામી પોતાની અલૌકિક ચમત્કૃતિ અને આશ્ચર્યનું વર્ણન કરવા જાણે અધીરો થયો હોય તેમ અલૌકિક અનુભૂતિની અભિવ્યક્તિ કરવા તૈયાર થાય છે. તેનું બે શ્લોકમાં વર્ણન કરી ત્યારબાદ લગભગ ચાલીસ શ્લોક દ્વારા શિષ્યની આશ્ચર્યમય દશાનું વર્ણન કરવામાં આવે છે તથા તેની આત્મજ્ઞાનરૂપી અખૂટ સંપત્તિનો ખજાનો જાહેરમાં મુમુક્ષુઓના હિતાર્થે ખુલ્લો મૂકવામાં આવે છે.

એ પ્રમાણે શ્રુતિ પ્રમાણિત સદ્‌ગુરુના વચનોથી તથા સ્વાનુભવથી પરમાત્મતત્ત્વને બરાબર સમજીને ઇન્દ્રિયોને શાંત કરી, શાંત ચિત્તવાળો શિષ્ય સ્થિર અખંડાકારવૃત્તિવાળો થઈ, આત્મસ્વરૂપમાં સ્થિત થઈ ગયો અર્થાત્ એકાંતસેવન કરવા લાગ્યો.

થોડા વખત સુધી એકાંતસ્થળે રહેતાં રહેતાં પરબ્રહ્મમાં ચિત્તને સમાહિત કરીને સમાધિની અલૌકિક અવસ્થાને પ્રાપ્ત કરી, પરમાનંદમાં સ્થિત થઈ ગયો. ત્યારબાદ પોતાની અવર્ણનીય આત્મસ્થિતિથી વ્યુત્થાન પામીને પોતાની આત્મસ્થ દશાનું વર્ણન કરવા તથા આશ્ચર્યજનક અનુભૂતિને વાચા આપવા તત્પર થઈ સંભાષણ કરવા લાગ્યો કે .......

(છંદ-ઉપજાતિ)

बुद्धिर्विनष्टा गलिता प्रवृत्तिः
ब्रह्मात्मनोरेकतयाऽधिगत्या ।
इदं न जानेऽप्यनिदं न जाने
किं वा कियद्वा सुखमस्त्यपारम् ॥४८२॥

ब्रह्मात्मनाः एकतया = જીવ અને બ્રહ્મનું એકત્વ
अधिगत्या = જાણ્યા પછી

बुद्धिः विनष्टा = (મારી) બુદ્ધિવૃત્તિ નષ્ટ થઈ ગઈ છે.
प्रवृत्तिः गलिता = (અને) પ્રવૃત્તિ અટકી ગઈ છે
इदं न जाने = હું પ્રત્યક્ષને પણ જાણતો નથી (અને)
अनिदं अपि न जाने = 'અનિદમ્' અર્થાત્ પરોક્ષને પણ જાણતો નથી.
अपारं सुखम् = અપારસુખ, (અતિન્દ્રિય સુખ)
किं वा कियद् = કેટલું (અગાધ તથા) કેવું છે?
(તે પણ જાણતો નથી)

અહો! આશ્ચર્ય છે કે, હે ગુરુદેવ, બ્રહ્મ અને જીવાત્મા એક જ છે એવું જાણ્યા પછી મારી બુદ્ધિની વૃત્તિઓ નષ્ટ થઈ ગઈ છે અને તેથી પ્રવૃત્તિ અટકી ગઈ છે, શૂન્ય થઈ છે. હવે તો હું ''આ છે શું?'' તેવું જાણતો નથી અર્થાત્ જેને ''આ'', **"यह"**, "THIS", તથા **"इदम्"** થી જાણી શકાય તેવા સમગ્ર પ્રત્યક્ષ જગતને હું જોતો કે જાણતો નથી. અરે! જે કાંઈ અપ્રત્યક્ષ છે અર્થાત્ **"अनिदम्"**–''આ નથી'', તેવું પણ ખરેખર જાણતો નથી. આમ, પ્રત્યક્ષ અને અપ્રત્યક્ષથી અજાણ હું અપાર, અતીંદ્રિય સુખ કેટલું અગાધ? તથા કેવું છે? તે પણ જાણતો નથી.

અહો! આજે મારા અસીમ આનંદની સીમા ક્યાં? મારા એકત્વદર્શનમાં અન્ય નથી તો પ્રવૃત્તિ ક્યાં? સર્વ દિશાઓમાં હું, હું અને હું જ છું તો વિષયભોગની દોડ ક્યા? અરે! મને કંઈ અપ્રાપ્ત જ નથી તો પ્રવૃત્તિથી મળે શું? મારી બુદ્ધિ અને ચિત્તની વૃત્તિશૂન્યતામાં નથી વિક્ષેપ કે અજંપો તો પ્રવૃત્તિનું કારણ ક્યાં? આશ્ચર્ય છે, નથી મારે કંઈ પ્રત્યક્ષ કે પરોક્ષ, તો જાણવાનું હવે જીવન પર્યંત બાકી શું?

(છંદ–શાર્દૂલવિક્રીડિત)

**वाचा वक्तुमशक्यमेव मनसा मन्तुं न वा शक्यते**
**स्वानन्दामृतपूरपूरितपरब्रह्माम्बुधेर्वैभवम् ।**

अम्भोराशिविशीर्णवार्षिकशिलाभावं भजन्मे मनः
यस्यांशांशलवे विलिनमधुनाऽऽनन्दात्मना निर्वृतम् ॥४८३॥

स्वानन्दामृतपूर–पूरित– = પોતાના જ આનંદરૂપી અમૃતના પૂરથી પૂરિત

ब्रह्माम्बुधेः वैभवम् = પરબ્રહ્મરૂપી સાગરના વૈભવને

वाचा वक्तुं अशक्यं एव = વાણીથી ઉચ્ચારવો અશક્ય જ છે.

मनसा मन्तुं न वा शक्यते = અને મનથી વિચાર કરવો પણ અશક્ય છે.

अम्भोराशि–विशीर्ण–वार्षिकशिला=(જેમ) ચોમાસામાં પડતા કરા ગળી જઈ સાગરમાં તદ્રૂપ થઈ,

यस्यांशांशलवे विलिनम् = તેના અંશના પણ અલ્પઅંશમાં ભળી જઈ તેમાં લય થઈ જાય છે. તેવા

भावं भजन् अधुना मे मनः = ભાવને ભજી મારું મન હવે

आनन्दात्मना निर्वृतम् = આનંદસ્વરૂપ થઈ શાન્તિને પ્રાપ્ત થયું છે.

અહો! આશ્ચર્ય છે કે જેમ ચોમાસાની વર્ષામાં વરસતા બરફના કરા સાગરમાં પડી તદ્રૂપ થઈ અંશના પણ અલ્પ અંશમાં ભળી જઈ સાગરમાં લય પામે છે તેમ હવે તો મારું મન તેવા ભાવને ભજી, આનંદરૂપી સાગરમાં પડી, આનંદસ્વરૂપ થઈ ગયું છે. તથા પરમ નિવૃત્તિ પ્રાપ્ત કરી ચૂક્યું છે. હે ગુરુદેવ! હવે તો મારે માટે સ્વાત્માનંદરૂપી અમૃતના પૂરથી પરિપૂર્ણ પરબ્રહ્મરૂપી સાગરના વૈભવને વાણીથી વર્ણવવો શક્ય જ નથી. અરે! મનથી તો હવે તેનો વિચાર પણ અશક્ય છે.

અહો! અદ્ભુત આશ્ચર્ય! હું મને જ ન વર્ણવી શકું કે ન જણાવી શકું! હવે મારી અપરોક્ષ, અલૌકિક અદ્વૈતાનુભૂતિની અભિવ્યક્તિ ક્યાં? અરે! હવે તો મારી પરમ નિવૃત્તિરૂપી શાંતિમાં સમાધિ જેવી પ્રવૃત્તિ પણ ક્યાં અને કેવી? હું આત્મસ્વરૂપે અધિષ્ઠાન છું અને અધિષ્ઠાનરૂપે સ્વયં સમાધિસ્થ છું, પછી મારે લગાડવાવાળી અને છૂટવાવાળી કે સંસ્થાન કે વ્યુત્થાન

સમાધિ કેવી અને ક્યાં? મનરહિત મારે કેવો સમાધિનો સંકલ્પ અગર કેવો સમાધિથી ઉત્થાનનો વિકલ્પ? બ્રહ્માનંદરૂપી અમૃતના કે ચૈતન્યસાગરના એક અંશના પણ અલ્પ અંશમાં તદ્રૂપ થઈ લવલીન બનેલું મારું મન, એવું તો હવે શાંત થયું છે કે નથી તેને કંઈ વર્ણવવું, નથી કંઈ આલેખવું, અરે! નથી કંઈ કહેવું કે નથી મૌન રહેવું.

(છંદ-અનુષ્ટુપ)

क्व गतं केन वा नीतं कुत्र लीनमिदं जगत् ।
अधुनैव मया दृष्टं नास्ति किं महदद्भुतम् ॥४८४॥

अधुना एव = હમણાં જ
मया दृष्टम् = મેં જોયેલું
इदं जगत् = આ જગત
क्व गतम् = ક્યાં જતું રહ્યું
केन वा नीतम् = એને કોણ લઈ ગયું
कुत्र लीनम् = એ ક્યાં ડૂબી ગયું
किं महत् अद्भुतं न अस्ति = શું આ મહાન આશ્ચર્ય નથી!

હે કૃપાનિધે! હમણાં જ મેં જોયેલું આ જગત ગયું ક્યાં? એ જગતને લઈ ગયું કોણ? અરે! ડૂબ્યું ક્યાં? શું આ મોટામાં મોટું અને મહાન, અદ્‌ભુત આશ્ચર્ય નથી?

આમ, શિષ્ય જાણે સદ્‌ગુરુનો મહિમા ગાતો હોય, એની ગરીમાને ગદ્ ગદ્ થઈ વંદના કરતો હોય તેમ, તેનો અગમ-નિગમ જેવો વિસ્મય પ્રગટ કરે છે અને પોતાની અદૃશ્ય અનુભૂતિની અકથ્ય કથાનું કથન કરે છે કે હું જ્યારે મારા મનને ડૂબાડી મારા આત્મસ્વરૂપમાં સમાધિસ્થ હતો ત્યારે મેં પૂર્વે જોયેલા જગતનું અપહરણ કર્યું કોણે? અરે! સમાધિમાં સંસ્થિત થયો તે પૂર્વે મેં જે જાણેલું તે કઈ રીતે અજ્ઞેય અને અજ્ઞાત બન્યું?

જે ભવસાગરમાં અજ્ઞાનકાળે હું ડૂબકાં ખાતો હતો એ જ ભવસાગર અનાયાસે, અકસ્માતે, અચાનક જ શું ડૂબી ગયો? અને છતાં માત્ર હું એક જ અધિષ્ઠાનરૂપે તરતો રહ્યો? શું એ આશ્ચર્યનું અનંત આશ્ચર્ય નથી?

(છંદ–અનુષ્ટુપ)

किं हेयं किमुपादेयं किमन्यत् किं विलक्षणम् ।
अखण्डानन्द पीयूष पूर्णे ब्रह्ममहार्णवे ॥४८५॥

अखण्डानन्द पीयूष पूर्णे = અખંડ આનંદરૂપ અમૃતથી ભરેલા
ब्रह्ममहार्णवे = બ્રહ્મસમુદ્રમાં
किं हेयम् = શું ત્યાજ્ય?
किं उपादेयम् = કઈ વસ્તુ લેવા જેવી છે?
किं अन्यत् = શું (બ્રહ્મથી) અન્ય છે (અને)
किं विलक्षणम् = શું (બ્રહ્મથી) વિલક્ષણ છે?

હે દયાસિન્ધો! મુજ અખંડાનંદસ્વરૂપ અમૃતથી ભરેલા બ્રહ્મસમુદ્રમાં ગ્રાહ્ય શું? અને ત્યાજ્ય શું? મુજ બ્રહ્મથી અન્ય શું? કે વિલક્ષણ શું?

મને તો સર્વમાં હવે 'હું' જ દેખાય છે. માટે મારા દ્વારા મારું ગ્રહણ કેવું? કેવો મુજથી મારો ત્યાગ? મુજ અભેદ અખંડમાં કોણ મારાથી જુદું કે દૂર અને કોણ પાસે કે સમીપ? મુજ નિર્વિશેષમાં ક્યાં લક્ષણ કે કોણ વિલક્ષણ? મારી નિર્વિવાદ, નિરપેક્ષ દશામાં પોતીકાં કે પારકાં, સ્નેહી કે શત્રુઓ, અન્ય કે અનન્ય, ઇદમ્ કે અનિદમ્, ગ્રાહ્ય કે ત્યાજ્ય, સ્થૂળ કે સૂક્ષ્મ, વ્યાપ્ત કે અવ્યાપ્ત, અણુ કે મહાન સદ્ગતિ કે અવગતિ, પાપ કે પુણ્ય જેવી સાપેક્ષતા નામશેષ થયેલી છે. તેથી, નથી હું સ્નેહી માટે પાસે કે શત્રુ માટે દૂર, ન જાણો તો હું દૂરથી પણ સુદૂર અને જાણો તો હું આપ સૌની ભીતરમાં પાસેમાં પાસે.

(છંદ-અનુષ્ટુપ)

न किञ्चिदत्र पश्यामि न शृणोमि न वेद्म्यहम् ।
स्वात्मनैव सदानन्दरूपेणास्मि विलक्षणः ॥४८६॥

अहम् = હું
अत्र = અહીં (જ્ઞાનનિષ્ઠામાં)
किञ्चित् = બ્રહ્મ સિવાય કાંઈ પણ
न पश्यामि = જોતો નથી,
न शृणोमि, न वेद्मि = સાંભળતો નથી કે જાણતો નથી.
सदानन्दरूपेण स्वात्मना एव = સર્વદા પોતાના જ આત્માનંદરૂપે
विलक्षणः अस्मि = હું (સૌથી) વિલક્ષણ છું.

હે કરુણાવતાર! હું મારી સમાધિસ્થ દશામાં બ્રહ્મ સિવાય કંઈ પણ જોતો, શ્રવણ કરતો કે જાણતો નથી. પરંતુ સર્વદા પોતાના આત્માનંદરૂપે જ હું સૌથી વિલક્ષણ કે ન્યારો થઈ ગયો છું.

હવે નથી હું શ્રોતા કે બચે મારે કંઈ શ્રોતવ્ય. નથી હું વક્તા કે શેષ રહે મારે વક્તવ્ય, નથી હું દ્રષ્ટા કે હોય મારે કંઈ દૃષ્ટવ્ય, નથી હું જ્ઞાતા કે અવશેષ રહે કંઈ જ્ઞાતવ્ય. હું તો તે સૌથી ન્યારો છું, વિલક્ષણ છું, છતાં શ્રોતવ્યમાં સૂર હું, દ્રષ્ટવ્યમાં અદૃશ્ય હું, જ્ઞાતવ્યમાં અજ્ઞેય હું અને વક્તવ્યમાં વાચાતીત હું. સર્વ ભ્રમણા અને ભ્રાંતિઓનું અધિષ્ઠાન બ્રહ્મ હું.

(છંદ-રથોદ્ધતા)

यत् कटाक्षशशिसान्द्रचन्द्रिकापातधूतभवतापजश्रमः ।
प्राप्तवानहमखण्डवैभवानन्दमात्मपदमक्षयं क्षणात् ॥४८७॥

(છંદ-ઉપજાતિ)

नमो नमस्ते गुरवे महात्मने विमुक्तसङ्गाय सदुत्तमाय ।
नित्याद्वयानन्दरसस्वरूपिणे भूम्ने सदापारदयाम्बुधाम्ने ॥४८८॥

| | |
|---|---|
| यत् कटाक्षशशिसान्द्र–चन्द्रिकापात– | = જેમનો કૃપાકટાક્ષ ચંદ્રની ચાંદની જેવો શીતળ છે, તે પડતાં |
| धूतभवतापजश्रमः | = સંસારજન્ય સંતાપરૂપી શ્રમ નિવૃત્ત થતાં જ |
| अहं क्षणात् अखण्ड–वैभवानन्दम् | = હું ક્ષણવારમાં અખંડ વૈભવરૂપી આનંદ તથા |
| अक्षयं आत्मपदं प्राप्तवान् | = અવિનાશી આત્મપદને પ્રાપ્ત થયો છું. |
| विमुक्त–सङ्गाय सत्–उत्तमाय | = (એવા) સંગ રહિત, સંત શિરોમણિ, |
| नित्य–अद्वयानन्द–रसस्वरूपिणे | = નિત્ય, અદ્વિતીય-આનંદરસસ્વરૂપ |
| सदा भूम्ने अपार–दयाम्बुधाम्ने | = નિત્ય, પૂર્ણ અને અપાર દયાસાગર |
| महात्मने गुरवे ते नमः नमः | = મહાત્મા ગુરુદેવ આપને વારંવાર નમસ્કાર હજો. |

જેમનો કૃપાકટાક્ષ ચંદ્રની ચાંદની જેવો શીતળ છે તેમનો સ્પર્શ થતાં જ સંસારજન્ય સંતાપરૂપી શ્રમ નિવૃત્ત થવાથી મને ક્ષણવારમાં અખંડ વૈભવરૂપી આનંદ તથા અવિનાશી આત્મપદની પ્રાપ્તિ થઈ છે. આવું આત્મપદ પ્રદાન કરનારા અનાસક્ત સંતશિરોમણિ, નિત્ય, અદ્વિતીય, આનંદસ્વરૂપ, અતિ મહાન, નિત્ય અને અપાર દયાસિન્ધુ મહાત્મા ગુરુદેવને મારા વારંવાર નમન હજો.

પરમાત્મા જ્યારે કોઈ પણ સાધક, મુમુક્ષુ કે શિષ્ય પર કૃપા કરવા ધારે છે ત્યારે સ્વયં તો શિષ્ય કે મુમુક્ષુ પ્રત્યે અનામી અને નિરાકાર હોવાને કારણે પ્રત્યક્ષ થઈ શકતા નથી. તેથી જ નામ અને આકારવાળો દેહ ધારણ કરી, સાકાર બને છે અને સદ્‌ગુરુની ઉપાધિ ગ્રહણ કરી શિષ્યના

દોષ દૂર કરવા, અંતઃકરણ શુદ્ધ કરવા, ચિંતન-મનનરૂપી તપશ્ચર્યાનો આકરો ગહન માર્ગ દર્શાવવા મ્હેણા, ટોણાં કે કટાક્ષના શબ્દબાણથી શિષ્યને વીંધે છે અને તેના અહંકારનું, મમત્વનું, ખોટા તાદાત્મ્યનું ભેદન કરી તેની અનાત્મ-તાદાત્મ્યરૂપી આસક્તિને દૂર કરી, તેને પાવન કરે છે. જે કોઈ સદ્ગુરુના કૃપાકટાક્ષને અપરિપક્વતામાં, અણસમજમાં કે દુર્ભાગ્યને વશ થવાથી શ્રાપ સમજે તે પોતાની ભીતર રહેલા આનંદસાગરથી જ સુદૂર જઈ કિનારે ખડો થઈ જાય છે પરંતુ અમૃતાનંદના એક બિંદુનું પણ આચમન તરીકે પાન કરી શકતો નથી. કેવી દુર્દશા અભાગિયાની ? પોતાની ભીતર ભર્યો આનંદનો દરિયો ન પોતે જ કિનારે ઊભો તરસે મરે આનંદથી અને ભડકે બળે દુઃખની જવાળાથી.પરંતુ સદ્ભાગ્યે જે કોઈ સદ્ગુરુના કૃપાકટાક્ષરૂપી ઉપદેશને આશીર્વાદ સમજે તેને તો ચંદ્રની શીતળ ચાંદની જાણે પોતા પર મબલખ મટુકીઓ દ્વારા ગુરુપૂર્ણિમાની રાતે પોતાના પર અમૃતનો અભિષેક કરતી હોય તેવું અનુભવાય છે. કારણ કે સદ્ગુરુના કટાક્ષને સત્શિષ્ય કરુણા સમજે છે અને માટે જ તેવો કરુણાપાત્ર જાણે છે કે જેવી રીતે રાતના અંધારામાં પણ ભગવાન સૂર્યને પૃથ્વીના લોકો પ્રત્યે પ્રગટ થવું હોય તો શીતળ શશીનો જ સહારો લેવો પડે છે. શશી દ્વારા જ ધગધગતા વૈશ્વાનર અગ્નિ જેવો સૂર્ય શીતળ થઈ રાતે વસુંધરાને ઠારે છે. તથા દિવસે સૌને બાળતો, અકળાવતો, ત્રાહિ મામ્ કરાવતો સૂર્ય જ નિશાના અંધારાને પોતાનામાં લપેટી ચંદ્રરૂપે પ્રગટ થાય છે. તેવી જ રીતે ઈશ્વરને પણ સંસારના સંતાપથી તપ્ત થયેલાં મુમુક્ષુને જ્ઞાનરૂપી ચાંદનીનો પારસ સ્પર્શ કરાવવા સદ્ગુરુરૂપે જ પ્રગટ થવું પડે છે અગર અવતરવું પડે છે. આમ સત્શિષ્ય તો શ્રદ્ધાપૂર્વક સમજી ચૂક્યો હોય છે કે પરમાત્મા પ્રખર સૂર્ય જેવા છે. તેથી અર્જુને જે ભૂલ કરી, સીધેસીધું વિરાટ દર્શન માગ્યું અને પાછળથી પસ્તાયો તેવું આપણે ન કરીએ અને સીધેસીધા સૂર્ય સમીપ જવાને બદલે સાક્ષાત્ સૂર્યને જ શશી દ્વારા સંપન્ન થઈએ અને સૂર્યના જ દઝાડતાં પ્રકાશને શીતળ બનાવી ઝીલીએ, તેમ પરમાત્માના વિરાટ અને સમષ્ટિસ્વરૂપને, વ્યષ્ટિ અને વ્યક્તિ જેવા સદ્ગુરુ દ્વારા સંપન્ન થઈએ, તેમાં જ આત્મલાભ જેવો મહાન લાભ સમાયેલો

છે અને અતીંદ્રિય સુખ જેવું અનુપમેય સુખ પ્રાપ્ત થઈ શકે તેમ છે. જો સદ્ગુરુ દ્વારા પરમતત્ત્વને પામવામાં ભૂલ કરીશું તો પરમતત્ત્વ તો ચૂકી જ જવાશે અને પરમાત્માના વિરાટ સ્વરૂપનું અર્જુનની જેમ ગ્રહણ તો થઈ શકશે જ નહીં. જેમ ચંદ્રની ચાંદની છોડી સૂર્ય તરફ પ્રયાણ કરીશું તો ચાંદનીની શીતળતા અને સ્નેહ તો ચૂકી જ જઈશું અને સૂર્ય તરફ પહોંચતા પહેલાં તેનું ઝળહળતું આલિંગન મેળવતાં પૂર્વે જ ભસ્મ થઈ જઈશું. તેવી જ રીતે સીધેસીધા પરમાત્માની અજાણી દિશામાં ગુરુની ઉપેક્ષા કરી જો પ્રયાણ કરીશું તો સદ્ગુરુનું વાત્સલ્ય, સ્નેહ, સહાનુભૂતિ અને શીતલ શરણથી તો વંચિત થઈશું જ પરંતુ પરમાત્માને પામવાની દૃષ્ટિ પણ ખોઈ બેસીશું અને 'અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ' જેવી ત્રિશંકુ દશામાં જ જીવનપર્યંત રખડવું પડશે. સંસાર હાથથી સરી જશે, સદ્ગુરુ દૃષ્ટિથી દૂર થશે અને સચ્ચિદાનંદ છતી આંખે ગુમનામ થશે. આવી સૌમ્ય, નિઃસંદેહ સમજ કે વિવેક જ શિષ્ય પર થયેલો સદ્ગુરુનો શીતળ ચાંદની જેવો અમૃતનો અભંગ અભિષેક છે.

(છંદ-અનુષ્ટુપ)

धन्योऽहं कृतकृत्योऽहं विमुक्तोऽहं भवग्रहात् ।
नित्यानंदस्वरूपोऽहं पूर्णोऽहं त्वदनुग्रहात् ॥४८६॥

त्वत् अनुग्रहात् = આપ ગુરુદેવની કૃપાથી
अहं धन्यः = હું ધન્ય બન્યો છું
अहं कृतकृत्यः = હું કૃતકૃત્ય થયો છું
अहं भवग्रहात् विमुक्तः = હું સંસારના બંધનથી વિમુક્ત થયો છું
अहं नित्यानंदस्वरूपः = હું નિત્ય આનન્દસ્વરૂપ છું
अहं पूर्णः = હું પૂર્ણ છું.

હે ગુરુદેવ! આપની કૃપાથી હું સંસારરૂપી કારાવાસથી કે મગરથી મુક્ત થયો છું. મને ધન્ય છે, હું કૃતકૃત્ય થયો છું. હું નિત્ય આનંદસ્વરૂપ થઈ પરિપૂર્ણ થયો છું.

હે ગુરુદેવ! અંતઃકરણથી શુદ્ધ થવાનું કે બુદ્ધિથી બુદ્ધ થવાનું મુજ પામરનું સામર્થ્ય ક્યાં? આપે તો આપના અનુગ્રહ પ્રસાદથી મને ધન્ય કર્યો, કૃતકૃત્ય કર્યો. હવે મારું કોઈ કર્તવ્યકર્મ શેષ રહેતું નથી તથા મેં નહીં કરેલાં અનેક કર્મોનું પુણ્ય પવિત્ર ફળ પણ મને પ્રાપ્ત થઈ ગયું છે. તેથી આરંભેલા અધૂરાં છે, તેવો ન તો અફસોસ છે અને ન કોઈ કર્તવ્યકર્મની વાંચ્છા છે. મારા હૃદયમાં આપે પ્રગટાવેલી જ્ઞાનજયોતિ દ્વારા હવે તો મારો અવિરત ચાલતો કર્મયજ્ઞ પરિપૂર્ણ થયો છે. આપે જે ઉપદેશ્યું છે કે "**सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते** " (ભ.ગીતા અ. ૪/૩૩) " હે પાર્થ, સર્વ કર્મ જ્ઞાનમાં સંપૂર્ણપણે સમાપ્ત થાય છે." તથા જે બહુશ્રુત છે, શ્રોત્રિય છે તેને તો કામના ન કરવા છતાંય તમામ કામનાઓ પરિપૂર્ણ થયેલી જણાય છે, તથા ઉદય ન પામેલી કામનાઓનું ફળ પણ મળી જાય છે. "**श्रोत्रिय च अकामहतस्य ।** " તદુપરાંત આપે જ રહસ્યનો પડદો ઊંચો કર્યો અને મેં ક્ષર શબ્દોમાં અક્ષર સંદેશ વાંચ્યો કે "**यत् ज्ञात्वा न पुनर्मोहम्** " (ભ.ગીતા અ. ૪/૩૫) " જે (આત્માને) જાણીને તું ફરી મોહરૂપી અજ્ઞાનને પામીશ નહીં." આમ, મારા મોહને દાહ દેનારા મારાં અનંતકોટિ કર્મોનો અગ્નિસંસ્કાર કરનારા આપને મારા અનંતકોટિ વંદન હો. આપની કૃપાથી વંચિત રહેનારો હે ગુરુદેવ ! કોઈ પણ જીવ કૃતકૃત્ય થઈ શકતો નથી, જ્યારે હું તો આપની કૃપાનો પ્રિયપાત્ર થયો છું માટે મને ધન્ય છે. મારા કર્મોએ મને ચર્મના વસ્ત્રો સાથે મનુષ્યનો આકાર આપ્યો, સંસારે મને આભૂષણો અને લાજ રાખવા વસ્ત્રોથી અલંકૃત કર્યો. પણ હે ગુરુદેવ ! આપે તો મને જ્ઞાન જેવા દિવ્યાંબરથી સુશોભિત કરી, સૌથી પવિત્રતમ બનાવ્યો. કારણ કે "અખિલ વિશ્વમાં જ્ઞાન જેવું પવિત્ર કરનારું અન્ય કંઈ જ નથી." "**न हि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।**" (ભ.ગીતા-૪/૩૮ ) અને માટે જ હું નિત્ય આનંદસ્વરૂપ અને પરિપૂર્ણ થયો છું. હે ગુરુદેવ! હું સમજતો નથી કે કઈ રીતે હું આપના ઋણથી મુક્ત થાઉં! કેવી રીતે આપની મહાનતાને નમન કરું! આપની કરુણાની પૂજા કરું કે આપની જ્ઞાનગરિમાની સ્તુતિ કરું ! મને તો એટલું જ સમજાય છે કે મારી પરિપૂર્ણતા જ આપનો મહિમા

છે, મારી મુક્તિ જ આપની ગરિમા છે. મારી કૃતકૃત્યતા જ આપનું અસંગત્વ છે અને મારી ધન્યતા આપની મહાનતા છે.

(છંદ-અનુષ્ટુપ)

असङ्गो ऽहमनङ्गो ऽहमलिङ्गो ऽहमभङ्गुरः ।
प्रशान्तो ऽहमनन्तो ऽहमतान्तो ऽहं चिरंतनः ॥४६०॥

अहं असङ्गः = હું સંગરહિત છું,
अहं अनङ्गः = હું સ્થૂળ શરીર વગરનો છું,
अहं अलिङ्गः = હું સૂક્ષ્મ દેહ રહિત છું.
अभङ्गुरः = (હું) નાશરહિત છું.
अहं प्रशान्तः = હું અત્યન્ત શાન્ત છું.
अहं अनन्तः = હું અનંત છું.
अहं अतान्तः = હું નિરીહ છું, ક્રિયાવિનાનો છું.
चिरंतनः = (અને હું ) પુરાતન છું.

(છંદ-અનુષ્ટુપ)

अकर्ता ऽहमभोक्ता ऽहमविकारो ऽहमक्रियः ।
शुद्धबोधस्वरूपो ऽहं केवलो ऽहं सदाशिवः ॥४६१॥

अहं अकर्ता = હું અકર્તા છું,
अहं अभोक्ता = હું અભોક્તા છું,
अहं अविकारः = હું વિકારરહિત છું,
अक्रियः = (હું) અક્રિય છું
अहं शुद्धबोधस्वरूपः = હું શુદ્ધ જ્ઞાનસ્વરૂપ છું.
अहं केवलः सदाशिवः = હું એક માત્ર સદાશિવ છું.

(છંદ-ઉદ્‌ગીતિ)

दृष्टुः श्रोतुर्वक्तुः कर्तुर्भोक्तुर्विभिन्न एवाहम् ।
नित्यनिरंतरनिष्क्रियनिःसीमासङ्गपूर्णबोधात्मा ॥४६२॥

दृष्टुः = જોનાર,
श्रोतुः = સાંભળનાર,
वक्तुः = બોલનાર,
कर्तुः = ક્રિયા કરનાર,
भोक्तुः = ભોગવનાર,
अहं विभिन्नः एव = (એ બધાથી) હું જુદો જ છું.
नित्य-निरंतर-निष्क्रिय- = (હું તો) નિત્ય, નિરંતર, ક્રિયારહિત,
निःसीम-असङ्ग- = હદ વગરનો, સંગરહિત અને
पूर्णबोधात्मा = પૂર્ણ જ્ઞાનસ્વરૂપ છું.

હે સદ્‌ગુરુ ! આપની કરુણાદૃષ્ટિના પ્રતાપે જ હું અસંગ, અનંગ-સ્થૂળ શરીર વગરનો, અલિંગ- સૂક્ષ્મ શરીર વગરનો, અભંગુર- અવિનાશી, પ્રશાંત, અનંત, અતાંત- નિષ્ક્રિય, ચિરંતન-પુરાતન, અકર્તા, અભોક્તા, અવિકારી, અક્રિય, શુદ્ધ બોધસ્વરૂપ, અદ્વિતીય, સદાશિવ, સર્વદા કલ્યાણકારી, દૃષ્ટા, શ્રોતા, કર્તા, ભોક્તાદિથી ભિન્ન અને ન્યારો, નિત્ય, નિરંતર, નિષ્ક્રિય, અસીમ, અસંગ અને પૂર્ણજ્ઞાનસ્વરૂપ થયો છું. મારી જીવથી બ્રહ્મની યાત્રા, અસીમ ઉત્ક્રાન્તિ, ઉન્નત આરોહણ તથા અજ્ઞાન-અનાવરણસામર્થ્ય તે આપનું જ અમૃતમય વાત્સલ્ય છે.

(છંદ-ગીતિ)

नाहमिदं नाहमदोऽप्युभयोरवभासकं परं शुद्धम् ।
बाह्याभ्यन्तरशून्यं पूर्णं ब्रह्माद्वितीयमेवाहम् ॥४६३॥

न अहं इदम् = હું 'આ' નથી,

न अहं अदः अपि = હું 'તે(પેલું)' પણ નથી.
अहं उभयोः अवभासकम् = હું બન્નેનો પ્રકાશક
बाह्याभ्यन्तरशून्यम् = બહાર અને અંદર એવા ભેદ વગરનો,
पूर्णं अद्वितीयम् = પૂર્ણ, અદ્વિતીય
शुद्धं परं ब्रह्म एव = શુદ્ધ પરબ્રહ્મ જ છું.

(છંદ-ગીતિ)

निरुपममनादितत्त्वं त्वमहमिदमद इति कल्पनादूरम् ।
नित्यानंदकैरसं सत्यं ब्रह्माद्वितीयमेवाहम् ॥४६४॥

निरुपमं अनादितत्त्वम् = ઉપમારહિત, અનાદિતત્ત્વ
'त्वं-अहं-इदं-अदः इति = 'તું , હું' , આ, તે, એવી
कल्पनादूरम् = કલ્પનાથી દૂર,
नित्य-आनंदकैरसम् = નિત્ય આનંદ માત્ર એકરસસ્વરૂપ
सत्यम् = સત્ય (અને)
अद्वितीयम् = અદ્વિતીય
ब्रह्म एव अहम् = બ્રહ્મ હું જ છું.

(છંદ-ઉપજાતિ)

नारायणोऽहं नरकान्तकोऽहं
पुरान्तकोऽहं पुरुषोऽहमीशः ।
अखण्डबोधोऽहमशेषसाक्षी
निरीश्वरोऽहं निरहं च निर्ममः ॥४६५॥

अहं नारायणः = નારાયણ હું છું,
अहं नरकान्तकः = નરકાસુરને હણી નાંખનાર હું છું,
अहं पुरान्तकः = ત્રિપુરાસુરને મારનાર હું છું,

अहं पुरुषः ईशः = (પરમ) પુરુષ અને ઈશ્વર હું છું,
अहं अखण्डबोधः = અખંડ જ્ઞાનસ્વરૂપ હું છું,
अशेषसाक्षी = સર્વનો સાક્ષી (હું છું,)
अहं निरीश्वरः = મારા ઉપર કોઈની સત્તા નથી એટલે હું સ્વતંત્ર છું,
निरहम् = (હું) અહંતા વગરનો
च निर्ममः = અને મમતા વગરનો છું.

હું 'આ' નથી, 'તે' નથી છતાં પણ 'આ' અને 'તે' એવા બન્નેનો પ્રકાશક છું તથા અંદર અને બહાર જેવા ભેદથી શૂન્ય છું, પૂર્ણ અને એક જ શુદ્ધ પરબ્રહ્મ છું.

હું અનુપમેય, અનાદિતત્ત્વ, હું, 'હું' અને 'તું' જેવી કલ્પનાથી અતીત છું, નિત્ય આનંદરસસ્વરૂપ અને જે અદ્વિતીય તત્ત્વ છે તે જ બ્રહ્મ સ્વયં હું છું.

હે મુક્તિપ્રદાતા! હવે મારી નરથી નારાયણની કે જીવથી શિવની યાત્રા આપની કૃપાથી થંભી ગઈ છે, કારણ કે હું જ નરકાસુરને મારનાર નારાયણ છું, ત્રિપુરાસુરનો વધ કરનારો સ્વયં શંકર છું, હું જ ક્ષર અને અક્ષરથી પર એવો પરમ પુરુષ છું, કર્મફળદાતા ઈશ્વર છું. અરે! હું જ અખંડ જ્ઞાનસ્વરૂપ સર્વનો સાક્ષી, સર્વભાવે સ્વતંત્ર, અહંકાર અને મમત્વથી મુક્ત છું.

(છંદ–ઉપજાતિ)

सर्वेषु भूतेष्वहमेव संस्थितो
ज्ञानात्मनाऽन्तर्बहिराश्रयः सन् ।
भोक्ता च भोग्यं स्वयमेव सर्वं
यद्यत्पृथग्दृष्टमिदन्तया पुरा ॥४६६॥

ज्ञानात्मना = જ્ઞાનસ્વરૂપે
आश्रयः सन् अहं एव = હું જ આશ્રયરૂપે હોવાથી
अन्तः बहिः सर्वेषु भूतेषु = બધા પ્રાણીઓમાં અંદર-બહાર,
संस्थितः = રહેલો છું
पुरा यत् यत् = પૂર્વે જે જે
पृथक् दृष्टं इदन्तया = 'આ' રૂપે જુદા જુદા જણાતા હતા,
सर्वं भोग्यम् = (તે) સર્વ ભોગ્ય (પદાર્થો)
भोक्ता च = અને ભોક્તા (પણ)
स्वयं एव = હું જ છું.

(છંદ-અનુષ્ટુપ)

मय्यखण्डसुखाम्भोधौ बहुधा विश्ववीचयः ।
उत्पद्यन्ते विलीयन्ते मायामारुतविभ्रमात् ॥४६७॥

अखण्डसुखाम्भोधौ मयि = અખંડ સુખના સાગર મારામાં
बहुधा विश्ववीचयः = અનેક પ્રકારના જગતરૂપી તરંગો
माया-मारुत-विभ्रमात् = માયારૂપી વાયુના ભ્રમણથી
उत्पद्यन्ते विलीयन्ते = ઉત્પન્ન થાય છે, (અને) વિલીન થઈ જાય છે.

હે દયાનિધે! હું જ આશ્ચર્યરૂપ હોવાથી સર્વ પ્રાણીઓમાં સર્વત્ર અંદર અને બહાર જ્ઞાનરૂપે રહેલો છું. ભોક્તા અને ભોગ્યની જેમ પૂર્વે જે જે પદાર્થો 'આ' અને 'તે' રૂપે કે 'આ' અને 'હું' રૂપે (**अहं** અને **इदं**રૂપે) જુદા જુદા જણાતા હતાં તે સર્વ, હવે તો હું પોતે જ છું તેવું જણાવાથી આશ્ચર્યોનું પણ આશ્ચર્ય અનુભવાય છે.

હવે તો અખંડ સુખના સાગર જેવા મુજમાં અનેક પ્રકારના જગતરૂપી તરંગો, માયારૂપી વાયુના ભ્રમણથી ઉત્પન્ન થાય છે, ઉછળે છે અને વિલીન પણ થઈ જાય છે. અર્થાત્ મુજ ચૈતન્યસાગરમાં જગતરૂપી

મોજાંઓ, ઉત્પત્તિ, સ્થિતિ અને લયની રમત રમ્યા કરે છે.

(છંદ-ઉપજાતિ)

स्थूलादिभावाः मयि कल्पिता भ्रमा–
दारोपिता नु स्फुरणेन लोकैः ।
काले यथा कल्पकवत्सरायनर्त्वा–
दयो निष्कल निर्विकल्पे ॥ ४६८॥

यथा = જેવી રીતે
काले = કાળમાં
कल्पक–वत्सर–अयन–ऋत्वादयः = કલ્પ, વર્ષ, અયન, ઋતુ વગેરે
आरोपिताः = આરોપિત થાય છે (તેવી રીતે)
निष्कल–निर्विकल्पे मयि = અવયવરહિત અને નિર્વિકલ્પ મારામાં
लोकैः भ्रमात् = લોકો ભ્રમને કારણે
स्फुरणेन = થતી સ્ફુરણાને લીધે (જ)
नु = ખરેખર
स्थूलादि भावाः = સ્થૂળ, (સૂક્ષ્મ) વગેરે ભાવોની
कल्पिताः = કલ્પના કરે છે.

જેવી રીતે અકળ, નિષ્કળ કે નિર્વિકલ્પ કાળમાં વાસ્તવમાં કોઈ વિભાગો છે જ નહીં છતાં કલ્પ, વર્ષ, અયન, ઋતુ, માસ, દિવસ, કલાક, મિનિટ, ક્ષણ જેવા વિભાગો કાળ ઉપર આરોપ માત્ર છે. તેવી જ રીતે નિર્વિકલ્પ, નિરવયવી મુજ અખંડ આત્મામાં કોઈ ખંડ કે ભેદ છે જ નહીં. છતાં અધ્યાસ, અજ્ઞાન કે ભ્રમને કારણે સ્ફુરેલી ભ્રમણાઓ દ્વારા જ લોકો મુજમાં સ્થૂળ દેહ, સૂક્ષ્મ દેહ આદિની કલ્પના કરે છે.

નિષ્કર્ષમાં મુજ બ્રહ્મરૂપી અધિષ્ઠાનમાં સમગ્ર વિશ્વની કલ્પના આરોપિત છે અને હું તેવી કલ્પનાથી નિર્લેપ અને નિઃસંગ છું. તો મારામાં

સ્થૂળ અને સૂક્ષ્મ જેવી કલ્પના ક્યાં?

(છંદ-ઉપજાતિ)

आरोपितं नाश्रयदूषकं भवेत्
कदापि मूढैर्मतिदोषदूषितैः ।
नार्द्रीकरात्यूषरभूमिभागं
मरीचिकावारिमहाप्रवाहः ॥४६६॥

| | |
|---|---|
| मरीचिका–वारि–महाप्रवाहः | = જેમ ઝાંઝવાના જળનો મોટો પ્રવાહ |
| ऊषरभूमिभागम् | = ત્યાંની ખારી જમીનને |
| न आर्द्री करोति | = ભીની કરતો નથી |
| मतिदोषदूषितैः मूढैः | = (તેમ) બુદ્ધિદોષને લીધે દૂષિત (ભ્રમિત) થયેલા મૂઢજનોએ |
| आरोपितं कदा अपि | = આરોપિત કરેલી વસ્તુ ક્યારેય |
| आश्रयदूषकं न भवेत् | = આશ્રયને (અધિષ્ઠાનને) દૂષિત કરનારી થતી નથી. |

બુદ્ધિના દોષને લીધે, જેઓની બુદ્ધિ દૂષિત થઈ ગઈ છે તેવા મૂઢજનોએ, જેમાં કોઈ વસ્તુનો આરોપ કર્યો હોય તે આરોપિત વસ્તુ કોઈ પણ કાળે પોતાના આશ્રય કે અધિષ્ઠાનને દૂષિત કરી શકે નહીં. જેવી રીતે ઝાંઝવાના જળનો મોટો પ્રવાહ ત્યાંની ખારી જમીનને ભીની કરી શકે નહીં.

જેવી રીતે દોરીના બદલે દેખાયેલા સર્પનું ઝેર કંઈ દોરીને ચઢતું નથી. દોરી પોતે જ સર્પરૂપે દેખાતી હતી, તેવું જ્ઞાન થયા બાદ, દોરીને સ્પર્શ કરવાથી કોઈને કદીએ ઝેર ચઢયું હોય તેવું સાંભળ્યું છે ખરું? અગર ભ્રાંત-સર્પથી કોઈ મર્યો હોય તેવું જાણ્યું છે ખરું? જેમ ઝાંઝવાના જળમાં કોઈ ડૂબે નહીં તેમ પરબ્રહ્મ કે આત્મા ઉપર જે જગત આરોપિત છે તેમાં ડૂબે કોણ? કઈ રીતે? માત્ર કોઈ અતિ મૂઢ જ આરોપિત ભવસાગરમાં ડૂબી શકે, વિવેકીને તો ભવસાગર દૃશ્ય જ નથી, તો ડૂબવાનો પ્રશ્ન કેવો? જેમ

સુજ્ઞને સ્પષ્ટ છે કે નથી હું શરીર, તો મારે જન્મમૃત્યુનું કે દેશકાળનું બંધન ક્યાં? અને જો હું આત્મા છું તો તો નિત્યમુક્ત છું. મારે વળી મુક્તિનો પ્રશ્ન ક્યાં? પરંતુ કોઈ અજ્ઞ જ આત્મા ઉપર આરોપિત શરીરના બંધનને પોતાનું માની તેમાંથી મુક્ત થવા જીવનભર પ્રયત્ન કર્યા કરે છે અને જેમ આંધળો આંધળાને દોરે, તેમ અન્યને પણ મુક્તિના માર્ગે દોરે છે. વાસ્તવમાં શરીર તો આત્મા ઉપર આરોપિત છે અર્થાત્ ભ્રાંતિ છે. તેવી ભ્રાંતિ શું તેના અધિષ્ઠાન આત્માને બાંધી શકે ખરી? ચલચિત્રમાં કોઈ મુખ્ય નાયક કે અભિનેતા ખલનાયકના વસ્ત્રો ફાડી નાંખે, ચીરેચીરા કરી નાંખે તેથી કંઈ પડદો ફાટે ખરો? અરે ! ચલચિત્રમાં દેખાતા ધરતીકંપથી પડદામાં લેશમાત્ર હલનચલન જોવામાં આવતું નથી. તે જ પ્રમાણે આરોપિત શરીર ઇન્દ્રિયાદિની ક્રિયાઓથી નિષ્ક્રિય આત્મા કંઈ દૂષિત થઈને સક્રિય થતો નથી કે આંખના રોવાથી રોતો પણ નથી અને દેહના બળવાથી બળતો પણ નથી તથા આરોપના આવાગમનથી નથી થાકતો, વૃદ્ધિ પામતો કે નષ્ટ થતો. તાત્પર્યમાં નશ્વર આરોપ શાશ્વત અધિષ્ઠાન આત્માને લેશમાત્ર હાનિ પહોંચાડી શકે તેમ નથી.

(છંદ-ઇન્દ્રવજ્રા)

आकाशवल्लेपविदूरगोऽह-
मादित्यवद्भास्यविलक्षणोऽहम् ।
अहार्यवन्नित्यविनिश्चलोऽह-
मम्भोधिवत्पारविवर्जितोऽहम् ॥५००॥

| | |
|---|---|
| अहं आकाशवत् | = હું આકાશની જેમ |
| लेपविदूरगः | = નિર્લેપ છું. |
| अहं आदित्यवत् | = હું સૂર્યની જેમ (સ્વયંપ્રકાશ હોવાથી) |
| भास्य विलक्षणः | = પ્રકાશિત વસ્તુથી જુદો છું. |
| अहं अहार्यवत् नित्य विनिश्चलः | = હું પર્વતની જેમ નિત્ય અચલ છું; |
| अहं अम्भोधिवत् पारविवर्जितः | = હું સાગરની જેમ પાર વગરનો-અપાર છું. |

(છંદ-અનુષ્ટુપ)

न मे देहेन सम्बन्धो मेघेनेव विहायसः ।
अतः कुतो मे तद्धर्माः जाग्रत्स्वप्नसुषुप्तयः ॥५०१॥

मेघेन विहायसः इव =જેમ આકાશને વાદળાંની સાથે સંબંધ નથી તેમ
देहेन मे सम्बन्धः न =દેહની સાથે મારે સંબંધ નથી.
अतः = આથી
तत् धर्माः = તે (શરીરના) ધર્મો
जाग्रत्–स्वप्न–सुषुप्तयः = જાગ્રત - સ્વપ્ન- અને સુષુપ્તિ વગેરે
मे कुतः = મારા ક્યાંથી હોઈ શકે?

હે મોહહર ગુરુદેવ! આપે આંજેલા જ્ઞાનાંજન દ્વારા હવે તો હું આકાશની જેમ નિર્લેપ, સૂર્યવત્ પ્રકાશ્ય વસ્તુઓથી વિલક્ષણ તેમનો પ્રકાશક, પર્વત જેવો અચળ અને નિત્ય, સાગરવત અસીમ થયો છું.

આકાશને વાદળાં સાથે નથી નાતો, રિશ્તો કે સંબંધ, તેમ મારે નથી દેહ સાથે શત્રુ કે મિત્ર જેવો સંબંધ, નથી હું દેહનો સગો કે વ્હાલો કે નથી દેહ મારો સંબંધી, તેથી નથી શરીરના ધર્મોથી થતો હું ધર્મી કે મનના પૂજાપાઠથી થતો ધાર્મિક. નથી અવયવોના કર્મોથી થતો હું કર્મઠ કે નથી શરીરના જાગવાથી હું જાગતો કે શરીરના ઊંઘવાથી હું ઊંઘતો. અરે! મનના સ્વપ્નસામ્રાજયમાં નથી હું સૂક્ષ્મ થઈ મ્હાલતો કે નથી સોહામણા, સુંવાળાં સ્વપ્નો તોડી વિક્ષિપ્ત થતો. તથા સ્વપ્ન અને જાગ્રતને જાકારો દઈ નથી હું સુષુપ્તિના દ્વાર ખોલતો અને તેવી સુપ્ત અવસ્થામાં સર્વના અભાવને જાણી, નથી હું સુખી થતો કારણ કે તે સૌ તો શરીરના ધર્મો છે. હું તો અસંગી આત્મા છું, મારે વળી શરીરના ધર્મોનો સંગ કેવો કે સ્વપ્નની રંગીન સૃષ્ટિનો રંગ ક્યાં? હું તો શરીરના ધર્મોનો જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ જેવી ત્રણે અવસ્થાઓનો જોનારો, જાણનારો અવસ્થાત્રય સાક્ષી છું અને અનાત્માના ધર્મોથી રહિત છું. તેથી જ મુજ સચ્ચિદાનંદ સ્વરૂપને પ્રાપ્ત કરવા માટે સૌ મુમુક્ષુઓને ભગવાન શ્રીકૃષ્ણે પણ અનાત્માના, શરીરના,મનબુદ્ધિના સર્વધર્મો

ત્યાગવાનો તથા અધર્મી થવાનો જ સંદેશ આપ્યો છે.

"सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।" (ભ.ગીતા અ.૧૮/૬૬)

"સર્વ ધર્મોને છોડી મુજ એક(પરમાત્મા)ને શરણે જા."

(છંદ-ઉપજાતિ)

उपाधिरायाति स एव गच्छति
स एव कर्माणि करोति भुङ्क्ते ।
स एव जीवन् म्रियते सदाहं
कुलाद्रिवन्निश्चल एव संस्थितः ॥५०२॥

उपाधिः आयाति = (શરીર વગેરે) ઉપાધિ આવે છે
सः एव गच्छति = અને તે જ ચાલી જાય છે.
सः एव कर्माणि करोति = તે જ કર્મો પણ કરે છે
भुङ्क्ते = (અને તેના ફળ પણ તે જ) ભોગવે છે.
सः एव जीवन् = તે જ જીવે છે
म्रियते = (અને) મરી જાય છે.
अहम् = (પણ) હું (તો)
कुलाद्रिवत् = મોટા પર્વતની જેમ
सदा = સર્વદા
निश्चलः एव = અવિચળ જ
संस्थितः = રહું છું.

(છંદ-ઉપજાતિ)

न मे प्रवृत्तिः न च मे निवृत्तिः
सदेकरूपस्य निरंशकस्य ।
एकात्मको यो निबिडो निरन्तरो
व्योमेव पूर्णः स कथं नु चेष्टते ॥५०३॥

| | |
|---|---|
| यः | = જે |
| एकात्मकः | = એક માત્ર છે (એકરૂપ છે.) |
| निबिडः | = ઘનીભૂત છે. |
| निरन्तरः | = નિરન્તર છે, |
| व्योम इव पूर्णः | = આકાશની જેમ પૂર્ણ છે |
| सः | = તે |
| कथं नु चेष्टते | = ક્રિયા કરે કેવી રીતે? (તેથી) |
| सत् एकरूपस्य | = સન્માત્રસ્વરૂપ, (અને) |
| निरंशकस्य | = નિરવયવ |
| मे प्रवृत्तिः न | = મારી ન તો પ્રવૃત્તિ છે |
| न मे निवृत्तिः च | = કે ન તો મારી નિવૃત્તિ છે. |

શરીરાદિ ઉપાધિ જ જન્મીને સંસારમાં આવે છે અને સંસારથી વિદાય લે છે. તે જ પ્રમાણે કર્મો કરે છે અને ફળ ભોગવે છે. ઉપાધિ વિકારી હોઈ વૃદ્ધિ, વિકાસ અને ક્ષયને પ્રાપ્ત થઈ અંતે મૃત્યુ પામે છે. પરંતુ હું તો આત્મસ્વરૂપે નથી સંસારમાં આવતો કે જતો. શરીરના આવાગમનનો તથા સંસારના પરિવર્તનોનો હું તો અવિકારી અને પર્વત જેમ અચળ હોઈ સદા સાક્ષી તરીકે રહું છું.

હું તો સદા સર્વદા એકરસ અને અવયવરહિત છું. તેથી મારામાં ન તો અવયવો દ્વારા થતી પ્રવૃત્તિ સંભવી શકે કે ન તો મારે માટે નિવૃત્તિનો પ્રશ્ન રહે. આમ, હું પ્રવૃત્તિ અને નિવૃત્તિ બન્નેથી મુક્ત છું કારણ કે બેમાંથી એકનો પણ ન તો મને સ્પર્શ છે કે ન તો કોઈમાં મને અહંભાવ છે. તેથી મારે ન તો મમત્વ નિવૃત્તિમાં છે કે ન તો પ્રવૃત્તિમાં છે. પ્રવૃત્તિ અને નિવૃત્તિ બન્નેમાં મારું કર્તૃત્વ નહીં હોવાથી પ્રવૃત્તિ કે નિવૃત્તિ મારી હોઈ શકે નહીં. જે નિત્ય નિરંતર એક અને અદ્વિતીય છે, આકાશ જેમ સર્વવ્યાપ્ત છે તથા તે આત્મસ્વરૂપે તો નિબિડ અર્થાત્ ઘનીભૂત છે તે પરમતત્ત્વ ક્યાંય નથી તેવું નથી અર્થાત્ સર્વત્ર ખીચોખીચ ભરેલું છે, તેથી કોઈ પણ જાતની ક્રિયા

કરે કઈ રીતે? આમ જે નિષ્ક્રિય, અક્રિય અને અકર્મસ્વરૂપે રહેલું છે, તે જ બ્રહ્મતત્ત્વ હું પોતે છું.

(છંદ–ઉપજાતિ)

पुण्यानि पापानि निरिन्द्रियस्य
निश्चेतसो निर्विकृतेर्निराकृतेः ।
कुतो ममाखण्डसुखानुभूतेः
ब्रूते ह्यनन्वागतमित्यपि श्रुतिः ॥५०४॥

निरिन्द्रियस्य = ઇન્દ્રિયરહિત
निश्चेतसः निर्विकृतेः = ચિત્તરહિત, નિર્વિકાર,
निराकृतेः = આકારરહિત (અને)
अखण्डसुखानुभूतेः = અખંડસુખની અનુભૂતિસ્વરૂપ
मम पुण्यानि पापानि = મને પુણ્ય અને પાપ
कुतः = ક્યાંથી હોઈ શકે?
'अनन्वागतं' इति हि = "આત્માને પુણ્ય કે પાપ સાથે સંબંધ નથી." એમ જ
श्रुतिः अपि ब्रूते = (બૃહદારણ્યક) ઉપનિષદ પણ કહે છે.

પૂર્વે સમજાવ્યું તેમ હું પ્રવૃત્તિ અને નિવૃત્તિમાં કર્તૃત્વરહિત છું. તેથી હું સુસ્પષ્ટ છું કે મારે ન હોઈ શકે પુણ્ય કર્મ કે ન થઈ શકે મારાથી પાપ કર્મ. પુણ્ય અને પાપ જેવા કર્મો તો ચિત્ત અને અહંકાર દ્વારા થતાં હોય છે. મુજ આત્મસ્વરૂપમાં તો નથી ચિત્ત કે નથી ઇન્દ્રિયો, તો કોઈ પણ પ્રકારના કર્મોનો સંભવ જ હોઈ શકે નહીં. તદુપરાંત, હું વિકાર અને આકારરહિત છું. તેથી પણ પ્રવૃત્તિ કે નિવૃત્તિનો મને સ્પર્શ જ હોઈ શકે નહીં. જેવી રીતે સુષુપ્તિ સમયે પુણ્ય અને પાપ જેવી કોઈ પ્રવૃત્તિ બચતી નથી, તે જ પ્રમાણે મુજ આત્મતત્ત્વની અખંડ સુખાનુભૂતિ કરનારા મારે નથી કર્મફળની અપેક્ષા, નથી કંઈ અપ્રાપ્ત. તદુપરાંત, અખંડ સુખની પ્રાપ્તિમાં સર્વ લૌકિક અને પારલૌકિક સુખ સમાયેલા જ છે તો કઈ ઇચ્છાથી, કયા હેતુ માટે મારે પુણ્ય

કર્મ કરવું પડે? તદ્દુપરાંત, જો મારામાં કર્તાભાવ નથી તો પાપ કર્મનો પણ મને સ્પર્શ કેવો? પુણ્ય અને પાપ બન્ને પ્રવૃત્તિમાં જેને અહંકાર છે તેવો જ પુણ્ય કે પાપનો ભાગીદાર બને છે. મુજ આત્મતત્ત્વમાં તો પ્રવૃત્તિનું નામોનિશાન નથી કારણ કે પ્રવૃત્તિ કરનારા ઉપાધિના અભિમાની જીવાત્માનો જ મેં જ્ઞાનમાં બાધ કર્યો છે. તેથી ભૂત, ભવિષ્ય કે વર્તમાનમાં કોઈ પણ કાળે મારે કોઈ પણ પ્રકારના કર્મો સાથે સંબંધ છે નહીં, હતો પણ નહીં અને થઈ શકે પણ નહીં. હું તો નૈષ્કર્મ્યસિદ્ધિને વરેલો છું. માટે જ મારી સ્તુતિ અર્થે શ્રુતિ પણ જણાવે છે કે "આત્માને પુણ્ય કે પાપ સાથે લેશમાત્ર સંબંધ નથી." "अनन्वागतं पुण्येनान्वागतं पापेन । " (બૃહદારણ્યકોપનિષદ- ૪/૩/૨૨)

(છંદ-અનુષ્ટુપ)

छायया स्पृष्टमुष्णं वा शीतं वा सुष्टु दुष्टु वा ।
न स्पृशत्येव यत्किञ्चित् पुरुषं तद् विलक्षणम् ॥५०५॥
न साक्षिणं साक्ष्यधर्माः संस्पृशन्ति विलक्षणम् ।
अविकारमुदासीनं गृहधर्माः प्रदीपवत् ।
देहेन्द्रियमनोधर्माः नैवात्मानं स्पृशन्त्यहो ॥५०६॥

उष्णं वा शीतं वा सुष्टु वा दुष्टु = ગરમ કે શીતલ , સારી કે નરસી કોઈ પણ વસ્તુનો
छायया स्पृष्टम् = મનુષ્યની છાયાને સ્પર્શ થતાં
तत् विलक्षणं पुरुषं यत् किञ्चित् = તે(છાયા)થી વિલક્ષણ એવા પુરુષને જરાપણ
न स्पृशति एव = સ્પર્શ થતો જ નથી.
साक्ष्यधर्माः विलक्षणं साक्षिणम् = (તેમ) સાક્ષ્યના ધર્મો વિલક્ષણ એવા સાક્ષીને
नसस्पृशन्ति = સ્પર્શ કરતા નથી.
गृहधर्माः प्रदीपवत् = (જેમ) ઘરના ધર્મો (સુંદરતા-મલિનતા વગેરે) દીવાને (સ્પર્શ કરતા નથી.)

| | |
|---|---|
| अहो | = (તેમ) આશ્ચર્ય છે કે |
| देहेन्द्रियमनोधर्माः | = શરીર, ઇન્દ્રિયો અને મનના ધર્મો |
| अविकारं उदासीनम् | = અવિકારી અને ઉદાસીનવત |
| आत्मानं न एव स्पृशन्ति | = આત્માને સ્પર્શ કરતા જ નથી. |

જેવી રીતે મનુષ્યનો પડછાયો ઠંડા પાણીમાં પડવાથી મનુષ્ય સંકોચાતો નથી કે ઠંડક અનુભવતો નથી તથા પડછાયો જો ગરમીના દિવસોમાં તપેલી સડક ઉપર પડે તો મનુષ્ય દાઝતો નથી તેવી રીતે ગંદી ગટરમાં પડછાયો પડવાથી ન તો મનુષ્ય ગંદો થાય છે કે ચંદનના લાકડાં ઉપર પડવાથી મનુષ્ય ન તો સુગંધિત બને છે કારણ કે મનુષ્ય પડછાયાથી વિલક્ષણ તથા તેનો સાક્ષી છે. તેથી મનુષ્યને તો પડછાયાનો સ્પર્શ પણ નથી. જો પડછાયામાં થતા ફેરફાર મનુષ્યને લાગુ પડતા હોય તો તો પ્રાતઃકાળે અને સંધ્યા ટાણે સૂર્યના કિરણો ત્રાંસા પડવાથી પડછાયો ખૂબ લાંબો થાય છે અને તે જ પડછાયો ભર બપોરે સૂર્ય માથે હોય ત્યારે ટૂંકો થઈ જાય છે, છતાં મનુષ્યના શરીરમાં તેવા કોઈ ફેરફાર થતાં નથી. તે જ પ્રમાણે ઘરમાં રહેલો દીપક ઘરની દીવાલો, બારણાં, તથા દીવાલોમાં પડેલી તિરાડો અને સરસામાનનો સાક્ષી છે, છતાં ન તો ઘરમાં પડેલા એંઠવાડ કે ગંદકીથી દીપકને સૂગ આવે છે કે ન તો તે ઘરથી નાસવાનો પ્રયત્ન કરે છે. તે જ પ્રમાણે ઘરમાં નવા રંગરોગાન કરવાથી ન તો દીપક ખુશી અનુભવે છે કે ન તો તેને પોતાના ઉત્સવ જેવું કંઈ જણાય છે. કારણ કે દીપક તો ઘરમાં થતી તમામ પ્રવૃત્તિનો સાક્ષી છે અને તેથી સાક્ષ્યના કે ઘરના ધર્મોનો દીપક ઉપર ન તો કોઈ પ્રભાવ પડે છે કે ન તેની અસર થાય છે. કારણ કે સાક્ષી હંમેશા સાક્ષ્યથી જુદો, ન્યારો અને અસંગી હોય છે.

આ પ્રમાણે જેમ પડછાયાથી મનુષ્ય જુદો છે અને ઘરથી ઘરનો સાક્ષી દીપક ન્યારો છે તે જ પ્રમાણે શરીર, ઇન્દ્રિયો અને મનના ધર્મો તથા કર્મો આત્માને પણ સ્પર્શ કરી શકતા નથી કારણ કે શરીર હૃદયસ્થ આત્મા

માટે ઘર સમાન છે અને ઇન્દ્રિયો તથા મન આદિ બારીબારણાં જેવાં છે. આત્મચૈતન્ય તો દેહરૂપી ઘરમાં રહેલો તટસ્થ, નિષ્પક્ષ, અસંગી સાક્ષી માત્ર છે. તેથી શરીરાદિના કોઈ પણ પ્રકારના પરિવર્તન કે વિકારોથી આત્મામાં ન તો કોઈ ફેરફાર થાય છે કે વિકારરૂપી પરિવર્તન જણાય છે.

(છંદ-ઉપજાતિ)

रवेर्यथा कर्मणि साक्षीभावो
वह्नेर्यथा वाऽयसि दाहकत्वम् ।
रज्जोर्यथाऽऽरोपितवस्तुसङ्ग-
स्तथैव कूटस्थ चिदात्मनो मे ॥५०७॥

यथा रवेः = જેમ સૂર્યનો
कर्मणि साक्षीभावः = કર્મમાં સાક્ષીભાવ છે,
यथा वा वह्नेः = જેમ અગ્નિનું
अयसि दाहकत्वम् = લોઢામાં દાહકત્વ છે,
रज्जोः यथा = દોરીને જેમ
आरोपित–वस्तुसङ्गः = કલ્પિત વસ્તુ (સાપ)નો જેવો સંગ છે,
तथा एव = તેમ જ
मे कूटस्थ चिदात्मनः = મારો કૂટસ્થ (અને) ચૈતન્યરૂપ આત્માનો (વિષયો સાથેનો સંબંધ છે.)

(છંદ-ઇન્દ્રવજ્રા)

कर्ताऽपि कारयिताऽपि नाहं
भोक्ताऽपि वा भोजयिताऽपि नाहम् ।
दृष्टाऽपि वा दर्शयिताऽपि नाहं
सोऽहं स्वयंज्योतिरनीदृगात्मा ॥५०८॥

अहं कर्ता अपि कारयिता = હું કર્તા કે કામ કરાવનાર

अपि न =પણ નથી
अहं भोक्ता अपि वा भोजयिता = હું ભોગવનાર તેમજ ભોગવાવનાર
अपि न =પણ નથી.
अहं दृष्टा अपि वा दर्शयिता = હું જોનાર તેમજ બતાવનાર
अपि न =પણ નથી.
अहम् =(પણ) હું તો
सः अनीदृक् स्वयं ज्योतिः =તે સૌથી વિલક્ષણ સ્વયં પ્રકાશ
आत्मा =આત્મા (છું.)

સૂર્ય કર્મથી, અગ્નિ લોઢાથી અને દોરી સર્પથી અસંગ છે તથા તેમના સાક્ષીરૂપે રહેલા છે. સંસારના લોકોના કોઈ પણ કર્મ સાથે સૂર્યને સંબંધ હોતો નથી. આકાશમાં વાદળાંની દોડવાની ક્રિયાનો સંબંધ પણ સૂર્યમાં જોવા મળતો નથી કારણ કે સૂર્યને વાદળ સાથે કે તેની ક્રિયા સાથે કોઈ નાતો-રિશ્તો નથી છતાં આકાશના વાદળાંની અને ધરતીના ભૂતમાત્રની ક્રિયાઓમાં સૂર્ય સાક્ષી અવશ્ય છે, પણ સંબંધી બેશક નથી. તેવી જ રીતે અગ્નિને કોઈ સંબંધ હોતો નથી. પરંતુ માત્ર સંસર્ગદોષના કારણે જ અગ્નિ જેવા ધર્મો લોખંડમાં દેખાય છે અને તેવો જ મિથ્યા સંબંધ દોરી અને સર્પ વચ્ચે છે. ભ્રાંતિરૂપી સર્પમાં જન્મ, જીવન અને નાશ જેવું જે કંઈ જણાય છે તેવી ઉત્પત્તિ, સ્થિતિ અને લયને દોરી સાથે કોઈ નિસ્બત કે સંબંધ નથી. છતાં જો દોરી અને સર્પ વચ્ચે કોઈ સંબંધ છે તેવું કહેવું જ હોય તો તેવા સંબંધને આધ્યાસિક સંબંધ કહેવામાં આવે છે. તે જ પ્રમાણે હે ગુરુદેવ! મારા અસંગ, અવિકારી, કૂટસ્થ સાક્ષી આત્માને ઇન્દ્રિયોના કર્મો સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ હોઈ શકે નહીં.

વાસ્તવમાં હું ન તો કર્મ કરનાર કર્તા છું કે ન તો કર્મનો નિયંતા, કર્મ કરાવનાર છું. તે જ ન્યાયે હું ન તો કર્મનું ફળ ભોગવનાર ભોક્તા છું કે ન તો કર્મના ફળને ભોગવાવનાર કર્મફળદાતા છું. આમ, ન તો કર્મનું નિયંત્રણ કરનારો કે ન તો ઇન્દ્રિયભોગનું નિયંત્રણ કરનારો છું. નથી હું

કોઈનો દૃષ્ટા, દૃષ્ટિ પ્રદાન કરનારો કે દૃષ્ટિનો પ્રેરક. વાસ્તવમાં હું તો કર્તા, કારયિતા; ભોક્તા અને ભોગ્યપ્રેરક; દૃષ્ટા અને દૃષ્ટિનો પ્રેરક; એ સૌથી વિલક્ષણ અને સ્વયંપ્રકાશ ચૈતન્યરૂપે રહેલો છું.

(છંદ–ઉપજાતિ)

चलत्युपाधौ प्रतिबिम्बलौल्य–
मौपाधिकं मूढधियो नयन्ति ।
स्वबिम्बभूतं रविवद्विनिष्क्रियम्
कर्ताऽस्मि भोक्ताऽस्मि हतोऽस्मि हेति ॥५०९॥

| | |
|---|---|
| चलति उपाधौ | = (જળરૂપી) ઉપાધિનું હલનચલન થતાં |
| मूढधियः | = મંદ બુદ્ધિવાળાઓ |
| औपाधिकम् | = ઉપાધિમાં પડેલાં |
| प्रतिबिम्बलौल्यम् | = પ્રતિબિમ્બની ચંચળતાને |
| नयन्ति | = (બિમ્બરૂપ સૂર્યમાં) કલ્પે છે. |
| कर्ता अस्मि भोक्ता अस्मि | = (તેવી રીતે) 'હું કરનાર છું', 'હું ભોગવનાર છું', |
| हा हतः अस्मि इति | = અરે!'હું મરી ગયો',એમ (ઉપાધિના ધર્મોને) |
| रविवत् विनिष्क्रियम् | = સૂર્યની જેમ નિષ્ક્રિય |
| स्वबिम्बभूतम् | = બિમ્બસ્વરૂપ આત્મામાં (કલ્પે છે.) |

(છંદ–અનુષ્ટુપ)

जले वाऽपि स्थले वाऽपि लुठत्वेष जडात्मकः ।
नाहं विलिप्ये तद्धर्मैः घटधर्मैः नभो यथा ॥५१०॥

| | |
|---|---|
| यथा घटधर्मैः | = જેમ ઘટના ધર્મોથી |
| नभः | = આકાશ (લેપાતું નથી તેમ) |

एषः जडात्मकः = આ જડસ્વરૂપ દેહ
जले वा अपि, स्थले वा अपि = જળમાં અગર જમીન ઉપર ગમે ત્યાં
लुठतु = આળોટે (તો પણ)
अहं तत्-धर्मैः = હું તેના ધર્મોથી
न विलिप्ये = લેપાતો નથી.

જેવી રીતે મંદ બુદ્ધિવાળા અજ્ઞાનીઓ જળરૂપી ઉપાધિમાં પડેલા સૂર્યના પ્રતિબિંબને જળના હલનચલનથી પ્રતિબિંબમાં જે હલનચલન દેખાય છે તે હલનચલન કે ક્રિયાઓને સૂર્ય જેવા બિંબનું હલનચલન કે ક્રિયા માની લે છે પરંતુ વાસ્તવમાં સૂર્યમાં તો કોઈ ક્રિયાઓ હોતી નથી તેવી રીતે આત્મસ્વરૂપે હું રવિવત કે સૂર્યવત નિષ્ક્રિય છું, બિંબસ્વરૂપે રહેલો છું, તેથી અંતઃકરણરૂપી જળમાં હું કર્તા, હું ભોક્તા કે હું હણાયો તેવી જે છાપ ઉપસી આવે છે તે મારા પ્રતિબિંબ જેવા શરીર કે અહંકારની હોઈ શકે, મારી કદાપિ નહીં. છતાં મંદ બુદ્ધિવાળા મૂઢ લોકો આત્મા જ કર્તા, ભોક્તા અને હણાય તેવો છે, તેવું માની લે છે. આમ, મંદ બુદ્ધિવાળા અજ્ઞાનીઓ જ અહંકાર કે શરીરાદિ અનાત્માના ધર્મોનો આરોપ આત્મા ઉપર કરે છે. છતાં જેમ ઘડાના ધર્મોથી ઘટાકાશ લેપાતું નથી અર્થાત્ ઘડો ફૂટવાથી ઘટાકાશ નષ્ટ થતું નથી. તેમ આ જડસ્વરૂપ દેહ જળ અગર જમીન પર ગમે ત્યાં આળોટે તો પણ મુજ અસંગ આત્માને શરીરના ધર્મોનો કોઈ લેપ લાગતો નથી. હું તો ધર્મ, ક્રિયા કે જન્મ અને મૃત્યુ જેવા વિકારોથી વિલક્ષણ છું.

(છંદ-ઉપજાતિ)

कर्तृत्वभोक्तृत्वखलत्वमत्तता-
जडत्वबद्धत्वविमुक्ततादयः ।
बुद्धेर्विकल्पा न तु सन्ति वस्तुतः
स्वस्मिन् परे ब्रह्मणि केवलेऽद्वये ॥५११॥

कर्तृत्व–भोक्तृत्व–खलत्व– = કર્તાપણું, ભોક્તાપણું, શાઠ્ય(શઠપણું)
मत्तता–जडत्व–बद्धत्व– = ઉન્મત્તપણું, જડતા, બંધન,(અને)
विमुक्ततादयः = મોક્ષપ્રાપ્તિ વગેરે
बुद्धेः विकल्पाः = બુદ્ધિની કલ્પનાઓ
वस्तुतः = વાસ્તવિક રીતે (પરમાર્થતઃ)
केवले अद्वये परे ब्रह्मणि = એક જ, અદ્વિતીય પરબ્રહ્મ સ્વરૂપ
स्वस्मिन् = મારામાં (આત્મામાં)
न तु सन्ति = છે જ નહીં.

(છંદ–આર્યા)

सन्तु विकाराः प्रकृतेर्दशधा शतधा सहस्रधा वाऽपि ।
किं मेऽसङ्गचितेस्तैर्न घनः क्वचिदम्बरं स्पृशति ॥૫૧૨॥

घनः क्वचित् = (જેમ) વાદળું કોઈ વખતે પણ
अम्बरम् न स्पृशति = આકાશને સ્પર્શ કરતું નથી. (તેવી રીતે)
प्रकृतेः = માયાના
दशधा शतधा सहस्रधा वा = દસ પ્રકારના, સો પ્રકારના અગર હજાર પ્રકારના
अपि विकाराः सन्तु = પણ વિકારો ભલે થાય(પણ)
मे असङ्गचितेः = મને અસંગ ચૈતન્યસ્વરૂપને
तैः किम् = તેનાથી શું?

મુજ એક, અદ્વિતીય પરબ્રહ્મમાં કર્તૃત્વ, ભોક્તૃત્વ, ખલત્વ, ઉન્મત્તત્વ, જડત્વ, બદ્ધત્વ કે મુક્તિ આદિ જે કંઈ જણાય છે તે સર્વ બુદ્ધિની કલ્પના માત્ર જ છે, કલ્પનાથી અતિરિક્ત કંઈ જ નથી. ઉપરોક્ત સર્વ પ્રકારના દ્વંદ્વ કે ભેદ, મુજ અસંગ આત્મામાં કદાપિ હોઈ શકે નહીં.

જેવી રીતે વાદળાંને ક્યારેય આકાશનો સ્પર્શ નહોતો તેમ શરીર

ઇન્દ્રિયાદિ કે તેમના કર્મોનો કોઈ પણ સંજોગોમાં મુજ અસંગ ચૈતન્યરૂપી આત્માને સ્પર્શ હોઈ શકે નહીં. પછી ભલેને માયાના દસ પ્રકારના, સો પ્રકારના અગર હજાર પ્રકારના વિકારો થાય, છતાં મારે તેવા વિકારો કે ઇન્દ્રિયાદિના સંબંધો સાથે કોઈ પ્રકારની લેવડ-દેવડનો સંબંધ હોઈ શકે નહીં.

(છંદ-શાલિની)

अव्यक्तादिस्थूलपर्यन्तमेतद्
विश्वं यत्राभासमात्रं प्रतीतम् ।
व्योमप्रख्यं सूक्ष्ममाद्यन्तहीनम्
ब्रह्माद्वैतं यत्तदेवाहमस्मि ॥५१३॥

यत्र = જેમાં
अव्यक्तादि स्थूलपर्यन्तम् = અવ્યક્તથી આરંભી સ્થૂળ દેહ સુધીનું
एतद् विश्वम् = આ આખું વિશ્વ
आभास मांत्रं प्रतीतम् = આભાસરૂપે જ પ્રતીત થાય છે.
व्योमप्रख्यं सूक्ष्मम् = (તે) આકાશ જેવું સૂક્ષ્મ (તથા)
आद्यन्तहीनम् = આદિ અને અન્ત વગરનું
यत् = જે
अद्वैतं ब्रह्म = અદ્વિતીય બ્રહ્મ છે
तत् एव अहं अस्मि = તે જ હું છું.

(છંદ-શાલિની)

सर्वाधारं सर्ववस्तुप्रकाशं
सर्वाकारं सर्वगं सर्वशून्यम् ।
नित्यं शुद्धं निश्चलं निर्विकल्पम्
ब्रह्माद्वैतं यत्तदेवाहमस्मि ॥५१४॥

यत् सर्वाधारम् = જે સૌનો આધાર

| | |
|---|---|
| सर्ववस्तुप्रकाशम् | = દરેક વસ્તુને પ્રકાશનાર |
| सर्वाकारम् | = સર્વરૂપ |
| सर्वगम् | = સર્વવ્યાપી |
| सर्वशून्यम् | = સર્વથી રહિત, |
| नित्यं शुद्धं निश्चलम् | = નિત્ય, શુદ્ધ, નિશ્ચલ |
| निर्विकल्पम् | = નિર્વિકલ્પ (અને) |
| अद्वैतं ब्रह्म | = અદ્વિતીય બ્રહ્મ છે |
| तत् एव अहं अस्मि | = તે જ હું છું. |

અવ્યક્ત માયાથી શરૂ કરી સ્થૂળદેહ સુધીનું આખું જગત આભાસરૂપે જેમાં પ્રતીત થાય છે તે આકાશ જેવું વ્યાપક અને સૂક્ષ્મ, અનાદિ અને અનંત, સૌનો આધાર તથા પ્રકાશક, નિત્ય, શુદ્ધ અને નિશ્ચલ, વિકલ્પ તથા ભેદરહિત સર્વવ્યાપી છતાં સર્વથી રહિત એવું જે અદ્વિતીય બ્રહ્મ છે તે હું જ છું.

બ્રહ્મ તરીકે હું સર્વવ્યાપી અવશ્ય છું છતાં કોઈનો મને સ્પર્શ કે સંગ નથી. કારણ કે મુજથી સર્વ કાંઈ જડ અને અસત છે જ્યારે હું સૌનું ચૈતન્ય અને સતરૂપી અધિષ્ઠાન છું. ભ્રાંત સર્પમાં જ્યાં જ્યાં સર્પ છે ત્યાં ત્યાં દોરી અવશ્ય સર્વવ્યાપક છે, છતાં ભ્રાંતિજન્ય હોવાથી હું જગતમાં વ્યાપ્ત ખરો પરંતુ જગતના કોઈ પણ નામ અને આકાર સાથે મારે સંગ કે સંબંધ નથી. તેથી સર્વવ્યાપી હોવા છતાં હું સર્વથી શૂન્ય છું. "सर्वाकारं सर्वगं सर्वशून्यं अहं अस्मि ।"

(છંદ–શાલિની)

यत् प्रत्यस्ताशेषमायाविशेषं
प्रत्येक्रूपं प्रत्ययागम्यमानम् ।
सत्यज्ञानानन्तमानन्दरूपं
ब्रह्माद्वैतं यत् तदेवाहमस्मि ॥५१५॥

यत् = જે
प्रत्यस्ताशेषमायाविशेषम् = માયાના સમસ્ત ભેદ વગરનું
प्रत्यक्-रूपम् = પ્રત્યગાત્મારૂપ
प्रत्ययागम्यमानम् = બુદ્ધિથી ન સમજી શકાય એવું
सत्य = સત્ય,
ज्ञानानन्तम् = જ્ઞાન અને અનંતસ્વરૂપ,
आनन्दरूपम् = આનંદરૂપ
यत् = જે
अद्वैतं ब्रह्म = અદ્વિતીય બ્રહ્મ છે.
तत् एव अहं अस्मि = તે જ 'હું' છું.

(છંદ-અનુષ્ટુપ)

निष्क्रियोऽस्म्यविकारोऽस्मि निष्कलोऽस्मि निराकृतिः ।
निर्विकल्पोऽस्मि नित्योऽस्मि निरालम्बोऽस्मि निर्द्वयः ॥५१६॥

निष्क्रियः अस्मि = હું ક્રિયા વગરનો છું,
अविकारः अस्मि = વિકાર વગરનો છું,
निष्कलः अस्मि = હું અવયવ વગરનો છું,
निराकृतिः = મને કોઈ આકાર નથી,
निर्विकल्पः अस्मि = હું નિર્વિકલ્પ છું,
नित्यः अस्मि = હું નિત્ય છું
निरालम्बः = આશ્રય વગરનો (અને)
निर्द्वयः अस्मि = અદ્વિતીય છું.

(છંદ-અનુષ્ટુપ)

सर्वात्मकोऽहं सर्वोऽहं सर्वाऽतीतोऽहमद्वयः ।
केवलाऽखण्डबोधोऽहमानन्दोऽहं निरन्तरः ॥५१७॥

अहं सर्वात्मकः = હું બધાનો આત્મા,
अहं सर्वः = હું સર્વરૂપ
अहं सर्व–अतीतः = સર્વથી પર
अहं अद्वयः = હું અદ્વિતીય,
केवल अखण्डबोधः = કેવલ અખંડ જ્ઞાનસ્વરૂપ
निरन्तरः आनन्दः अहम् = (અને) નિરંતર આનંદરૂપ હું (છું.)

માયાના સર્વભેદથી રહિત, અંતરાત્મા કે સૂત્રાત્મા તરીકે સૌમાં રહેલો, બુદ્ધિથી અગમ્ય, સત્ય, જ્ઞાન, અનંત અને આનંદસ્વરૂપ, નિષ્ક્રિય, અવિકારી, નિરવયવી, નિરાકાર, અભેદ, નિત્ય, આલંબન રહિત એવો હું, ભૂતમાત્રનો આત્મા હોઈ, સર્વમાં રહેલો હોવાથી સર્વરૂપ પણ છું અને સર્વથી નિર્લેપ હોવાથી સર્વથી પર પણ છું.

આવી રીતે સર્વમાં હોવા છતાં કોઈમાં પણ નથી અર્થાત્ સર્વ કાંઈ આરોપરૂપે મુજમાં અગર હું સર્વને સત્તા અને સ્ફૂર્તિ પ્રદાન કરનાર અધિષ્ઠાન હોવાથી અવશ્ય સર્વ રૂપ હોઈ શકું. પરંતુ, ભૂતમાત્ર વાસ્તવિક રીતે મુજમાં નથી, છતાં આરોપરૂપે રહેલાં હોઈ, હું આરોપથી પર, સૂક્ષ્મ અને મુક્ત હોઈ, સર્વથી પર પણ છું. આમ, હું કેવળ અખંડ બોધસ્વરૂપ તથા કોઈ પણ પ્રકારના દેશ, કાળના અંતરહિત નિરંતર આનંદસ્વરૂપ, અદ્વિતીય આત્મતત્ત્વ છું.

(છંદ-ઉપજાતિ)

स्वाराज्यसाम्राज्यविभूतिरेषा
भवत्कृपाश्रीमहिमप्रसादात् ।
प्राप्ता मया श्रीगुरवे महात्मने
नमो नमस्तेऽस्तु पुनर्नमोऽस्तु ॥५१८॥

भवत् कृपाश्री– =આપની કૃપારૂપી સંપત્તિ અને

महिमप्रसादात् =મહિમાના પ્રસાદથી
मया एषा =મારા દ્વારા આ
स्वाराज्य–साम्राज्य–विभूतिः =સ્વારાજ્ય-સામ્રાજ્યની વિભૂતિ (સમૃદ્ધિ)
प्राप्ता =પ્રાપ્ત કરાઈ છે.
ते महात्मने श्रीगुरवे =આપશ્રી મહાત્મા શ્રીગુરુદેવને
नमः नमः अस्तु =નમસ્કાર, નમસ્કાર હો,
पुनः नमः अस्तु =પુનઃ પુનઃ નમસ્કાર હો.

(છંદ-શિખરિણી)

महास्वप्ने मायाकृतजनिजरामृत्युगहने
भ्रमन्तं क्लिश्यन्तं बहुलतरतापैरनुदिनम् ।
अहङ्कारव्याघ्रव्यथितमिममत्यन्तकृपया
प्रबोध्य प्रस्वापात् परमवितवान् मामसि गुरो ॥५१६॥

गुरो = હે ગુરુદેવ,
मायाकृतजनिजरामृत्यु–गहने = માયા રચિત જન્મ, જરા, મૃત્યુરૂપી અતિ ભયંકર
महास्वप्ने = મોટા સ્વપ્નમાં
भ्रमन्तम् = ભ્રમણ કરતો,
बहुलतरतापैः अनुदिनं क्लिश्यन्तम् = અનેક પ્રકારનાં દુઃખોથી રોજ ક્લેશ પામતો,
अहङ्कारव्याघ्रव्यथितं इमम् = (તથા) અહંકારરૂપી વાઘથી ત્રાસ પામતો,
मां अत्यन्तकृपया = મને અત્યંત કૃપા કરીને
प्रस्वापात् प्रबोध्य = અજ્ઞાનરૂપી મહાનિદ્રામાંથી જગાડી
परं अवितवान् असि = આપે મારું સારી રીતે રક્ષણ કર્યું છે.

(છંદ-અનુષ્ટુપ)

नमस्तस्मै सदेकस्मै कस्मैचिन्महसे नमः ।
यदेतद्विश्वरूपेण राजते गुरुराज ते ॥५२०॥

गुरुराज = હે ગુરુરાજ!
सदेकस्मै तस्मै नमः = કેવલ સત્યસ્વરૂપ આપને નમસ્કાર હો.
यत् एतद् विश्वरूपेण राजते = જે આ વિશ્વરૂપે વિરાજમાન છે(તે)
कस्मैचित् महसे ते = અવર્ણ્ય તેજ સ્વરૂપ આપને
नमः = નમસ્કાર હો.

હે ગુરુદેવ! આપની કૃપારૂપી સંપત્તિ અને મહિમારૂપી પ્રસાદ દ્વારા મેં આ સ્વારાજ્ય તથા સામ્રાજ્યની વિભૂતિ અર્થાત્ અલૌકિક વૈભવરૂપી સમૃદ્ધિ પ્રાપ્ત કરી છે. તથા માયાએ ઉત્પન્ન કરેલા જન્મ, જરા, મૃત્યુ જેવા અતિ ભયંકર મહાન સ્વપ્નમાં ભ્રમણ કરતો મને આપે અટકાવ્યો છે. હું તો અનેક પ્રકારનાં દુઃખોથી તપ્ત થઈ દુઃખી થતો હતો અને અહંકારરૂપી વાઘથી જીવનભર અત્યંત ત્રાસ પામ્યો હતો. આપના અનુગ્રહે જ મને અહંકારરૂપી વાઘના પંજામાંથી મુક્ત કર્યો છે અને મારા ત્રિવિધ તાપનું શમન કર્યું છે આપની કૃપાદૃષ્ટિએ જ મને અજ્ઞાનરૂપી મહાનિદ્રામાંથી જગાડી મારું રક્ષણ કર્યું છે, મને વિનાશથી બચાવ્યો છે.

હે દુઃખભંજક! મોહવિનાશક! જીવનરક્ષક! ગુરુરાજ આપ તો કેવળ સત્સ્વરૂપ છો. આપનું જ તેજ આ સમગ્ર વિશ્વરૂપે વિલસી રહ્યું છે એવા આપના અવર્ણનીય, અપ્રમેય તેજને નમસ્કાર હો. હે મહાન સદ્ગુરુ! આપને મારા પુનઃ પુનઃ નમસ્કાર હો, વંદન હો, પ્રણિપાત હો.

પ્રણામ અને પ્રણિપાતની દિવ્ય પરંપરાથી અલંકૃત થયેલા શિષ્યે, પોતાનું સર્વ કાંઈ સમર્પણ કરવાની ઇચ્છાથી સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યા અને સંકેત કર્યો કે જે આઠે આઠ અંગો આપના ચરણોમાં નમી પડયાં છે તે સર્વ અંગો સહિત આપને આ ક્ષણથી સમર્પિત છું. હવેથી મારા હાથ આપની

સેવા માટે તત્પર રહેશે, મારા પગ આપ ચૈતન્યમૂર્તિની જ પરિક્રમા કરશે. મારી વાણી આપની જ સ્તુતિ અર્થે સક્રિય રહેશે, મારી બુદ્ધિ હવે સ્વતંત્ર રીતે કોઈ પણ નિર્ણય કદાપિ લેશે નહીં. માટે જ આપના નિમ્નતર અંગ જેવા ચરણમાં મારા ઉત્કૃષ્ટ અંગ જેવું શિર હું ઝુકાવું છું, તેને શ્રીફળ સમજી સ્વીકારજો. હવે હું ઉપાધિરૂપે મારો રહ્યો નથી અને છતાં આપની સેવાસુશ્રુષા માટે નિત્ય તત્પર છું. આપની જ્ઞાનાગ્નિ જેવી પરમ પવિત્ર દૃષ્ટિમાં મેં મારા અહંકારની આહુતિ આપી છે તેથી હવે તો આપ જ મારા જીવનરથના સારથિ છો. જ્યાં ઇશારો કરશો ત્યાં આ ઉપાધિ પ્રતિક્રિયા વિના ચાલી જશે યા તો ઉપાધિના શેષ સમય સુધી આપ કહેશો તેમ સ્થગિત થશે. પરંતુ તેને પોતાને નથી હવે કોઈ દિશા કે રસ્તાઓ, નથી કોઈ ગંતવ્ય સ્થાન કે ધારેલું કોઈ લક્ષ્ય. છતાં જે કોઈ લક્ષ્ય હોય, પ્રયત્ન હોય, દિશા હોય તે સર્વ કાંઈ આપના દિવ્ય ચરણકમળ પ્રત્યેની જ અવશેષ છે.

(છંદ-પુષ્પિતાગ્રા)

इति नतमवलोक्य शिष्यवर्यं
समधिगतात्मसुखं प्रबुद्धतत्त्वम् ।
प्रमुदितहृदयः स देशिकेन्द्रः
पुनरिदमाह वचः परं महात्मा ॥५२१॥

| | | |
|---|---|---|
| इति | = | આ પ્રમાણે |
| समधिगतात्मसुखम् | = | આત્મારૂપી સુખ પ્રાપ્ત કરેલા, |
| प्रबुद्धतत्त्वम् | = | તથા તત્ત્વબોધ સંપાદન કરેલા |
| शिष्यवर्यम् | = | ઉત્તમ શિષ્યને |
| नतं अवलोक्य | = | પ્રણામ કરતો જોઈને |
| प्रमुदितहृदयः | = | આનંદથી ઊભરાતા હૃદયથી |
| परं महात्मा सः | = | શ્રેષ્ઠ મહાત્મા એવા તે |
| देशिकेन्द्रः | = | ગુરુદેવ |

पुनः = ફરીથી
इदं वचः आह = આ વચન બોલ્યા.

## અંતિમ ઉપદેશ

શિષ્યની શ્રદ્ધાયુક્ત સત્યાનુભૂતિ દ્વારા સંતૃપ્ત થયેલા સદ્‌ગુરુ, પોતાના ચરણમાં ઝુકેલા, નમ્રતાની મૂર્તિ જેવા, સમર્પિત શિષ્યને નિહાળતા રહ્યા અને હર્ષોન્માદ દ્વારા મનોમન ગર્વ અનુભવવા લાગ્યા કે સંદેહમુક્ત અને શ્રદ્ધાયુક્ત થયેલો કોઈ પણ સતશિષ્ય થાય, શરણાગતિ સ્વીકારે, તો અવશ્ય આત્માનંદરૂપી સુખ મુજ સમક્ષ ઊભેલા શિષ્યની જેમ પ્રાપ્ત કરી શકે. મુજ શિષ્યને તત્ત્વબોધના ઉત્તમ શિખર ઉપર ઊભેલો જોઉં છું છતાં, તેની પ્રણામ કરતી મુખમુદ્રા આનંદથી મારા હૃદયને છલકાવી દે છે. તે શિષ્ય મારી અંતિમ વિદાય લે તે પૂર્વે મારે તેને જીવનના અમૂલ્ય સંકેતસૂત્રો પ્રદાન કરવા જ જોઈએ. એવું વિચારી સદ્‌ગુરુએ સંકેતસૂત્રોની વર્ષાનો પ્રારંભ કર્યો. આવી અંતિમ ઉપદેશવર્ષા જ ગ્રંથોનો ઉપસંહાર જણાય છે. પરંપરાગત શિક્ષણપ્રણાલિકાના અલિખિત આલેખ મુજબ, જેનો ઉપક્રમ કરવામાં આવ્યો હોય તેનો ઉપસંહાર થવો આવશ્યક છે અને તેમાં જ શાસ્ત્રની સૂત્રબદ્ધતાના દર્શન થાય છે. આમ, હવે પછીના પંચાવન શ્લોક દ્વારા શિષ્યને સદ્‌ગુરુ અંતિમ ઉપદેશની અમીવર્ષાથી તરબતર કરતા હોય અને પોતે જીવનસાર્થક્યની સંતૃપ્તિનો સાક્ષીભાવે આસ્વાદ લેતા હોય તેવું જણાય છે.

(છંદ-શાર્દૂલવિક્રીડિત)

ब्रह्मप्रत्ययसन्ततिर्जगदतो ब्रह्मैव सत् सर्वतः
पश्याध्यात्मदृशा प्रशान्तमनसा सर्वास्ववस्थास्वपि ।
रूपादन्यदवेक्षितुं किमभितश्चक्षुष्मतां विद्यते
तद्वद् ब्रह्मविदः सतः किमपरं बुद्धेर्विहारास्पदम् ॥५२२॥

सर्वासु अवस्थासु अपि = (હે શિષ્ય) તું બધી જ અવસ્થાઓમાં
प्रशान्तमनसा = અતિ શાંત મનથી (અને)

अध्यात्म–दृशा–पश्य = અધ્યાત્મદૃષ્ટિથી જો.
ब्रह्म एव सत् = ''બ્રહ્મ જ સત્ય છે. (સત્ય સ્વરૂપ છે)
अतः जगत् सर्वतः = તેથી આ જગત દરેક બાજુથી
ब्रह्मप्रत्ययसन्ततिः = બ્રહ્મની પ્રતીતિનો જ પ્રવાહ છે.
चक्षुष्मताम् = આંખવાળાઓને
अभितः रूपात् अन्यत् = સર્વત્ર રૂપ સિવાય અન્ય કઈ વસ્તુ
अवेक्षितुं किं विद्यते = જોવા યોગ્ય હોઈ શકે?
(તેમને રૂપ માત્ર દેખાય છે.)
तद्वत् ब्रह्मविदः = તેવી રીતે બ્રહ્મજ્ઞાનીની
बुद्धेः सतः अपरम् = બુદ્ધિને બ્રહ્મ સિવાય
विहारास्पदं किम् = બીજી કઈ વસ્તુ વિહારનું સ્થાન હોઈ શકે?
(કંઈ જ નહીં)

(છંદ–ઇન્દ્રવજ્રા)

कस्तां परानन्दरसानुभूति–
मृत्सृज्य शून्येषु रमेत विद्वान् ।
चन्द्रे महाह्लादिनि दीप्यमाने
चित्रेन्दुमालोकयितुं क इच्छेत् ॥५२३॥

महाह्लादिनि चन्द्रे दीप्यमाने = અત્યંત આનંદ આપનાર ચંદ્ર પ્રકાશતો હોય ત્યારે
चित्रेन्दुं आलोकयितुम् = ચિત્રમાં ચિતરેલા ચંદ્રને જોવા
कः इच्छेत् = કોણ ઇચ્છે? (કોઈ નહીં. તેવી રીતે)
कः विद्वान् = કયો વિદ્વાન
तां परानन्दरसानुभूतिम् = પરમ આનંદરસના અનુભવને
उत्सृज्य = ત્યજી દઈને
शून्येषु रमेत = બીજી અર્થહીન વસ્તુઓમાં રમણ કરે?

હે શિષ્ય! જેવી રીતે આંખવાળા મનુષ્યોને રૂપ કે આકાર સિવાય અન્ય કઈ વસ્તુ દૃશ્ય થાય છે? આંખ, રૂપ અને આકાર જોવા માટે જ પ્રમાણ મનાય છે તેથી રૂપ સિવાય આંખને કંઈ જ જણાય નહીં. શબ્દ, સ્પર્શ, સ્વાદ કે ગંધનું જ્ઞાન આંખને થઈ શકે નહીં અને રૂપ સિવાય આંખ કંઈ જોઈ શકે નહીં. તેવી જ રીતે બ્રહ્મજ્ઞાનીની સૂક્ષ્મબુદ્ધિ બ્રહ્મતત્ત્વને જાણવા માટે પ્રમાણ હોઈ, સ્થૂળબુદ્ધિવાળાને બ્રહ્મદર્શન થતું નથી પરંતુ સૂક્ષ્મબુદ્ધિવાળો બ્રહ્મ સિવાય અન્ય કઈ વસ્તુ જોઈ કે જાણી શકે? જ્ઞાનીની સૂક્ષ્મબુદ્ધિને તો બ્રહ્મ જ વિહાર અને વિલાસનું સ્થાન છે. તેથી હે શિષ્ય! બધી જ અવસ્થાઓમાં અતિશાંત મન દ્વારા આત્મા ઉપર દૃષ્ટિ રાખીને બ્રહ્મ જ સત્ય છે એમ જાણી, દરેક અવસ્થામાં આ જગત સર્વ દિશાઓમાંથી વહેતા બ્રહ્મપ્રતીતિના પ્રવાહ જેવું જ છે, એમ જાણ.

હે શિષ્ય! યાદ રાખ કે એવો કયો વિદ્વાન હશે કે જે પરમ આનંદરસના અનુભવનો ત્યાગ કરીને અન્ય અર્થહીન વસ્તુઓમાં પણ રમણ કરે? જો અત્યંત આનંદ પ્રદાન કરનાર શીતળ શશી આકાશમાં પ્રકાશતો હોય ત્યારે તેને ભૂલીને ચિત્રમાં ચિતરેલા ચંદ્રને જોવાની ઈચ્છા કોણ કરે?

અતીન્દ્રિય સુખના સાગર જેવા આત્માની પ્રાપ્તિ પછી આદિ અને અંતવાળા ક્ષણભંગુર વિષયસુખમાં જ્ઞાનીઓ કદાપિ રમણ કરતાં નથી.

(છંદ-ઉપજાતિ)

**असत्पदार्थानुभवे न किञ्चिन्**
**न ह्यस्ति तृप्तिर्न च दुःखहानिः ।**
**तदद्वयानन्दरसानुभूत्या**
**तृप्तः सुखं तिष्ठ सदात्मनिष्ठया ॥५२४॥**

**असत् पदार्थानुभवे** = મિથ્યા પદાર્થોનો અનુભવ કરવાથી
**किञ्चित्** = જરા પણ

| | |
|---|---|
| तृप्तिः न हि अस्ति | = તૃપ્તિ થતી જ નથી. |
| न च दुःखहानिः | = (તેમજ) દુઃખનો નાશ પણ થતો નથી. |
| तत् | = તેથી |
| अद्वयानन्दरसानुभूत्या | = અદ્વય બ્રહ્મના આનંદરસની અનુભૂતિથી |
| सदात्मनिष्ठया | = સદા આત્મામાં જ એકનિષ્ઠા કરી |
| तृप्तः सुखं तिष्ठ | = તૃપ્ત થઈને સુખથી રહે. |

(છંદ–અનુષ્ટુપ)

स्वयमेव सर्वथा पश्यन् मन्यमानः स्वमद्वयम् ।
स्वानन्दमनुभुञ्जानः कालं नय महामते ॥५२५॥

| | |
|---|---|
| महामते | = હે બુદ્ધિમાન! |
| सर्वथा | = સર્વ પ્રકારે (સર્વ સમયમાં અને સર્વ વસ્તુઓમાં) |
| स्वयं एव पश्यन् | = પોતાના આત્માને જ જોતો, |
| स्वं अद्वयं मन्यमानः | = પોતાને અદ્વિતીય માનતો અને |
| स्वानन्दं अनुभुञ्जानः | = આત્માનંદને વારંવાર ભોગવતો |
| कालं नय | = સમય વ્યતીત કર. |

હે શિષ્ય! અસત પદાર્થોનો અનુભવ કરવાથી લેશમાત્ર પણ તૃપ્તિ થતી નથી અને દુઃખનો નાશ પણ થઈ શકે તેમ નથી. તેથી અદ્વય બ્રહ્મના આનંદરસની અનુભૂતિ દ્વારા જ સદા સર્વદા આત્મામાં જ નિષ્ઠાવાન થઈને તૃપ્ત થા અને સુખનો અનુભવ કર. અર્થાત્ આનંદસ્વરૂપ આત્મામાં નિષ્ઠાવાન થયા વગર સુખ કે સંતૃપ્તિનો અનુભવ થઈ શકે તેમ નથી.

હે બુદ્ધિમાન શિષ્ય! સર્વ સમયમાં, સર્વ વસ્તુઓમાં, સર્વત્ર પોતાના આત્માના જ દર્શન કરતો રહે, પોતાને જ અદ્વિતીય, અભેદ માનતો રહે અને પોતાના નિજાનંદ આત્મસ્વરૂપમાં નિમગ્ન રહી, શેષ જે કંઈ સમય બચ્યો છે તે આત્મરમણ દ્વારા વીતાવતો રહે.

(છંદ-ઉપજાતિ)

अखंडबोधात्मनि निर्विकल्पे
विकल्पनं व्योम्नि पुरः प्रकल्पनम् ।
तदद्वयानन्दमयात्मना सदा
शान्तिं परामेत्य भजस्व मौनम् ॥५२६॥

अखण्डबोधात्मनि = અખંડ જ્ઞાનસ્વરૂપ અને
निर्विकल्पे = નિર્વિકલ્પમાં
विकल्पनम् = કોઈ પણ જાતની ભેદની કલ્પના કરવી તે
व्योम्नि = આકાશમાં
पुरः प्रकल्पनम् = નગરની કલ્પના કરવા જેવું છે.
तत् सदा = માટે નિરંતર
अद्वयानन्दमयात्मना = અદ્વિતીય આનંદ સ્વરૂપ
परां शान्तिं एत्य = પરમ શાન્તિ પ્રાપ્ત કરીને
मौनं भजस्व = મૌનને પ્રાપ્ત થા.

(છંદ-ઉપજાતિ)

तूष्णिमवस्था परमोपशान्ति-
र्बुद्धेरसत्कल्पविकल्पहेतोः ।
ब्रह्मात्मना ब्रह्मविदो महात्मनो
यत्राऽद्वयाऽऽनन्दसुखं निरंतरम् ॥५२७॥

असत् कल्पविकल्पहेतोः = અસત સંકલ્પ-વિકલ્પ કરાવનારી
बुद्धेः = બુદ્ધિની
ब्रह्मात्मना = બ્રહ્મભાવમાં સ્થિતિ (જ)
ब्रह्मविदः महात्मनः = બ્રહ્મજ્ઞાની મહાત્માની
तूष्णिं अवस्था = મૌન અવસ્થા છે (તે જ)

परमा उपशान्तिः = પરમ શાન્તિ છે.
यत्र निरंतरम् = જેમાં નિરંતર
अद्वयानन्दसुखम् = અદ્વિતીય આનંદસુખ છે.

(છંદ-અનુષ્ટુપ)

नास्ति निर्वासनान् मौनात् परं सुखकृदुत्तमम् ।
विज्ञातात्मस्वरूपस्य स्वानन्दरसपायिनः ॥५२८॥

विज्ञातात्मस्वरूपस्य = આત્માનું સ્વરૂપ જાણનાર
स्वानन्दरसपायिनः = (અને) આત્માનંદનો રસ પીનારને
निर्वासनात् = વાસના રહિત
मौनात् परम् = મૌનથી વધારે
उत्तमं सुखकृत् न अस्ति = સુખ આપનારું (બીજું કાંઈ) નથી.

હે શિષ્ય! અખંડ જ્ઞાનસ્વરૂપ અને સંકલ્પ-વિકલ્પ વિમુક્ત આત્મામાં કોઈ પણ જાતની ભેદયુક્ત કલ્પના કે વિકલ્પ જાણવો તે આકાશમાં નગરની કલ્પના કરવા જેવું છે. માટે અદ્વિતીય આત્મસ્વરૂપમાં સ્થિતિ કરી પરમ શાંતિને પ્રાપ્ત કર અને તે સિવાય અન્ય વિષયો પ્રત્યે મૌન ધારણ કર.

અસત સંકલ્પ-વિકલ્પ કરાવનારી બુદ્ધિની બ્રાહ્મી સ્થિતિ જ બ્રહ્મજ્ઞાની મહાત્માની મૌન અવસ્થા છે. તે જ પરમ શાંતિ કહેવાય છે. આવી નિરંતર શાશ્વત શાંતિમાં જ અદ્વિતીય આનંદસુખનો અનુભવ થાય છે.

તે માટે તું માત્ર કાષ્ઠમૌનની વાસના ત્યાગી દે. વાણીનું મૌન તો અપરિપક્વ બાળકો માટે છે. બુદ્ધિનું બ્રહ્મભાવમાં સ્થિત થઈ બ્રહ્મરૂપ થવું જ તાત્ત્વિક મૌન કહેવાય છે. આત્મજ્ઞાન સિવાયની સર્વ ઇચ્છાઓનું ઉપશમન થવું તથા ધર્મ, અર્થ અને કામની ઉપરામ થયેલી અવસ્થા જ તત્ત્વાર્થે મૌન અવસ્થા ગણાય છે, જેમાં વાસનાવંટોળ શમી જાય છે તથા ગ્રહણ-ત્યાગ,

સકામ કે નિષ્કામ જેવી સાપેક્ષતા કે દ્વંદ્વ પણ રહેતાં નથી. તેવી નિર્દ્વંદ્વ અને વિક્ષેપરહિત, કામનાશૂન્ય સ્થિતિ જ સાચું મૌન છે. તેવા તાત્ત્વિક મૌનમાં સ્થિતિ થવી એ જ શાશ્વત શાંતિનું અલૌકિક સુખ છે.

નિષ્કર્ષમાં, જેણે આત્માનું સ્વરૂપ અભેદભાવે જાણ્યું છે, આત્માનંદનો આસ્વાદ ચાખ્યો છે, એવા બ્રહ્મજ્ઞાની માટે વાસનારહિત સ્થિતિ જ તત્ત્વાર્થે મૌન અવસ્થા છે. તેવી મૌન સ્થિતિ સિવાય અન્ય કાંઈ પણ ઉત્કૃષ્ટ સુખનું સાધન નથી. માટે તું વાસનાશૂન્ય મૌનને ધારણ કરવાવાળો થા.

(છંદ-અનુષ્ટુપ)

गच्छंस्तिष्ठन्नुपविशञ्छयानो वाऽन्यथाऽपि वा ।
यथेच्छया वसेद् विद्वानात्मारामः सदा मुनिः ॥५२९॥

विद्वान् मुनिः = વિદ્વાન મુનિએ
गच्छन् तिष्ठन् उपविशन् = ચાલતાં, બેસતાં, ઊઠતાં,
शयानः वा अन्यथा अपि वा = સૂતા કે જાગતાં અથવા બીજી કોઈ પણ અવસ્થામાં
सदा यथेच्छया = સર્વદા ઇચ્છાપૂર્વક
आत्मारामः वसेत् = આત્મામાં રમણ કરતાં રહેવું

(છંદ-ઉપજાતિ)

न देशकालाऽऽसनदिग्यमादि-
लक्ष्याद्यपेक्षा प्रतिबद्धवृत्तेः ।
संसिद्धतत्त्वस्य महात्मनोऽस्ति
स्ववेदने का नियमाद्यपेक्षा ॥५३०॥

प्रतिबद्धवृत्तेः = જેની ચિત્તવૃત્તિ નિરંતર આત્મસ્વરૂપમાં લાગી રહેલી હોય તેવાને (અને)

संसिद्धतत्त्वस्य = જેને આત્મતત્ત્વની સિદ્ધિ થઈ
ગઈ હોય તેવા

महात्मनः = મહાત્માને

देश–काल–आसन–दिक् यमादि = દેશ, કાળ, આસન, દિશા, યમાદિ

लक्ष्यादि = અથવા કોઈ લક્ષ્ય વગેરેની

अपेक्षा न = આવશ્યકતા હોતી નથી. (કારણ કે)

स्ववेदने = પોતાને જાણવામાં

का नियमादि अपेक्षा अस्ति = કયા નિયમ વગેરેની અપેક્ષા છે?
(કોઈ નિયમની જરૂર નથી.)

(છંદ–અનુષ્ટુપ)

घटोऽयमिति विज्ञातुं नियमः कोन्वपेक्ष्यते ।
विना प्रमाणसुष्ठुत्वं यस्मिन् सति पदार्थधीः ॥५३१॥

अयं घटः इति = "આ ઘડો છે" એવું

विज्ञातुम् = જાણવા માટે

यस्मिन् सति = જેના હોવાથી

पदार्थधीः = પદાર્થબુદ્ધિ થાય તેવા
(ઘટાકાર બુદ્ધિવૃત્તિ થતાં ઘડાનું જ્ઞાન થાય છે.)

प्रमाणसुष्ठुत्वं विना = શ્રેષ્ઠ પ્રકારના પ્રમાણ વગર
(ઘડો જાણવા–અન્ય)

कः नु नियमः अपेक्ष्यते = કયા નિયમની જરૂર પડે?

સદ્‌ગુરુ અંતિમ સંકેતરૂપી ઉપદેશ આપતાં ત્રણ શ્લોક દ્વારા સ્પષ્ટ કરે છે કે જીવન્મુક્ત પુરુષને વિધિ કે નિષેધ જેવા કોઈ પણ સંસાર કે સમાજના નિયમ નડતા નથી તથા આશ્રમ, વર્ણાદિની કોઈ પણ પ્રકારની લક્ષ્મણરેખા તેને બંધનમાં નાંખી શકે તેમ નથી.

હે શિષ્ય! સદા યાદ રાખ, કે વિદ્વાન, વિચારશીલ મુનિએ હંમેશા ચાલતાં, બેસતાં, ઊઠતાં, સૂતાં, જાગતાં અથવા અન્ય કોઈ પણ અવસ્થામાં પોતાની ઇચ્છા પ્રમાણે આત્મામાં જ રમણ કરતાં રહેવું જોઈએ. કારણ કે જેની ચિત્તવૃત્તિ નિરંતર આત્મસ્વરૂપમાં લીન થયેલી હોય તથા જેને આત્મતત્ત્વની સિદ્ધિ પ્રાપ્ત હોય, એવા મહાત્માને દેશ, કાળ, આસન, દિશા, યમ આદિ અગર કોઈ વિશિષ્ટ લક્ષ્ય વગેરેની અપેક્ષા હોતી નથી. તો પછી આત્મજ્ઞાન બાદ કોઈ નિયમ વગેરેની અપેક્ષા શા માટે હોય?

વાસ્તવમાં તો, 'આ ઘડો છે', એવું જાણવા માટે તેમાં પદાર્થબુદ્ધિ અથવા ઘટાકાર બુદ્ધિવૃત્તિ થતાં જ્ઞાન થાય છે કે 'આ ઘડો છે.' આમ, પદાર્થબુદ્ધિરૂપી શ્રેષ્ઠ પ્રકારના પ્રમાણ સિવાય ઘડાના જ્ઞાન માટે શું કોઈ અન્ય નિયમની જરૂર પડે ખરી? તે જ પ્રમાણે જેને, 'હું બ્રહ્મ કે આત્મતત્ત્વ છું', એવા જ્ઞાનની સિદ્ધિ થઈ ચૂકી હોય તો હવે પોતાને જાણવા શું કોઈ અન્ય નિયમની આવશ્યકતા હોઈ શકે ખરી?

જેને આત્મતત્ત્વનું અપરોક્ષજ્ઞાન થયું હોય અને તેવા જ્ઞાન દ્વારા તે આત્મસાક્ષાત્કારરૂપી પરમસિદ્ધિને પ્રાપ્ત કરી જીવન્મુક્ત થયો હોય તેવા મહાત્માપુરુષને શેષ જીવન વીતાવવા કોઈ પવિત્ર સ્થળ કે દેશ જેવા કે નદીનો કિનારો, પર્વતની ગુફાઓ કે નિર્જન પ્રદેશમાં રહેવું જોઈએ તેવો નિયમ લાગુ પડતો નથી. તેણે બ્રહ્મમુહુર્તમાં ઊઠવું, અગર સંધિકાળે પૂજા-વંદના કે સંધ્યા કરવી, તેવા કાળના નિયમો પણ તેને બાંધતા નથી. બેસવા માટે અમુક પ્રકારના સિદ્ધાસન, પદ્માસન વગેરેમાં જ બેસવું એવા શાસ્ત્રના નિયમોથી બંધાયેલો, જીવન્મુક્ત હોઈ શકે નહીં. જો તેવા નિયમો જીવન્મુક્તને બંધનમાં રાખે, તો તો તેના જીવનની પવિત્રતા કે સ્વતંત્રતા તો નષ્ટ થશે જ, ઉપરાંત તેનું જીવન તળાવના બંધિયાર પાણી જેવું થઈ જશે અને લીલ અને કચરાથી ગંધાવા લાગશે. તેથી જીવન્મુક્તને ન હોઈ શકે અહિંસા, સત્ય, અસ્તેય આદિ યમોની લક્ષ્મણરેખા અગર ન હોઈ શકે ધારણા, ધ્યાન અને સમાધિ જેવા કોઈ લક્ષ્ય, કે જે લક્ષ્યની પ્રાપ્તિ માટે અમુક નિયમોની અપેક્ષા હોય. જેમ

'આ ઘડો છે' એવું જાણવા માટે માત્ર બુદ્ધિની વૃત્તિ ઘટાકાર થવી જોઈએ એટલું જ પર્યાપ્ત છે. જો બુદ્ધિની વૃત્તિ ઘટાકાર થઈ ઘડાને ઓળખી જાય અને ઘડાનું જ્ઞાન થાય, તો પછી ઘડાના સાક્ષાત્કાર માટે અન્ય કઈ વસ્તુની અપેક્ષા રહે? તે જ પ્રમાણે આત્મલાભરૂપી મહાન લાભની પ્રાપ્તિ બાદ જીવન્મુક્તને રહેતી નથી કોઈ નિયમની અપેક્ષા કે ન હોઈ શકે તેને વિધિનિષેધની લક્ષ્મણરેખા.

જીવન્મુક્તિના સંચિત અને આગામી કર્મ તો જ્ઞાનમાં ભસ્મીભૂત થયેલા છે અને પ્રારબ્ધને તો, જીવન્મુક્ત શરીરના તાદાત્મ્યને તોડીને કે શરીરમાં અજ્ઞાનકાળે રહેલી અહમ્ અને મમભાવની વૃત્તિને બાળી ઓળંગી ચૂક્યો છે તેથી જો જીવન્મુક્તને શરીર જેવું કંઈ નથી, તો પ્રારબ્ધ તો ક્યાંથી હોય? આમ, શરીર અને પ્રારબ્ધ વિનાના અસંગ નિર્લેપ આત્માને જગતનો કયો નિયમ અડી શકે કે બાંધી શકે? છતાં જો એવું માનીએ કે જીવન્મુક્તના શરીરને પ્રારબ્ધ હોય છે અને માટે જીવન્મુક્તનું શરીર પ્રારબ્ધપર્યંત જીવતું રહે છે, તો તેવું માનવામાં પણ જ્ઞાની કે જીવન્મુક્તને કોઈ પણ કર્મ કરવામાં કોઈ નિયમ આડે આવતો નથી. માટે જ આદિ શંકરાચાર્યજીએ પોતે સંન્યાસી હોવા છતાં પોતાની માતાના મૃતદેહનો અગ્નિસંસ્કાર કર્યો હતો. તેમને શરીરના કે આશ્રમના કોઈ પણ નિયમો બાંધી શકે તેમ નહોતા. કારણ કે શંકરાચાર્યજીની જ્ઞાનદૃષ્ટિમાં વર્ણ અને આશ્રમના નિયમો શરીરને લાગુ પડે, આત્માને કદાપિ નહીં. છતાં શંકરાચાર્યજી જેવા જીવન્મુક્તના શરીર દ્વારા જો અગ્નિ સંસ્કાર થયો હોય, તો પણ તેવા કર્મનું ફળ શાસ્ત્ર મુજબ તેમની નિંદા કરનારને મળે અગર જો તેમના શરીર દ્વારા પુણ્યકર્મ થયું હોય તો તેનું ફળ તેમના ભક્તો, શિષ્યો કે સેવા કરનારને મળે. પરંતુ સાક્ષાત્ બ્રહ્મ તરીકે જીવનારા શંકરાચાર્યજીને ન તો કર્મફળનો નિયમ નડે કે વર્ણાશ્રમના નિયમો અડી શકે. માટે જ મુનિઓએ હંમેશા સાક્ષીભાવે નિઃસંકોચ થઈ કર્મો કર્યાં છે અને કોઈ પણ કર્મ કરતા તેઓ ન તો વિધિ-નિષેધના નિયમોથી પાછા વળ્યા છે, અટક્યા છે કે ડર્યા છે. પરંતુ તેવા સૌ નિયમોને નેવે મૂકીને

જીવન્મુક્તોએ કર્તવ્યં કર્મ કર્યું છે. માટે જ ભક્ત પ્રહ્લાદે પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું અને ધર્મવિરોધી નિયમોની પરવા કર્યા વિના પરમાત્માના અમર સામ્રાજ્યમાં પોતાની ભક્તિ અભયતાથી ચાલુ રાખી. રામભક્ત વિભીષણે પાપી ભાઈનો અનાદર કર્યો અને ભગવાન રામના લઘુ બંધુ ભરતે માતાનો ત્યાગ કરવામાં કોઈ પણ નિયમની પરવા ન કરી. તે જ પ્રમાણે જ્ઞાની ભક્ત મીરાંએ પતિનો ત્યાગ કર્યો. આવા કોઈ પણ જ્ઞાની ભક્તોને આશ્રમ અને વર્ણના નિયમોનો અવરોધ જણાયો નથી. તો પછી આત્મસાક્ષાત્કાર કરેલા જીવન્મુક્તને તો આત્માની અપરોક્ષાનુભૂતિ પછી કયો નિયમ શા માટે કોઈ પણ કર્મ કરતાં રોકે, ટોકે કે અટકાવે અને જેને પ્રાપ્ત કરવાનું સર્વ કાંઈ આત્મપ્રાપ્તિમાં પ્રાપ્ત થઈ ચૂક્યું હોય, તો પછી તેવા કૃતકૃત્યને હવે શું પ્રાપ્ત કરવા કેવા નિયમની અપેક્ષા બચે?

(છંદ-અનુષ્ટુપ)

अयमात्मा नित्यसिद्धः प्रमाणे सति भासते ।
न देशं नाऽपि वा कालं न शुद्धिं वाऽप्यपेक्षते ॥५३२॥

प्रमाणे सति = (સૂક્ષ્મ બુદ્ધિ) પ્રમાણના હોવાથી
नित्यसिद्धः अयं आत्मा = નિત્ય સિદ્ધ આ આત્મા
भासते = જણાય છે
न देशं न अपि कालम् = (તે માટે) દેશની, કાળની
शुद्धिं वा अपि अपेक्षते न= કે શુદ્ધિની પણ અપેક્ષા રહેતી નથી.

(છંદ-અનુષ્ટુપ)

देवदत्तोऽहमित्येतद् विज्ञानं निरपेक्षकम् ।
तद्वद्ब्रह्मविदोऽप्यस्य ब्रह्माहमिति वेदनम् ॥५३३॥

अहं देवदत्तः इति = (જેમ) હું દેવદત્ત છું એવું
एतत् विज्ञानम् = આ જ્ઞાન

निरपेक्षकम् = કોઈ અપેક્ષા વગરનું છે.
तद्वत् = તેવી રીતે
अस्य ब्रह्मविदः अपि = આ બ્રહ્મજ્ઞાનીને પણ
अहं ब्रह्म इति = 'હું બ્રહ્મ છું' એવું
वेदनम् = જ્ઞાન (નિરપેક્ષ છે.)

જેવી રીતે ઘડાને જાણવા બુદ્ધિની ઘટકાર વૃત્તિ પ્રમાણ મનાય છે તે જ પ્રમાણે સૂક્ષ્મ બુદ્ધિ દ્વારા આત્મતત્ત્વ જાણી શકાય છે માટે સૂક્ષ્મ બુદ્ધિ આત્મજ્ઞાન માટે શ્રુતિજન્ય પ્રમાણ છે.

"दृश्यते त्वग्र्यया बुद्ध्या सूक्ष्मया सूक्ष्मदर्शीभिः ।"

(કઠોપનિષદ-૧/૩/૧૨)

"સૂક્ષ્મ તત્ત્વને જોનારા પુરુષોથી જ સ્વયંની તીવ્ર અને સૂક્ષ્મ બુદ્ધિથી જ (આ આત્મા) જોઈ શકાય છે." તેમ છતાં જ્યારે આત્મતત્ત્વનું અભેદજ્ઞાન થાય છે ત્યારે ત્યાં ન તો સૂક્ષ્મ બુદ્ધિ હોય છે કે ન તો શુદ્ધ મન હોય છે. જ્ઞાનકાળે તો જ્ઞાન, જ્ઞાતા અને જ્ઞેયની ત્રિપુટીનો બાધ થાય છે. આમ મન, બુદ્ધિ અને ઉપરોક્ત જ્ઞાનાદિ ત્રિપુટીના અભાવમાં પણ આત્મા પોતે જ પોતા દ્વારા પ્રકાશે છે કારણ કે આત્મા નિત્ય સિદ્ધ અને સ્વયંપ્રકાશિત હોવાથી તેને બુદ્ધિ આદિ પ્રમાણોની અપેક્ષા પોતાને સિદ્ધ કરવા માટે હોતી નથી. તેથી જ અત્રે સ્પષ્ટ કર્યું છે કે આત્માની સિદ્ધિ માટે કે આત્માને પ્રગટ થવા માટે દેશ-કાળના કોઈ નિયમોની, શરીરશુદ્ધિની અપેક્ષા રહેતી નથી. કારણ કે આત્મા તો સાધનનિરપેક્ષ જ જાણી શકાય છે.

જે કંઈ સાધન દ્વારા સાધ્ય થાય તે કદાપિ નિત્ય હોઈ શકે નહીં, કારણ કે "જે કંઈ સાધ્ય છે તે સર્વ અનિત્ય હોય છે." "यत् साध्यं तत् अनित्यं इति ।" વાસ્તવમાં તો આત્મા દેશ-કાળમાં થતાં પ્રયત્નથી કે સાધનની મદદથી ઉત્પન્ન થતો નથી કે પ્રાપ્ત કરી શકાતો નથી. આત્મા તો પ્રાપ્ત જ છે, સ્વયંસિદ્ધ જ છે. પ્રયત્ન કે સાધન તો માત્ર અજ્ઞાનનું આવરણ નિવૃત્ત કરવા માટે જ વપરાય છે. આત્માની સાબિતી માટે કે

સિદ્ધિ માટે નહીં. આત્માને પ્રકાશિત કરવા માટે પણ સાધન, નિયમ કે દેશ-કાળની અગર શરીરશુદ્ધિ જેવા પવિત્ર કાર્યોની અપેક્ષા રહેતી નથી.

જેમ 'હું દેવદત્ત છું', એવું સમજવા માટે કોઈ વિશેષ પ્રમાણની આવશ્યકતા નથી તેમ બ્રહ્મજ્ઞાનીને 'હું બ્રહ્મ છું', એવા જ્ઞાન માટે કોઈ વિશેષ પ્રમાણની અપેક્ષા હોતી નથી.

(છંદ-અનુષ્ટુપ)

**भानुनेव जगत् सर्वं भासते यस्य तेजसा ।**
**अनात्मकमसत्तुच्छं किं नु तस्यावभासकम् ॥५३४॥**

भानुना इव = સૂર્યની જેમ
यस्य तेजसा = જેના તેજથી (જ્ઞાનરૂપ પ્રકાશથી)
सर्वम् = સર્વ
अनात्मकं-असत्-तुच्छम् = અનાત્મા, મિથ્યા અને તુચ્છ
जगत् = જગત
भासते = ભાસે છે
तस्य = તેને (આત્માને)
अवभासकम् = પ્રકાશનારું
किं नु = શું હોઈ શકે? (કંઈ નહીં.)

(છંદ-અનુષ્ટુપ)

**वेदशास्त्रपुराणानि भूतानि सकलान्यपि ।**
**येनार्थवन्ति तं किं नु विज्ञातारं प्रकाशयेत् ॥५३५॥**

वेद-शास्त्र-पुराणानि = ચાર વેદો, ન્યાય વગેરે છ શાસ્ત્રો અને અઢાર પુરાણો (તેમજ)
सकलानि अपि भूतानि = આકાશ, વાયુ, તેજ, જલ, પૃથ્વી બધાં ભૂતમાત્ર પણ

| | |
|---|---|
| येन अर्थवन्ति | = જેને લીધે સાર્થક થાય છે, |
| तं विज्ञातारम् | = એ વિજ્ઞાતાને |
| किं नु प्रकाशयेत् | = બીજું શું પ્રકાશિત કરી શકે? (કંઈ નહીં) |

જેમ સૂર્યથી સઘળું જગત પ્રકાશે છે, તેમ આત્માથી જ આ જડ, અસત, તુચ્છ, જગત પ્રકાશિત થાય છે. તદુપરાંત, ચાર વેદ, ન્યાયાદિ છ શાસ્ત્રો, અઢાર પુરાણો, આકાશાદિ પંચમહાભૂત તથા તેથી ઉત્પન્ન થયેલાં ભૂતમાત્ર, જેના લીધે સાર્થક થાય છે, અર્થાત્ સત્તા અને સ્ફૂર્તિ પ્રાપ્ત કરી ચેતનવંતા બને છે, તેવા સૌ પરપ્રકાશિત કે આત્માથી જ સાર્થક થનારાં, શું આત્માને પ્રકાશિત કરી શકે ખરાં? અરે! આશ્ચર્ય છે કે સૌના પ્રકાશક અર્થાત્ સૌના વિજ્ઞાતાને-જાણનારને, તેનાથી અન્ય પ્રકાશનાર કે જાણવાવાળો હોઈ શકે ખરો? જે સૌનો જ્ઞાતા છે, તેનો જ્ઞાતા તેનાથી અન્ય ન હોઈ શકે. જેમ સૂર્યને જાણવા અન્ય પ્રકાશ કે દીપકની જરૂર નથી, તેમ આત્મા સ્વયં સૌને જાણે છે, જણાવે છે અને સ્વયંજ્યોતિ હોવાથી અન્યથી પ્રકાશિત નથી.

(છંદ-ઉપજાતિ)

एषः स्वयंज्योतिरनन्तशक्तिः
आत्माऽप्रमेयः सकलाऽनुभूतिः ।
यमेव विज्ञाय विमुक्तबन्धो
जयत्ययं ब्रह्मविदुत्तमोत्तमः ॥५३६॥

| | |
|---|---|
| एषः आत्मा | = આ આત્મા |
| स्वयं ज्योतिः | = સ્વયં પ્રકાશ |
| अनन्तशक्तिः | = અનંત શક્તિ-સામર્થ્યવાળો; |
| अप्रमेयः | = અપ્રમેય |
| सकलानुभूतिः | = સર્વ અનુભવસ્વરૂપ |
| यं एव विज्ञाय | = જેને જ પૂર્ણ રીતે જાણીને (જાણવાથી) |

विमुक्तबन्धः अयम् = સંસારના બંધનમાંથી છૂટી ગયેલો આ
ब्रह्मविदुत्तमोत्तमः = બ્રહ્મજ્ઞાનીઓમાં સર્વોત્કૃષ્ટ બ્રહ્મજ્ઞાનીનો
जयति = જયજયકાર થાય છે.

(છંદ–ઉપજાતિ)

न खिद्यते नो विषयैः प्रमोदते
न सज्जते नापि विरज्यते च ।
स्वस्मिन् सदा क्रीडति नन्दति स्वयम्
निरन्तरानन्दरसेन तृप्तः ॥५३७॥

निरन्तरानन्दरसेन तृप्तः = નિરંતર આનંદરસથી તૃપ્ત
न खिद्यते = તે (બ્રહ્મજ્ઞાની) ખેદ પામતો નથી
विषयैः न प्रमोदते = (કે) (સાનુકૂળ) વિષયો પ્રાપ્ત થતાં હરખાઈ જતો નથી,
न सज्जते च = નથી આસક્ત થતો કે
विरज्यते अपि न = વિરાગ પામતો પણ નથી.
स्वयं स्वस्मिन् सदा क्रीडति = (તે તો) પોતે પોતાનામાંજ રમતો રહે છે. (અને)
नन्दति = આનંદ માણતો રહે છે.

(છંદ–અનુષ્ટુપ)

क्षुधां देहव्यथां त्यक्त्वा बालः क्रीडति वस्तुनि ।
तथैव विद्वान् रमते निर्ममो निरहं सुखी ॥५३८॥

बालः = (જેવી રીતે) બાળક
क्षुधां देहव्यथाम् = ભૂખ અને શરીરમાં થતી પીડા
त्यक्त्वा = વિસરી જઈને

वस्तुनि क्रीडति = (રમવાની) વસ્તુમાં રમ્યા કરે છે.
तथा एव = તેવી જ રીતે
विद्वान् = બ્રહ્મજ્ઞાની
निर्ममः = મમત્વબુદ્ધિ વગરનો (અને)
निरहम् = અહંકાર વગરનો (થઈને)
सुखी = સુખપૂર્વક
रमते = (આત્મામાં જ) રમણ કરે છે.

સંસારબંધનથી મુક્ત થયેલો જીવન્મુક્ત જ બ્રહ્મજ્ઞાનીઓમાં અર્થાત્ પરોક્ષજ્ઞાનવાળા પંડિતોમાં કે શાસ્ત્રવેત્તા જેવા શ્રોત્રિય વિદ્વાનોમાં સર્વોત્કૃષ્ટ છે તે તો આત્મરમણમાં જ તૃપ્ત છે, તેથી તેને દેહના દુઃખનું કે શરીરની ભૂખનું સ્મરણ સતાવતું નથી. જેમ રમતમાં મગ્ન બાળક પડે છતાં દુઃખનું સ્મરણ ન રહેતાં ઊભો થઈ પુનઃ રમત શરૂ કરે છે, તથા રમતની મસ્તીમાં તેને ભૂખ, તરસ કે સ્નેહીની યાદ સતાવતી નથી, તેવું જીવન્મુક્તનું સમજવું. નિજાનંદી મસ્તી જેવી કશ્તિના સાથમાં તેને સર્વસ્વનું વિસ્મરણ છે. અર્થાત્ પોતાના 'સ્વ'સ્વરૂપનું તે વિશેષરૂપે થયેલું સ્મરણ છે. તત્ત્વાર્થે તો નિષ્ઠાપૂર્વકના આત્મરમણમાં જ અનાત્માનું વિસ્મરણ અનુસ્યૂત છે.

(છંદ-શાર્દૂલવિક્રીડિત)

चिन्ताशून्यमदैन्यभैक्षमशनं पानं सरिद्वारिषु
स्वातंत्र्येण निरंकुशा स्थितिरभीर्निद्रा स्मशाने वने ।
वस्त्रं क्षालनशोषणादिरहितं दिग्वास्तु शय्यामही
सञ्चारो निगमान्तवीथिषु विदां क्रीडा परे ब्रह्मणि ॥५३६॥

विदां अशनम् = બ્રહ્મજ્ઞાનીઓનું ભોજન
चिन्ताशून्यं अदैन्यम् = ચિંતા અને દીનતા વગરનું
भैक्षम् = ભિક્ષામાં મળેલું હોય છે.

सरित् वारिषुपानम् = નદીઓના જળથી જળપાન કરે છે.
स्वातंत्र्येण निरंकुशा स्थितिः = સ્વતંત્રપણે અને નિરંકુશપણે તેઓ રહે છે.
अभीः = ભય રહિત થઈ
स्मशाने वने निद्रा = સ્મશાનમાં કે જંગલમાં ઊંઘે છે.
क्षालनशोषणादि रहितं वस्त्रम् = ધોયા-સૂકવ્યા વગરનાં તેઓના વસ્ત્રો હોય છે.
दिक् वा अस्तु = અગર દિશાઓમાં તેમના વસ્ત્ર હોય છે.
मही शय्या = જમીન એમની શય્યા છે.
निगमान्तवीथिषु सञ्चारः = વેદાંતરૂપી ગલીઓમાં તેઓનું હરવું-ફરવું હોય છે.
परे ब्रह्मणि क्रीडा = તેમની ક્રીડા પરબ્રહ્મમાં હોય છે.

જીવન્મુક્ત જ્ઞાની આત્મવિસ્મરણમાં સંતાય છે અને આત્મસ્મરણમાં ક્રીડા કરવા જાગે છે. તેમનું ક્રીડાસ્થાન ક્ષણભંગુર, અલ્પજીવી વિષયો નહીં પરંતુ પરબ્રહ્મ જ હોય છે માટે નિત્ય નિરંતર ક્રીડા કરતા વેદાંતરૂપી ગલીઓમાં તેઓનું આવાગમન રહે છે અને વેદાંતવાક્યો તેમનું આશ્રયસ્થાન બને છે. અનંત રત્નોથી પરિપૂર્ણ વસુન્ધરા જ તેઓની સુંવાળી શૈય્યા છે અને દિશાઓજ તેમના વસ્ત્ર છે, છતાં જેને ધોવા ન પડે કે સૂકવવાં ન પડે તેવા વલ્કલાદિ જેવાં વસ્ત્રો ધારણ કરવામાં તેમને કોઈ સંકોચ હોતો નથી. કારણ કે તત્ત્વાર્થે તો તેવા બ્રહ્મજ્ઞાનીઓ નથી પીતામ્બર કે શ્વેતાંબરધારી, નથી તેઓ દિગમ્બર કે પંચમહાભૂતોના દેહરૂપી વસ્ત્રો ધારણ કરનાર, પરંતુ નિત્ય નિરંતર ચૈતન્યરૂપી વસ્ત્રોથી લપેટાયેલા રહી, ચિદંબર થઈ, સર્વત્ર વિહાર કરતાં હોય છે. ભૌતિક વસ્ત્રો ન તેમને ઢાંકી શકે કે ન તો નગ્ન રાખી શકે. વસ્ત્રો તો ઉપાધિના અલંકારો છે અને બ્રહ્મજ્ઞાની તો નિરુપાધિક અને નિરલંકૃત છે. આમ, જેને દેહરૂપી વસ્ત્ર નથી કે ભૌતિક વસ્ત્રોનો જેને સ્પર્શ નથી તેને શું લૂંટાઈ જવાનો ભય હોય? માટે તેવા સૌ

અભય થઈ સ્મશાન કે અરણ્યમાં નિદ્રાધીન થાય છે અને નિરંકુશપણે સ્વતંત્રતાપૂર્વક ધારે તે સ્થળે નિવાસ કરે છે અને ઇચ્છે ત્યાં વિહાર કરે છે, સરિતાના નિર્મળ જળનું પાન કરે છે, અન્નની ચિંતાથી નિશ્ચિંત થઈ બ્રહ્માનંદમાં રમણ કરે છે. તથા દયા કે ઉપકાર વગર ભિક્ષામાં જે કંઈ અન્ન મળે તેનું ભોજન કરે છે. આમ, સમગ્ર સૃષ્ટિના સંગમાં રહી જીવનવ્યવહાર ચલાવે છે છતાં વ્યષ્ટિ કે સૃષ્ટિ સાથે ના તેમને સંબંધ છે, સ્નેહ છે કે ના કોઈમાં અનુરાગ છે. તેથી સમૂહમાં હોવા છતાં એકાંતમાં છે અને એકલા એકાંતમાં, ઐક્યદૃષ્ટિમાં રહેવા છતાં, સમગ્ર બ્રહ્માંડરૂપી વસ્ત્રને બાથમાં લઈ વૈરાગ્યસુંદરીના સાથમાં નિરંતર આત્મસ્મરણરૂપી ક્રીડામાં નિમગ્ન રહે છે.

(છંદ-ઉપજાતિ)

विमानमालम्ब्य शरीरमेतद्
भुनक्त्यशेषान् विषयानुपस्थितान् ।
परेच्छया बालवदात्मवेत्ता
योऽव्यक्तलिङ्गोऽननुषक्तबाह्यः ॥५४०॥

अव्यक्तलिङ्गः = અજ્ઞાત ચિહ્નવાળો
यः आत्मवेत्ता = તે આત્મજ્ઞાની
एतत् शरीरं विमानं आलम्ब्य = આ શરીરને અભિમાન રહિત થઈ ધારણ કરે છે તથા
परेच्छया = બીજાઓની ઇચ્છાથી
उपस्थितान् अशेषान् विषयान् = મળેલા સમસ્ત વિષયોને
बालवत् भुनक्ति = બાળકની જેમ ભોગવે છે. (છતાં)
अननुषक्त बाह्यः = બહારની વસ્તુઓમાં આસક્ત થતો નથી.

(एतद् शरीरं विमानं आलम्ब्यः विगतः मानः यस्मिन् कर्मणि यथा स्यात् तथा तत् विमानम्)

"શરીરમાં 'અહં'ભાવ કે 'મમ'ભાવ રહિત થઈ, શરીરને અભિમાન વગર ધારણ કરવું, તે શરીરને વિમાન સાથે ધારણ કરવા બરાબર છે."

(છંદ-ઉપજાતિ)

दिगम्बरो वापि च साम्बरो वा
त्वगम्बरो वापि चिदम्बरस्थः ।
उन्मत्तवद्वापि च बालवद् वा
पिशाचवद् वापि चरत्यवन्याम् ॥५४१॥

| | |
|---|---|
| चिदम्बरस्थः | = ચૈતન્યરૂપ વસ્ત્ર ધારણ કરતો (આ મહાપુરુષ) |
| दिगम्बरः वा अपि च | = કોઈક વાર વસ્ત્રહીન દશામાં હોય છે, |
| साम्बरः वा | = તો કોઈક વાર વસ્ત્રયુક્ત હોય છે, |
| त्वगम्बरः वा अपि | = કોઈક વાર મૃગચર્માદિ ધારણ કરતો હોય છે, |
| उन्मत्तः वा अपि च | = તો કોઈક વાર ગાંડા માણસની જેમ |
| बालवत् वा | = અગર તો બાળકની જેમ રહે છે. |
| पिशाचवत् अपि वा | = વળી ક્યારેક ભૂતની જેમ પણ |
| अवन्यां चरति | = ભૂમિ પર વિચરે છે. |

સહજ અને સ્વાભાવિક આત્મક્રીડા કરનારો જ્ઞાની મહાપુરુષ આ શરીરને અભિમાન રહિત થઈ ધારણ કરે છે અર્થાત્ શરીરમાં અહંભાવ કે મમભાવ ત્યાગી દઈ, શરીરનું અવલંબન સ્વીકારે છે અને તે જ કારણે અન્યની ઇચ્છાથી મળેલા સમસ્ત વિષયોને બાળકની જેમ પ્રતિક્રિયા વિના સહજ રીતે ભોગવે છે. એમ, જ્ઞાનીના ભોગમાં પણ બાળકની નિઃસ્પૃહા અગર જ્ઞાનીનો સાક્ષીભાવ જણાય છે. આમ છતાં જ્ઞાનીના અવ્યક્ત લિંગ, લક્ષણો કે ચિહ્નો કંઈ બહારથી સ્પષ્ટ રીતે જણાતા નથી. કોઈ પણ બાહ્ય પદાર્થોમાં તેની આસક્તિ પણ વ્યક્ત થયેલી જણાતી નથી. માટે જ જ્ઞાનીની

પરખ મેળવવી મુશ્કેલ છે અને તેનું જ્ઞાન જાણવું તે તો અતિવિકટ અને દુષ્કર કાર્ય છે. માટે મુમુક્ષુએ તેવા આત્મઘાતી પ્રયાસથી સદાય દૂર રહેવું જોઈએ તથા ભ્રમર જેમ ગુણગ્રાહી થવામાં જ જીવનની સાર્થકતા સમજવી જોઈએ. કારણ કે બાહ્ય આચાર, વર્તન કે વાણીના માપદંડ દ્વારા જો જ્ઞાનીને ખોળવા નીકળીશું તો જાતે જ ગુમનામ થવાશે અને ભ્રાંતિના વમળમાં ડૂબકાં ખાતાં રહીશું છતાં પણ ન તો જ્ઞાનીનો પરિચય થશે કે ન તેની જ્ઞાનદૃષ્ટિના કૃપાપાત્ર થઈ શકાશે. કોઈ વાર જ્ઞાની દિગંબરરૂપે દેખા દેશે, તો કોઈ વાર વસ્ત્રો પરિધાન કરેલો જોવા મળશે. કોઈ વાર મૃગચર્મ આદિથી અલંકૃત જણાતો, વાચાળ જણાશે તો કોઈ વાર ઉન્મત્ત અવસ્થામાં મૂઢ જેમ મૂંગો દેખાશે. પોતાની સ્વતંત્રતામાં ઇચ્છે તેમ વિહાર કરતો, પિશાચવત કે ભૂત, પ્રેત જેવો દેખાશે, તો કોઈ વાર બાળક જેમ નિખાલસ વર્તતો જણાશે. આમ, જ્ઞાનીના વ્યક્ત થયેલા કોઈ વિશેષ લક્ષણો કે ચિહ્નો હોતાં નથી. તેથી જ્ઞાનીને વિશેષણો, લક્ષણો કે વ્યાખ્યામાં બાંધી શકાય નહિ.

(છંદ–અનુષ્ટુપ)

कामान्नी कामरूपी सञ्चरत्येकचरो मुनिः ।
स्वात्मनैव सदा तुष्टः स्वयं सर्वात्मना स्थितः ॥५४२॥

| | |
|---|---|
| स्वयं स्वात्मना एव सदा तुष्टः | = પોતે પોતાના આત્મામાં જ સદા સંતુષ્ટ (અને) |
| सर्वात्मना स्थितः | = સર્વરૂપ સ્થિત |
| मुनिः | = મુનિ |
| कामान्नी | = ઇચ્છાનુસાર ભોજન કરતો |
| कामरूपी | = મનમાન્યું રૂપ ધારણ કરતો |
| एकचरः | = એકલો |
| संचरति | = વિહાર કરે છે. |

(છંદ-શિખરિણી)

क्वचिन्मूढो विद्वान् क्वचिदपि महाराजविभवः
क्वचिद् भ्रान्तः सौम्यः क्वचिदजगराचारकलितः ।
क्वचित् पात्रीभूतः क्वचिदवमतः क्वाप्यविदितः
चरत्येवं प्राज्ञः सततपरमानन्दसुखितः ॥५४३॥

सतत–परमानन्दसुखितः = (આવો) નિત્ય પરમાનન્દથી સુખી
प्राज्ञः = બ્રહ્મવેત્તા
क्वचित् मूढः क्वचित् विद्वान् = ક્યારેક મૂર્ખ અને ક્યારેક વિદ્વાન,
अपि महाराजविभवः = વળી, ક્યારેક મહારાજાના જેવો વૈભવી.
क्वचित् भ्रान्तः क्वचित् सौम्यः = કોઈ વાર ભ્રાન્ત, કોઈ વાર શાન્તચિત્ત,
अजगराचारकलितः = કોઈ વાર અજગરના જેવો આચારવાળો,
क्वचित् पात्रीभूतः = કોઈ વાર સન્માનિત તો
क्वचित् अवमतः = કોઈ વાર અપમાનિત થયેલો,
क्व अपि अविदितः = ક્યારેક અજાણ્યો રહીને
चरति एव = ફર્યા કરે છે.

(છંદ-અનુષ્ટુપ)

निर्धनोऽपि सदा तुष्टोऽप्यसहायो महाबलः ।
नित्यतृप्तोऽप्यभुञ्जानोऽप्यसमः समदर्शनः ॥५४४॥

निर्धनः अपि सदा तुष्टः = બ્રહ્મજ્ઞાની નિર્ધન હોય છતાં સદા સંતોષી
असहायः अपि महाबलः = કોઈની સહાય વગરનો છતાં મહાબળવાન,
अपि नित्यतृप्तः अभुञ्जानः = જમે નહીં છતાં નિત્યતૃપ્ત,

अस‍मः अपि समदर्शनः = સર્વત્ર (જેના સમાન કોઈ નથી તેવો) અસમાન છે. છતાં સમાનદૃષ્ટિવાળો (થઈને વિચરતો હોય છે.)

આત્મજ્ઞાની પૂર્વે જણાવ્યું છે તેમ કોઈ બંધની નહેર જેમ નિયંત્રિત થઈને વિહાર કે વર્તન કરતો નથી. પરંતુ સ્વચ્છંદી, સ્વતંત્ર સરિતાની જેમ ફાવે ત્યાં કૂદતો, દોડતો થોભ્યા વગર ચાલ્યો જાય છે પછી તેને પોતાના પંથમાં સરિતા જેમ નથી કોઈ વિઘ્નોની ચિંતા કે નથી કોઈ નિયંત્રણની પરવા. ઇચ્છે તો સરિતા જેમ જળપ્રપાત થઈ પડે છે અને ધારે તો કોઈ એકાંત સ્થળમાં સરોવર જેમ સ્થિર થાય છે અને પુનઃ એકાંતથી ઉત્થાન પામી ચાલવા લાગે છે. આમ, સર્વત્ર વિહાર કરતો, સ્વતંત્રતાપૂર્વક આહાર, વિહાર અને વિચાર કરતો વિચરણ કર્યા કરે છે છતાં પોતાના આત્મસ્વરૂપમાં સંતુષ્ટ અને સ્થિત હોવાથી પોતાની ઉપાધિની પ્રતિષ્ઠા, માનહાનિ વગેરેની લેશમાત્ર સરિતા જેમ પરવા કરતો નથી. માટે જ ફાવે તેવું વર્તન કરે, ફાવે તેવાં વસ્ત્રો ધારણ કરે કે ન કરે, ચીથરેહાલ પણ દેખાય અને મહારાજાધિરાજ જેવો વૈભવી પણ જણાય. પોતાની સહજ પ્રગટેલી જ્ઞાનજ્યોતિ દ્વારા પ્રતિષ્ઠા અને આદરને પાત્ર પણ બને છે. નિત્ય પ્રવૃત્તિશીલ પણ જણાય અગર અજગર જેમ નિષ્ક્રિય થઈ શરીરને પ્રારબ્ધને હવાલે કરી, શરીરની ભૂખ-તરસની ચિંતા છોડી, પ્રમાદીઓના સરદાર જેવો મહામૂઢ પણ જણાય. તે સરિતાની જેમ પોતાના સ્વભાવમાં અચળ રહી નામ-રૂપની ચિંતાથી વિમુક્ત થાય છે અને અભયતાથી સ્વચ્છંદતાપૂર્વક વર્તે છે. સરિતાને સાગરમાં ભળી જવાથી નામરૂપની ચિંતા હોતી નથી તેમ જ્ઞાની તો જીવતા જ ચૈતન્યસાગરમાં કૂદી ઉપાધિના સર્વ ધર્મો ત્યાગી ચૂક્યો છે તેથી તે તો નામ-રૂપ, પ્રતિષ્ઠા કે નિંદા જેવા ધર્મોથી નિશ્ચિંત બન્યો હોય, તેમાં તો લેશમાત્ર આશ્ચર્ય નથી.

જીવન્મુક્ત બ્રહ્મવેત્તા નિર્ધન હોવા છતાં પોતે પોતાનામાં સંતુષ્ટ હોય છે અને તે જ તેની સાચી સમૃદ્ધિ છે. મોટા ભાગે લોકો ધનવાન હોવા

છતાં અસંતુષ્ટ અને પાર વગરની વાસનાના બોજથી લદાયેલા હોવાથી જીવનભર ધનવાન રહીને પણ સમૃદ્ધિને સ્પર્શ કરી શકતા નથી. જ્યારે ધનવાન થવાની ઇચ્છામાત્રના ત્યાગથી જ જ્ઞાની નિર્ધન છતાં સમૃદ્ધ બને છે. આવી સમૃદ્ધિને વરેલો જ્ઞાની સૈન્યબળ, સત્તાબળ, વિત્તબળથી વંચિત હોવા છતાં મૃત્યુ જેવા ભયને મહાત કરવાથી મહાબળવાન બને છે અને કોઈની સહાય કે આશ્રય ન હોવા છતાં અભયતાને પ્રાપ્ત થાય છે. એટલું જ નહીં, પરંતુ ભૂતમાત્રને અભય, અભેદ તત્ત્વવાળા માની સૌમાં સમાનદૃષ્ટિવાળો થઈ વિહાર કર્યા કરે છે.

(છંદ-અનુષ્ટુપ)

अपि कुर्वन्नकुर्वाणश्चाभोक्ता फलभोग्यपि ।
शरीर्यप्यशरीर्येषः परिच्छिन्नोऽपि सर्वगः ॥५४५॥

एषः = આ (જ્ઞાની)
कुर्वन् अपि अकुर्वाणः च = સર્વે કાર્યો કરતો છતાં કાંઈ નહીં કરનારો અને
फलभोगी अपि अभोक्ता = ફળ ભોગવતો હોવા છતાં ફળનો ભોક્તા નહીં (એવો)
शरीरी अपि अशरीरी = દેહધારી હોવા છતાં વિદેહી-દેહ વગરનો
परिच्छिन्नः अपि सर्वगः = એક દેશમાં રહેતો હોવા છતાં સર્વગામી છે.

(છંદ-અનુષ્ટુપ)

अशरीरं सदा सन्तमिमं ब्रह्मविदं क्वचित् ।
प्रियाप्रिये न स्पृशतस्तथैव च शुभाशुभम् ॥५४६॥

सदा अशरीरम् = સદા શરીરના અભિમાન વગરના
इमं सन्तं ब्रह्मविदम् = આ સન્તકોટીના બ્રહ્મજ્ઞાનીને
क्वचित् = કોઈ પણ વખતે

प्रिय–अप्रिये तथैव च = પ્રિય કે અપ્રિયનો, તેમજ
शुभ–अशुभम् = શુભ કે અશુભનો
न स्पृशतः = સ્પર્શ થતો નથી.

(છંદ-ઉપજાતિ)

स्थूलादिसम्बन्धवतोऽभिमानिनः
सुखं च दुःखं च शुभाशुभे च ।
विध्वस्तबन्धस्य सदात्मनो मुनेः
कुतः शुभं वाऽप्यशुभं फलं वा ॥५४७॥

स्थूलादिसम्बन्धवतः = સ્થૂળ આદિ શરીરોમાં સંબંધવાળા (અભિમાનવાળા)
अभिमानिनः = દેહાભિમાનીને
सुखं च दुःखं च = સુખ અને દુઃખ,
शुभाशुभे च = અને શુભ અશુભ પણ જણાય છે (પરંતુ)
विध्वस्तबन्धस्य = જેનું બંધન નષ્ટ થયું છે
सदात्मनः = એવા સત્સ્વરૂપ
मुनेः = મુનિને
शुभं वा अशुभं कुतः = શુભ કે અશુભ કર્મ ક્યાં?
फलं अपि वा = કે (કર્મનું) ફળ કેવું?

(છંદ-અનુષ્ટુપ)

तमसा ग्रस्तवद्भानादग्रस्तोऽपि रविर्जनैः ।
ग्रस्त इत्युच्यते भ्रान्त्या ह्यज्ञात्वा वस्तुलक्षणम् ॥५४८॥
तद्वद्देहादिबन्धेभ्यो विमुक्तं ब्रह्मवित्तमम् ।
पश्यन्ति देहिवन्मूढाः शरीराभासदर्शनात् ॥५४९॥

वस्तुलक्षणं हि अज्ञात्वा = વાસ્તવિક હકીકત સમજમાં ન આવવાથી જ

रविः अग्रस्तः अपि = સૂર્ય (રાહુથી) ગળાયેલ ન હોવા છતાં
तमसा ग्रस्तवत् भानात् = અંધારાને લીધે ગળાયેલા જેવો જણાયાથી
जनैः भ्रान्त्या ग्रस्त इति उच्यते = લોકો ભ્રાંતિથી કહે છે કે "(સૂર્ય રાહુથી) ગ્રસ્ત થયો છે."
तद्वत् = તેવી રીતે
मूढाः = (અજ્ઞાની) મૂઢ લોકો
शरीराभासदर्शनात् = (બ્રહ્મજ્ઞાનીના) આભાસમાત્ર શરીરને જોઈને
देहादि–बन्धेभ्यः विमुक्तम् = દેહાદિ બંધનોથી છૂટી ગયેલા
ब्रह्मवित्तमम् = ઉત્તમ બ્રહ્મજ્ઞાનીને
देहिवत् पश्यन्ति = દેહધારી જેવો સમજે છે.

બ્રહ્મજ્ઞાની કાર્ય કરે છે છતાં કર્મ, ફળ કે કર્તા–ભોક્તાને સ્પર્શ કરતો નથી. એક સ્થળે રહેતો હોય તેવું લાગે છે છતાં આત્મભાવે સર્વદેશીય હોઈ, સર્વ સમયે સર્વ દેશમાં હાજરાહજૂર હોય છે. શુભ–અશુભ આદિ કોઈ પણ દ્વંદ્વનો તેને સંગ નથી અને તે જ ન્યાયે સ્થૂળ–સૂક્ષ્મ જેવા શરીરો સાથે પણ તેને લેશમાત્ર સંબંધ નથી, તો દેહના બંધનથી સગપણ ક્યાં અને ભ્રાંતિરૂપી દેહના બંધનથી છૂટવા પ્રયત્ન કેવો? આમ, વાસ્તવિકતામાં તો જ્ઞાની નિત્યમુક્ત જ છે. છતાં જ્ઞાનીની નિત્યમુક્તિથી અજ્ઞેય અને અજ્ઞાત મૂઢજનો જેમ સૂર્યને રાહુથી ગળાયેલો કે ગ્રસિત માને છે તેમ જ્ઞાનીના શરીરને અને તેના બાહ્ય વર્તનનું અવલોકન કરીને તેને સંસારબંધનથી બંધાયેલો કે દેહાદિની આસક્તિથી જકડાયેલો સામાન્ય દેહધારી મનુષ્ય જ માને છે. કારણ કે તેવા અલ્પમતિવાળા અવિવેકી પોતાનું નિરીક્ષણ કરી, પોતાના જેવા જ અન્યને માને છે. જે મૂઢમતિવાળા પોતાને શરીરધારી નહીં, પરંતુ સાક્ષાત્ શરીર સમજે તેમજ પોતાને સંસારબંધનથી બદ્ધ માને અને દેહના આકારમાં કેદ

જાણી કાળની કારાવાસમાં વિનાશી સમજે તે અન્યને કાળાતીત કે નિત્યમુક્ત સમજે કઈ રીતે? છતાં જેમ સૂર્યને રાહુથી ગ્રસિત માનવાથી સૂર્યમાં કોઈ ફરક પડતો નથી તેમ જ્ઞાનીને અજ્ઞાની ધારે તેવો ગણે, ઇચ્છે તેવો કલ્પે અને પોતાની અલ્પમતિથી મનઘડંત પ્રમાણપત્રોથી કે નિંદાથી નવાજે, છતાં જ્ઞાનીને ન તો અજ્ઞાનીના પ્રમાણપત્રોની અપેક્ષા છે કે ન તો તેવા અજ્ઞાનીની નિંદાથી વિક્ષેપ હોય છે. તે તો ગગનના સૂર્ય જેમ અવિરત પ્રકાશમાન થઈ સૌને પ્રકાશે છે, ભયભીતને અભય પ્રદાન કરે છે, નિર્ધનને આત્મધનનો ખજાનો દર્શાવે છે. પરોપકારની અપેક્ષા ન હોવા છતાં તેના સંપર્કમાં આવનાર સૌ કોઈ પુણ્યશાળી બને છે અને પરમ પવિત્ર જ્ઞાનના પંથે પ્રયાણ કરી એવી રીતે આગળ વધે છે કે પછી કદી અજ્ઞાનના અંધારા જેવા જગતમાં તેઓ પાછા ફરતા નથી અને પરમપદને પામી સંસાર તરી જાય છે.

(છંદ–અનુષ્ટુપ)

**अहिनिर्ल्वयनीवायं मुक्तदेहस्तु तिष्ठति ।**
**इतस्ततश्चाल्यमानो यत्किञ्चित् प्राणवायुना ॥५५०॥**

**प्राणवायुना इतः ततः–** = પ્રાણવાયુના લીધે તેનું શરીર આમતેમ
**यत्किञ्चित् चाल्यमानः** = લગાર હરતું ફરતું દેખાય છે.
**तु अयं मुक्तदेहः** = છતાં આ દેહમુક્ત (દેહાધ્યાસથી મુક્ત જ્ઞાની)
**अहिः निर्ल्वयनी इव तिष्ठति** = જેમ સાપ કાંચળી ઉતારીને તેનાથી અલગ રહે છે તેમ રહે છે.

(છંદ–અનુષ્ટુપ)

**स्रोतसा नीयते दारु यथा निम्नोन्नतस्थलम् ।**
**दैवेन नीयते देहो यथाकालोपभुक्तिषु ॥५५१॥**

**यथा** = જેવી રીતે

स्रोतसा = જળ પ્રવાહથી
दारु = લાકડું
निम्नोन्नतस्थलम् = ઊંચા-નીચા સ્થાનોમાં
नीयते = લઈ જવાય છે (તેવી રીતે)
देहः = (તે બ્રહ્મજ્ઞાનીનું) શરીર
दैवेन = પ્રારબ્ધથી
यथाकालोपभुक्तिषु = વખતસર (ભોજન વગેરે) ઉપભોગોમાં
नीयते = લઈ જવાય છે.

(છંદ-વસંતતિલકા)

प्रारब्धकर्मपरिकल्पितवासनाभिः
संसारिवच्चरति भुक्तिषु मुक्तदेहः ।
सिद्धः स्वयं वसति साक्षिवदत्र तूष्णीं
चक्रस्य मूलमिव कल्पविकल्पशून्यः ॥५५२॥

मुक्तदेहः = દેહમુક્ત (દેહાભિમાનથી મુક્ત થયેલો તે બ્રહ્મજ્ઞાની)
प्रारब्धकर्म-परिकल्पितवासनाभिः = પ્રારબ્ધકર્મના યોગે કલ્પાયેલી વાસનાઓથી
भुक्तिषु संसारिवत् चरति = ભોગોમાં સંસારીની જેમ વિચરે છે.
चक्रस्य मूलं इव = (પરંતુ) ચક્રના મૂળની (કેન્દ્રની) જેમ
सिद्धः स्वयम् = સિદ્ધ પુરુષ પોતે તો
अत्र कल्प-विकल्प-शून्यः = અહીં (ભોગોમાં) સંકલ્પ-વિકલ્પ રહિત
साक्षिवत् = સાક્ષીભાવથી
तूष्णीं वसति = મૌન રહે છે.

જીવન્મુક્ત જ્ઞાની દ્વારા દેહની અહંતા અને મમતા અનાયાસે જ છૂટી ગઈ છે. દેહનો અહંકાર કે મમત્વ ત્યાગવા તેણે કોઈ વિશેષ પ્રયત્ન કર્યો નથી જેમ સમય જતાં શરીર છોડવા તૈયાર થયેલી સાપની કાંચળી જ્યારે સાપ ઝાડઝાંખર કે વાડમાંથી પસાર થતો હોય છે ત્યારે નીકળી જાય છે અને તે આગળ ચાલ્યો જાય છે. ત્યજાયેલી કાંચળી તરફ ન તો સર્પ કદી જુએ છે, ધ્યાન દે છે કે તેનું સ્મરણ કરે છે. પછી પોતાથી ત્યજાયેલી કાંચળી કાંટાની વાડ ઉપર તડકે તપે કે વરસાદમાં ભીની થાય છતાં સર્પને ન તેની ચિંતા છે કે ન સ્મરણ છે. કાંટાની વાડ ઉપર કે નિર્જન રસ્તે રહેલી કાંચળી પવનથી ઊડી સ્થાન બદલે કે હાલ્યા કરે તેમાં સર્પને શું? તે જ રીતે આત્મજ્ઞાન થતાં જ જ્ઞાનીએ, શરીર ઉપરની અહંતા અને મમતા સાથે કાંચળીની જેમ શરીરનો પ્રયત્ન વિના સહજ ત્યાગ કર્યો છે તેથી શરીરના દુ:ખથી તે દુ:ખી નથી કે તેને પ્રાપ્ત થતાં સુખથી તે સુખી નથી. શરીરના આભૂષણોથી તે શોભતો નથી કે શરીરની ગંદકીથી તે કદરૂપો થતો નથી. તેને સર્પની કાંચળી જેમ શરીરનું વિસ્મરણ થયેલું જણાય છે છતાં શરીર પ્રાણવાયુ દ્વારા ક્રિયાશીલ જણાય છે અને પ્રારબ્ધરૂપી પવનથી આવાગમન કર્યા કરે છે. પ્રારબ્ધ શરીરને યથાકાળ ભોજનાદિ અપાવે તો શરીર ગ્રહણ કરે છે અને પ્રારબ્ધ ભોગોથી શરીરને વંચિત રાખે તો શરીર સ્થગિત થઈ પડયું રહે છે, છતાં જ્ઞાની તેનાથી ઉન્માદ કે ચિંતા અનુભવતો નથી. તે જાણે છે કે જળપ્રવાહમાં વહેતું લાકડું જાતે ઊંચુ--નીચું થતું નથી પણ પાણીના મોજાં જ તેને ઊંચાનીચા સ્થાનોમાં લઈ જાય છે. તેવી જ રીતે પ્રારબ્ધરૂપી જળ, શરીરરૂપી લાકડાને, સુખ અને વૈભવના ઊંચા સ્થાનોમાં લઈ જાય અગર નિર્જન રણ જેવા ભોગ્યપદાર્થોના અભાવવાળા સ્થાનોમાં નીચે પણ ખેંચી જાય છતાં જ્ઞાનીને સુખના ઉન્નત શિખરોનું ન આરોહણ છે કે દુ:ખના દરિયામાં ન તેને કોઈ પતન જેવું છે. પદાર્થોના અભાવમાં ન તેને પાનખર છે કે સુખભોગ જેવા સાધનોના સહવાસમાં તેને નવપલ્લવિત વસંત જેવું છે. તે શરીરને સર્પની કાંચળી જેમ ત્યાગી ચૂક્યો છે પછી શરીરના

સુખદુ:ખનો તેને સાથ કે સંગાથ નથી. તે શરીરના અભિમાનથી મુક્ત થયેલો હોઈ, શરીરને તેના પ્રારબ્ધયોગે જે કંઈ ભોગો મળે છે તેનો તિરસ્કાર પણ કરતો નથી અને જે કંઈ ભોગોનો કે પદાર્થોનો અભાવ સર્જાય છે તેની અપેક્ષા પણ રાખતો નથી અને સાક્ષીભાવે તર્કવિતર્કશૂન્ય થઈ પોતાના આત્મસ્વરૂપમાં સંતુષ્ટ રહી પ્રતિક્રિયા રહિત બનીને, ચક્રના ખીલા જેમ અચળ રહી શરીરની ગતિને જોયા કરે છે. શરીરને ફાવે ત્યાં ફરવા દે છે પણ પોતે અફર રહે છે. શરીરના આવાગમનમાં વિઘ્ન ઊભા કરતો નથી પરંતુ પોતે આવજા કર્યા વિના શરીરનું અધિષ્ઠાન કે આધાર થઈ અવિચળ રીતે પોતાના સ્વરૂપમાં અપરિવર્તનશીલ રહે છે.

(છંદ-વસંતતિલકા)

नैवेन्द्रियाणि विषयेषु नियुङ्क्त एष
नैवोपयुङ्क्त उपदर्शनलक्षणस्थः ।
नैव क्रियाफलमपीषदपेक्षते सः
स्वानन्दसान्द्ररसपानसुमत्तचित्तः ॥५५३॥

एषः स्वानन्द–सान्द्ररसपानसुमत्त–चित्तः = આ(બ્રહ્મવેત્તા) સ્વાત્માનંદરૂપી અમૃતના રસપાન દ્વારા આનંદમાં ઘનીભૂત થઈ, ઉન્મત્ત ચિત્તવાળો થયેલો, આ

उपदर्शनलक्षणस्थः = ઉપદ્રષ્ટા (સાક્ષી) જેવા લક્ષણોવાળો

इन्द्रियाणि विषयेषु न एव नियुङ्क्ते = ઇન્દ્રિયોને વિષયોમાં જોડતો નથી (તેમજ)

न एव उपयुङ्क्ते = તેમને (ઇન્દ્રિયોને) વિષયોથી રોકતો પણ નથી.

ईषत् अपि = વળી તે જરા પણ

क्रियाफलं न एव अपेक्षते = (પોતાના) કર્મના ફળની અપેક્ષા રાખતો નથી.

(છંદ-અનુષ્ટુપ)

लक्ष्यालक्ष्यगतिं त्यक्त्वा यस्तिष्ठेत्केवलात्मना ।
शिव एव स्वयं साक्षादयं ब्रह्मविदुत्तमः ॥५५४॥

यः = જે
लक्ष्यालक्ष्यगतिं = લક્ષ્ય (સગુણ,સાકારરૂપી લક્ષ્ય) અને અલક્ષ્ય (નિર્ગુણ, નિરાકારરૂપી અલક્ષ્ય) દૃષ્ટિનો
त्यक्त्वा = ત્યાગ કરીને
केवल आत्मना तिष्ठेत् = માત્ર આત્મારૂપે જ રહે છે.
अयं ब्रह्मविदुत्तमः = (તે) આ બ્રહ્મજ્ઞાનીઓમાં શ્રેષ્ઠ
स्वयं साक्षात् शिवः एव = પોતે સાક્ષાત્ શિવ જ છે.

(છંદ-અનુષ્ટુપ)

जीवन्नेव सदा मुक्तः कृतार्थो ब्रह्मवित्तमः ।
उपाधिनाशाद्ब्रह्मैव सन् ब्रह्माप्येति निर्द्वयम् ॥५५५॥

ब्रह्मवित्तमः = (આવો) સર્વોત્કૃષ્ટ બ્રહ્મજ્ઞાની
जीवत् एव = જીવનકાળમાં જ
सदा मुक्तः = સદા મુક્ત છે. (અને)
कृतार्थः = કૃતકૃત્ય છે.
उपाधिनाशात् = શરીરરૂપી તેની ઉપાધિ નષ્ટ થતાં
ब्रह्म एव सन् = બ્રહ્મભાવમાં સ્થિત થયેલો તે
निर्द्वयम् = અદ્વિતીય
ब्रह्म अप्येति = બ્રહ્મને જ પામે છે.

(છંદ-અનુષ્ટુપ)

शैलूषो वेषसद्भावाभावयोश्च यथा पुमान् ।
तथैव ब्रह्मविच्छ्रेष्ठः सदा ब्रह्मैव नापरः ॥५५६॥

| | |
|---|---|
| यथा शैलूषः | = જેમ નટ |
| वेषसद्भाव–अभावयोः च | = વેષ પહેર્યો હોય કે પહેર્યો ન હોય તો પણ |
| पुमान् | = તે માણસ જ છે. |
| तथैव | = તેવી જ રીતે |
| श्रेष्ठः ब्रह्मवित् | = શ્રેષ્ઠ બ્રહ્મજ્ઞાની (ઉપાધિયુક્ત હોય કે ઉપાધિ વગર હોય) |
| न अपरः | = અન્ય કંઈ નહીં (પણ) |
| सदा ब्रह्म एव | = સદા બ્રહ્મ જ છે |

બ્રહ્મવેત્તા સ્વાત્માનંદરૂપી અમૃતના પાન દ્વારા આનંદમાં ઘનીભૂત થઈ ઉન્મત્ત ચિત્તવાળો બને છે અર્થાત્ આનંદઘન થઈ સાક્ષીભાવે જીવનવ્યવહાર ચલાવે છે અને માટે જ ઇન્દ્રિયોને પ્રયત્નપૂર્વક તેમના વિષયોમાં જવા તે પ્રેરણા આપતો નથી. તે જ પ્રમાણે ઇન્દ્રિયો પોતાના સ્વભાવ દ્વારા વિષયો તરફ ગમન કરતી હોય તો પ્રયત્ન કરી ઇન્દ્રિયોને રોકતો પણ નથી. કારણ કે ઇન્દ્રિયભોગમાં ન તો તેને દ્વેષ છે કે ઇન્દ્રિયભોગ માટે ન તો તેને રાગ છે તેથી જ ઇન્દ્રિયોને વિષયભોગ માટે તે જોડતો પણ નથી. બ્રહ્મવિતનું કર્મ પ્રત્યે પણ નિષ્પક્ષ વલણ છે, ન તો તેને નિષ્કામ કર્મમાં રાગ છે કે ન તો સકામ માટે દ્વેષ છે કારણ કે જ્ઞાની તો કર્મ, કર્મફળ અને કર્તાનો સાક્ષી છે. તેથી તેનો સમગ્ર જીવનવ્યવહાર સાક્ષીભાવે ચાલ્યા કરે છે. પરંતુ તે વ્યવહારનો નિષ્પક્ષ મૂક સાક્ષી બનવામાં તેને વાંધો પણ હોતો નથી તેથી ઇન્દ્રિયોને જેમ કરવું હોય તેમ કરવા દે છે પણ પોતે ઇન્દ્રિયોના ભોગમાં કે અવયવના કર્મમાં લેપાતો નથી.

હે શિષ્ય! સદા સ્મરણ રાખજે કે જે કોઈ સગુણ અને સાકારને લક્ષ્ય બનાવે છે અને નિર્ગુણ નિરાકારને અલક્ષ્ય તરીકે જાણે છે અને અંતે લક્ષ્ય અને અલક્ષ્ય જેવી દૃષ્ટિનો ત્યાગ કરીને અર્થાત્ લક્ષ્ય કે અલક્ષ્ય, સાકાર કે નિરાકાર, સગુણ કે નિર્ગુણ, જ્ઞેય કે અજ્ઞેય જેવી સાપેક્ષ દૃષ્ટિનો ત્યાગ કરીને માત્ર નિરપેક્ષ આત્મારૂપે જ પોતાને જાણે છે અને એવા નિરપેક્ષ સત્યમાં સ્થિત થઈ જીવન જીવે છે તે જ બ્રહ્મજ્ઞાનીઓમાં શ્રેષ્ઠ હોવાથી સાક્ષાત્ શિવ કહેવાય છે.

આવો સર્વોત્કૃષ્ટ બ્રહ્મજ્ઞાની, તેના જીવનકાળમાં શરીરના નાશ પૂર્વે જ નિત્ય મુક્તિ પ્રાપ્ત કરી જીવન્મુક્ત કહેવાય છે અને તે જ કૃતકૃત્ય છે. પૂર્વે કહેવાઈ ગયું તેમ તેવો જીવન્મુક્ત તો સાપની કાંચળી જેમ શરીરરૂપી ઉપાધિને ત્યાગી બ્રહ્મીભૂત થયેલો હોય છે. માટે જ તેવા અસંગ, નિર્લેપ, નિરપેક્ષ બ્રહ્મ પંચમહાભૂતના વસ્ત્રો પહેર્યાં હોય કે તે દિગંબર હોય, અગર તે પીતાંબરધારી હોય કે શ્વેતાંબર હોય, તેના બ્રહ્મભાવમાં લેશમાત્ર ફરક પડતો નથી. જેવી રીતે કોઈ અભિનેતાએ નાટકમાં સંન્યાસીની વેશભૂષા ધારણ કરી હોય કે ભયાનક લૂંટારાના વેશમાં જણાતો હોય છતાં વાસ્તવમાં તો તે અભિનેતા જ છે. તેને વેશભૂષા સાથે કે સંન્યાસી અગર લૂંટારાના પાત્ર સાથે નિસ્બત હોતી નથી. તે જ પ્રમાણે બ્રહ્મીભૂત થયેલો જીવન્મુક્ત ઉપાધિરૂપી વેશભૂષા ધારણ કરે કે ત્યાગે તેથી કંઈ તેના નિર્વિશેષ બ્રહ્મસ્વરૂપમાં ફેર પડતો નથી. ઉપાધિને ધારણ કરતાં પૂર્વે પણ તે બ્રહ્મ છે, ઉપાધિ સાથે પણ બ્રહ્મ છે અને ઉપાધિનો નાશ થતાં પણ બ્રહ્મ જ છે.

(છંદ–ઉદ્‌ગીતિ)

**यत्र क्वापि विशीर्णं पर्णमिव तरोर्वपुः पतनात् ।**
**ब्रह्मीभूतस्य यतेः प्रागेव हि तच्चिदाग्निना दग्धम् ॥५५७॥**

यत्र क्वापि पतनात् = ગમે ત્યાં ખરી પડેલાં
तरोः विशीर्णं पर्णं इव = ઝાડના પાંદડાંની જેમ

ब्रह्मीभूतस्य यतेः वपुः = બ્રહ્મીભૂત થયેલા યોગીનું શરીર (ગમે ત્યાં પડે તેની પરવા નથી)

हि प्राक् एव = કારણ કે અગાઉથી જ

तत्-चित्-अग्निना दग्धम् = (તે શરીર) ચૈતન્યરૂપ અગ્નિથી બળેલું હોય છે.

(છંદ-ઉપજાતિ)

सदात्मनि ब्रह्मणि तिष्ठतो मुनेः
पूर्णाद्वयानन्दमयात्मना सदा ।
न देशकालाद्युचितप्रतिक्षा
त्वङ्मांसविट्पिण्डविसर्जनाय ॥५५८॥

सदा पूर्ण-अद्वयानन्दमय-आत्मना = સદૈવ પરિપૂર્ણ અદ્વિતીય આનંદસ્વરૂપે

सदात्मनि ब्रह्मणि = સતરૂપ બ્રહ્મમાં

तिष्ठतः मुनेः = રહેતા મહાત્માને

त्वक्-मांस-विट्पिण्ड- = ચામડી-માંસ-મળમૂત્રના પિંડ જેવું (શરીર)

विसर्जनाय = ત્યાગ કરવા માટે

देशकालादि-उचित-प्रतीक्षा = યોગ્ય દેશ-કાલની પ્રતીક્ષા

न = (કરવાની જરૂર હોતી) નથી.

(છંદ-અનુષ્ટુપ)

देहस्य मोक्षो नो मोक्षो न दण्डस्य कमण्डलोः ।
अविद्याहृदयग्रन्थिमोक्षो मोक्षो यतस्ततः ॥५५९॥

देहस्य मोक्षः नो = શરીરનો (ત્યાગ) મોક્ષ નથી (કે)

दण्डस्य कमण्डलोः = દંડ-કમંડળનો (ત્યાગ) એ

मोक्षः न = મોક્ષ નથી.
यतः ततः = ગમે તે રીતે
अविद्या–हृदयग्रन्थि–मोक्षः = હૃદયની અજ્ઞાનરૂપી ગાંઠનું છૂટી જવું
मोक्षः = (તે જ) મોક્ષ છે.

(છંદ–અનુષ્ટુપ)

कुल्यायामथ नद्यां वा शिवक्षेत्रेऽपि चत्वरे ।
पर्णं पतितं चेत्तेन तरोः किं नु शुभाशुभम् ॥५६०॥

पर्णम् = ઝાડનું પાંદડું
कुल्यायां अथ नद्याम् = નાળામાં કે નદીમાં
शिवक्षेत्रे चत्वरे अपि वा = શિવાલયમાં કે ચૌટામાં
पतितं चेत् तेन = પડે તેથી
तरोः = ઝાડને
किं नु शुभ–अशुभम् = ખરેખર શુભ કે અશુભ શું?

(છંદ–ઉપજાતિ)

पत्रस्य पुष्पस्य फलस्य नाशवद्–
देहेन्द्रियप्राणधियां विनाशः ।
नैवात्मनः स्वस्य सदात्मकस्या–
नन्दाकृतेर्वृक्षवदस्ति चैषः ॥५६१॥

पत्रस्य = (ઝાડનાં) પાંદડાં,
पुष्पस्य फलस्य नाशवत् = પુષ્પ અને ફળનો (ખરી પડવાથી) નાશ થાય છે.
देहेन्द्रियप्राणधियाम् = તેમ દેહ–ઇન્દ્રિય–પ્રાણ–બુદ્ધિ વગેરેનો
विनाशः = વિનાશ થાય છે. (તો પણ)
सदात्मकस्य = સત્સ્વરૂપ

आनन्दाकृतेः = આનંદરૂપ
स्वस्य आत्मनः = પોતાના આત્માનો
न एव = (નાશ) થતો નથી.
च एषः वृक्षवत् अस्ति = પરંતુ આ (આત્મા) વૃક્ષની જેમ (નિત્ય અડગ) રહે છે.

જીવન્મુક્ત જ્ઞાનીએ જીવતાં જ ચૈતન્યરૂપી અગ્નિ દ્વારા શરીરનો અગ્નિસંસ્કાર કરી નાંખ્યો છે. તેથી શરીરનું તેને માટે ચપટી ભસ્મથી વધુ કંઈ મહત્ત્વ નથી. તેથી જ ઝાડના પરિપક્વ થઈ સૂકાઈ ગયેલાં પાંદડાને વૃક્ષથી ખરી પડયાં બાદ તે ઊડીને કયા દેશમાં કે સ્થળમાં પડે છે અગર કયા સમયે ખરે છે, તેનું મહત્ત્વ હોતું નથી. તેમ જ્ઞાનીને પણ શરીર ખરી પડેલાં પાંદડાં જેવું જણાય છે. તેથી જેમ ઝાડનું પાંદડું ગંદી ગટર કે નાળામાં પડે, અગર ગંગા કે નર્મદા જેવી પવિત્ર નદીમાં પડે, અગર ઊડતું ઊડતું કોઈ શિવાલય ઉપર જઈ ચઢે કે યજ્ઞની વેદીમાં પડે, તેથી પડેલાં પાંદડાંને કે વૃક્ષને નથી કોઈ લાભ કે નથી કોઈ હાનિ, નથી કંઈ પવિત્ર કે અપવિત્ર, અગર શુભ અને અશુભ જેવું કંઈ જ હોતું નથી. તેવી જ રીતે, બ્રહ્મીભૂત થયેલા જ્ઞાનીનું શરીર પણ અમાવસ્યાને દિવસે શાંત થાય કે છૂટી જાય અગર પૂર્ણિમાને દિવસે બ્રહ્મમુહૂર્તમાં છૂટે તેથી બ્રહ્મીભૂતને કોઈ લેવા દેવા નથી કે શુભ-અશુભ કાળની ગણત્રી તેને માટે લેશ માત્ર મહત્ત્વની નથી. તે જ પ્રમાણે પૂર્વે જે શરીરને તે જ્ઞાનમાં બાળી ચૂક્યો છે તે કાશી જેવા પવિત્ર ધામમાં કે ગંગા તટે હરદ્વારમાં ખરી પડે, અગર વેરાન જંગલમાં વિહાર કરતાં નિર્જન સ્થળે શાંત થાય, છતાં તેવા કોઈ દેશ-કાળની અસર જ્ઞાનીને થતી નથી. કારણ કે જેનું પૂર્વે પતન થયેલું જ છે તે પુનઃ જ્યારે પડવું હોય અને જ્યાં પડવું હોય ત્યાં ભલે પાંદડા જેમ ખરી પડે, તેથી ચૈતન્યના વટવૃક્ષ જેવાં જ્ઞાનીને કોઈ રાગ-દ્વેષ કે લાભ-હાનિ હોઈ શકે નહીં.

જ્ઞાનીને નિર્વિવાદ સ્પષ્ટ છે કે જેવી રીતે વૃક્ષના પાંદડા, પુષ્પ તથા ફળ ખરી પડયા બાદ નષ્ટ થાય છે, તે જ પ્રમાણે દેહ, ઇન્દ્રિય, પ્રાણ

તથા બુદ્ધિ આદિનો પણ અંતે તો દેશ અને કાળમાં વિનાશ જ થાય છે. પરંતુ, તે સૌના અધિષ્ઠાન સત અને આનંદસ્વરૂપ એવા પોતાના આત્માનો વૃક્ષની જેમ કદી નાશ થતો નથી. અને લેશમાત્ર વિક્ષેપ કે શોક વિના પાંદડા ખરી પડવાં છતાં વૃક્ષ જેમ અચળ કે નિશ્ચળ રહે છે તેમ આત્મસ્વરૂપે હું, દેહ અને ઈન્દ્રિય આદિના ખરી પડવાથી લેશમાત્ર ક્ષુબ્ધ કે વિક્ષિપ્ત તો થતો જ નથી પરંતુ નિત્ય, અડગ અને અવિચળ રહું છું.

આ પ્રમાણે હંમેશા સતસ્વરૂપ બ્રહ્મમાં સદૈવ પરિપૂર્ણ તથા અદ્વિતીય આનંદસ્વરૂપમાં રહેતા મહાત્માને ચામડી, માંસ અને મળમૂત્રના પિંડ જેવાં શરીરનો ત્યાગ કરવા માટે કોઈ પણ યોગ્ય દેશ કે કાળ વગેરેની પ્રતીક્ષા કરવાની આવશ્યકતા હોતી નથી. કારણ કે હૃદયની અજ્ઞાનરૂપી ગ્રંથિ છૂટી જવાથી જ અગર અવિદ્યારૂપી હૃદયગ્રંથિનું ભેદન થવાથી જ મુક્તિ કે મોક્ષ સંભવે છે. એવી મુક્તિ કે મોક્ષ તો બ્રહ્મીભૂત થયેલા જ્ઞાનીને નિત્ય પ્રાપ્ત જ છે. મુક્તિ કે મોક્ષ કંઈ શરીરના ત્યાગમાં સમાયેલો નથી કે શરીરને શુભમુહૂર્તમાં કે પવિત્ર સ્થળમાં શાંત થવું પડે. તે જ પ્રમાણે દંડ અને કમંડળના ત્યાગમાં પણ મોક્ષ નથી. વાસ્તવમાં તો તમામ ભૌતિક વસ્તુ પદાર્થો કે વિષયોનો ત્યાગ તો સ્વપ્નના ત્યજાયેલા પદાર્થો અને પાત્રો જેવો જ ભ્રામક છે. માટે મેં ત્યાગ કર્યો છે એવા અભિમાનનો ત્યાગ જ વાસ્તવિક ત્યાગ છે. અભિમાન ત્યાગીને તેવા ત્યાગનું વિસ્મરણ થવું એ જ સાચી આત્મસ્મરણરૂપી નિત્યમુક્તિ છે.

(છંદ–અનુષ્ટુપ)

**प्रज्ञानघन इत्यात्मलक्षणं सत्यसूचकम् ।**
**अनूद्यौपाधिकस्यैव कथयन्ति विनाशनम् ॥५६२॥**

**प्रज्ञानघनः** = 'પ્રજ્ઞાનઘન' (આત્મા જ્ઞાનસ્વરૂપ છે)
**इति** = એવું
**आत्मलक्षणम्** = આત્માનું લક્ષણ

सत्यसूचकम् = એની સત્યતાનું સૂચક છે. (અને)
अनूद्य औपाधिकस्य एव = મિથ્યા ઉપાધિનો જ
विनाशनम् = વિનાશ
कथयन्ति = કહે છે.

(છંદ–અનુષ્ટુપ)

अविनाशी वा अरेऽयमात्मेति श्रुतिरात्मनः ।
प्रब्रवीत्यविनाशित्वं विनश्यत्सु विकारिषु ॥५६३॥

"अविनाशी वा अरे अयं आत्मा" = 'અરે! આ આત્મા અવિનાશી છે.''
इति श्रुतिः = એમ શ્રુતિ
विकारिषु विनश्यत्सु = વિકાર અને વિનાશવાળા પદાર્થોમાં
आत्मनः = આત્માનું
अविनाशित्वम् = અવિનાશીપણું
प्रब्रवीति = સ્પષ્ટ કહે છે.

(છંદ–વસંતતિલકા)

पाषाणवृक्षतृणधान्यकटाऽम्बराद्या
दग्धा भवन्ति हि मृदेव यथा तथैव ।
देहेन्द्रियासुमन आदि समस्त दृश्यं
ज्ञानाग्निदग्धमुपयाति परात्मभावम् ॥५६४॥

यथा = જેવી રીતે
पाषाण–वृक्ष–तृण–धान्य– = પથ્થર, ઝાડ, ઘાસ, અનાજ
कटा–अम्बराद्याः = ભૂસું, વસ્ત્ર વગેરે
दग्धा हि मृत् एव भवन्ति = બળી જઈને ખરેખર માટી જ (રાખ) થઈ જાય છે.

तथा एव = તેવી જ રીતે

देह–इन्द्रिय–असु–मनः आदि= દેહ-ઈન્દ્રિયો-પ્રાણ-મન વગેરે

समस्त दृश्यम् = બધાં જ દૃશ્ય પદાર્થો

ज्ञानाग्नि दग्धम् = જ્ઞાનરૂપી અગ્નિથી બળીને

परात्मभावम् उपयाति = પરમાત્મભાવને પામે છે.

(છંદ-અનુષ્ટુપ)

विलक्षणं यथा ध्वान्तं लीयते भानुतेजसि ।
तथैव सकलं दृश्यं ब्रह्मणि प्रविलीयते ॥५६५॥

यथा भानुतेजसि = જેવી રીતે સૂર્યના પ્રકાશમાં

विलक्षणम् = (પ્રકાશથી) વિલક્ષણ સ્વભાવવાળું

ध्वान्तं लीयते = અંધારું લીન થઈ જાય છે,

तथा एव = તેવી જ રીતે

सकलं दृश्यम् = આ સંપૂર્ણ દૃશ્ય

प्रविलीयते ब्रह्मणि = બ્રહ્મમાં જ અત્યંત લીન થઈ જાય છે.

(છંદ-અનુષ્ટુપ)

घटे नष्टे यथा व्योम व्योमैव भवति स्फुटम् ।
तथैवोपाधिविलये ब्रह्मैव ब्रह्मवित् स्वयम् ॥५६६॥

यथा घटे नष्टे = જેવી રીતે ઘડો ફૂટી જતાં

व्योम = (એમાં રહેલું) આકાશ (ઘટાકાશ)

व्योम एव स्फुटं भवति = 'આકાશ જ છે' એવું સ્પષ્ટ થાય છે

तथा एव = તેવી જ રીતે

उपाधिविलये = શરીરરૂપી ઉપાધિનો નાશ થતાં

ब्रह्मवित् = બ્રહ્મજ્ઞાની

स्वयं ब्रह्म एव = પોતે બ્રહ્મ જ છે.

**'प्रज्ञानघन'** જેવા લક્ષણ દ્વારા આત્માની સત્યતાનું સૂચન કરવામાં આવે છે, જ્યારે ઉપાધિ દ્વારા કલ્પિત સમગ્ર અસત પદાર્થો વિનાશી છે એવું પણ કહેવામાં આવે છે. આમ, આત્મા લક્ષણ, વ્યાખ્યા, લિંગ, ચિહ્ન આદિથી વિલક્ષણ તથા વાચાતીત હોવા છતાં જો શબ્દ કે ભાષાના માધ્યમથી જ તેનું સૂચન કરવું હોય તો માત્ર એક જ શબ્દ પર્યાપ્ત છે અને તે **'प्रज्ञानघन'**. આ શબ્દ જ આત્માનું વિલક્ષણ લક્ષણ સૂચવી આત્માનું જ્ઞાનસ્વરૂપ પ્રગટ કરે છે. **'अविनाशी वा अरे अयं आत्मा इति श्रुतिः ।'**
''અરે ! આ આત્મા અવિનાશી છે.'' એવો શ્રુતિસંદેશ વાસ્તવમાં તો એવું સૂચવે છે કે આત્માથી અન્ય જે કંઈ વિકારવાળું અર્થાત્ પરિવર્તનશીલ છે તેનો નિશ્ચિત નાશ છે અને આત્મા તો અવિકારી હોવાથી નિર્વિવાદ અવિનાશી છે.

જેવી રીતે પથ્થર, ઝાડ, ઘાસ, અનાજ, ભૂસું, વસ્ત્ર આદિ બળીને રાખ થઈ જાય છે, તેવી જ રીતે દેહ, ઇન્દ્રિયો, પ્રાણ, મન વગેરે જે જે દૃશ્ય છે તે સર્વ જ્ઞાનરૂપી અગ્નિમાં બળીને પરમાત્મારૂપ બની જાય છે. તેવા કથનથી તત્ત્વાર્થ તો એવો જ લેવાનો કે જ્ઞાનમાં દૃશ્ય પદાર્થો મિથ્યા હોવાથી તેમનો બાધ થાય છે અને માત્ર પરમાત્મા જ અવશેષ રહે છે. અગર જ્ઞાનરૂપી અગ્નિમાં ભેદ અને દ્વૈત નિવૃત્ત થવાથી સર્વ કાંઈ અભેદ પરમાત્મભાવે જણાય છે.

તાત્પર્યમાં, જેવી રીતે સૂર્યનો ઉદય થતાં તેના પ્રકાશમાં પ્રકાશથી વિરુદ્ધ ધર્મવાળું અંધારું પ્રકાશમાં લીન થઈ જાય છે, તેવી જ રીતે સકળ દૃશ્ય જગત તેનાથી વિરુદ્ધધર્મી અદૃશ્ય અને અવ્યક્ત બ્રહ્મમાં આત્યંતિક રીતે વિલીન થઈ જાય છે. તે જ પ્રમાણે જેમ ઘડો નષ્ટ થતાં ઘટસ્થ ઘટાકાશ મહાકાશમાં વિલીન થઈ, મહાકાશ જ બની જાય છે તેમ શરીરસ્થ જીવાત્મા આત્મજ્ઞાન પ્રાપ્ત કરી જ્ઞાનરૂપી અગ્નિથી શરીરરૂપી ઘડાનો બાધરૂપી નાશ કરે છે ત્યારે ઘટાકાશવત જીવ પોતે જ પોતાની મેળે બ્રહ્મસ્વરૂપ થઈ જાય છે.

(છંદ-અનુષ્ટુપ)

क्षीरं क्षीरे यथाक्षिप्तं तैलं तैले जलं जले ।
संयुक्तमेकतां याति तथात्मन्यात्मविन्मुनिः ॥५६७॥

यथा = જેવી રીતે
क्षीरे क्षिप्तं क्षीरम् = દૂધમાં નાંખેલું દૂધ
तैले तैलम् = તેલમાં (નાંખેલું) તેલ (અને)
जले जलम् = પાણીમાં (ઉમેરેલું) પાણી
संयुक्तम् = ભળી જઈને
एकतां याति = એક થઈ જાય છે.
तथा = તેવી જ રીતે
आत्मवित् मुनिः = આત્મજ્ઞાની મહાત્મા
आत्मनि = આત્મામાં (ભળી જઈને એકરૂપ જ થઈ જાય છે.)

(છંદ-અનુષ્ટુપ)

एवं विदेहकैवल्यं सन्मात्रत्वमखण्डितम् ।
ब्रह्मभावं प्रपद्यैष यतिर्नावर्तते पुनः ॥५६८॥

एवम् = આ પ્રમાણે
अखण्डितं सन्मात्रत्वम् = અખંડ સત્તામાત્ર
ब्रह्मभावम् = બ્રહ્મભાવમાં સ્થિતિ, એ જ
विदेहकैवल्यम् = વિદેહ કૈવલ્ય કહેવાય છે.
एषः यतिः प्रपद्य = આ યતિ (તેને) પામીને
न पुनः आवर्तते = ફરી સંસારમાં પાછો આવતો નથી.

(છંદ-અનુષ્ટુપ)

सदात्मैकत्वविज्ञानदग्धाविद्यादिवर्ष्मणः ।
अमुष्य ब्रह्मभूतत्वाद् ब्रह्मणः कुत उद्भवः ॥५६९॥

सत्–आत्मा–एकत्व–विज्ञान– = જીવબ્રહ્મના ઐક્યજ્ઞાન દ્વારા
दग्ध–अविद्या–आदि–वर्ष्मणः = જેની અવિદ્યા વગેરે (અવિદ્યાજન્ય દેહ વગેરે) ઉપાધિ બળી ગઈ છે.
अमुष्य = આનો
ब्रह्मभूतत्वात् = બ્રહ્મભાવ થઈ ગયો હોવાથી
ब्रह्मणः = બ્રહ્મનો
उद्भवः = જન્મ
कुतः = ક્યાંથી સંભવે?

જેવી રીતે દૂધમાં નાંખેલું દૂધ, તેલમાં નાંખેલું તેલ અને પાણીમાં નાંખેલું પાણી એક બીજામાં મળીને એકરૂપ થઈ જાય છે, તે જ પ્રમાણે આત્મજ્ઞાન દ્વારા આત્મવિત બનેલો મુનિ, આત્મામાં ઓતપ્રોત થઈને એકરૂપ જ બની જાય છે. અર્થાત્ આત્મજ્ઞાન દ્વારા ઉપાધિનું મિથ્યાત્વ જાણી, ઉપાધિભેદનો નાશ કરી, અનેક ઉપાધિઓમાં રહેલા અભેદ, અખંડ આત્મા સાથે સાક્ષાત્કાર કરીને અખંડ આત્મસ્વરૂપ જ થઈ જાય છે.

આવી રીતે અખંડ અસ્તિત્વરૂપે સ્થિત રહેવું, તે જ વિદેહ કૈવલ્યરૂપી મુક્તિ કહેવાય છે. કારણ કે જે પોતાને આત્મા તરીકે અપરોક્ષ રીતે જાણી અખંડ, અભેદ અસ્તિત્વ કે સત્સ્વરૂપે જ જાણે છે તેનું દેહતાદાત્મ્ય જીવતાં જ છૂટી જાય છે અને તેથી, તેવો જ્ઞાની વિદેહકૈવલ્યને જીવતાં જ પ્રાપ્ત થયો છે તેવું કહેવામાં લેશમાત્ર અતિશયોક્તિ નથી. આમ, જીવતાં જ બ્રહ્મભાવને પામીને તેવો યતિ કે સંન્યાસી સંસારમાં પુનર્જન્મ લઈ મનુષ્યદેહે કે ઇતરયોનિ દ્વારા અવતરતો નથી માટે જ તે ભવસાગર તરી ચૂક્યો છે અને જે પરમપદમાંથી પાછા ફરવાનો રસ્તો નથી તેવા પરમપદને પામી ચૂક્યો છે. આમ હોવાથી જીવન્મુક્તને પણ પુનર્જન્મ નથી અને ન જ હોઈ શકે. કારણ કે એકવાર જે પોતાને બ્રહ્મરૂપે જાણે તે અજન્મા થયેલો પુનઃ અવતરે કે જન્મે કઈ રીતે? અર્થાત્ જે કોઈ જીવન્મુક્ત છે તેણે તો જીવતાં જ જ્ઞાનરૂપી અગ્નિમાં, શરીરને સ્પર્શ કર્યા વિના બાળી નાંખ્યું છે, અર્થાત્

તેનો બાધ કર્યો છે. તેનો અર્થ એવો નથી કે તેણે જીવાત્માને જીવતો રહેવા દીધો છે. જીવાત્માનો પણ **'अहं ब्रह्मास्मि'** એવા જ્ઞાનમાં બાધ થયેલો છે. આમ વિચારતાં સ્પષ્ટ થાય છે કે જેને જીવભાવ જેવું કંઈ નથી, તો નવા નવા શરીર ધારણ કરી જન્મ લેશે કોણ? માટે સર્વદૃષ્ટિએ જીવન્મુક્તને તો પુનર્જન્મ નથી જ. તેમ છતાં જો એવું માનીએ કે આત્મજ્ઞાન પછી પણ દેહ તો દેહનું પ્રારબ્ધ ભોગવવા ટકે છે અને પ્રારબ્ધ ભોગવાઈ જતાં જ્યારે સમાપ્ત થઈ જાય છે ત્યારે દેહ, પ્રારબ્ધ કર્મના બંધનથી મુક્ત થઈ જાય છે તો તેવી મુક્તિ દેહત્યાગ પછીની વિદેહમુક્તિ તરીકે ઓળખાય છે. આમ, તેણે સંચિત અને આગામી કર્મોનો જ્ઞાનમાં નાશ કર્યો હોય અને પ્રારબ્ધ કર્મથી મુક્ત થવા સાક્ષીભાવે જીવતો હોય તેવો પણ, પ્રારબ્ધ અને તેનું કાર્ય એવો દેહ સમાપ્ત થતાં,

દેહ અને પ્રારબ્ધથી મુક્ત થઈ વિદેહકૈવલ્યને પ્રાપ્ત થયો છે તેવું કહેવાય છે. આવો વિદેહકૈવલ્યને પ્રાપ્ત થઈ ચૂકેલો બ્રહ્મરૂપે જ રહેતો હોવાથી પુનઃ જન્મમૃત્યુના સંસારમાં પાછો આવતો નથી. તે જ શ્લોકનું તાત્પર્ય છે.

આમ હોવાથી જ અત્રે સ્પષ્ટ નિર્દેશ છે કે જીવ અને બ્રહ્મના ઐક્યજ્ઞાન દ્વારા અવિદ્યાજન્ય દેહરૂપી ઉપાધિ જેની બળી ગઈ છે તેવા બ્રહ્મીભૂત થયેલા બ્રહ્મજ્ઞાનીનો પુનર્જન્મ ક્યાંથી? **'ब्रह्मभूतत्वाद् ब्रह्मणः उद्भवः कुतः।'**

(છંદ-અનુષ્ટુપ)

**मायाक्लृप्तौ बन्धमोक्षौ न स्तः स्वात्मनि वस्तुतः ।**
**यथा रज्जौ निष्क्रियायां सर्पाभासविनिर्गमौ ॥५७०॥**

**यथा** = જેવી રીતે
**निष्क्रियायां रज्जौ** = ક્રિયા વગરની દોરીમાં
**सर्पाभासविनिर्गमौ** = સાપના આભાસનું આવવું અને જવું

न स्तः = હોતું નથી
स्वात्मनि = (તેવી રીતે) આત્મામાં
वस्तुतः = વાસ્તવિક રીતે
मायाक्लृप्तौ = માયાએ કલ્પેલા
बन्धमोक्षौ = બન્ધ અને મોક્ષ હોતા નથી.

(છંદ-અનુષ્ટુપ)

आवृतेः सदसत्त्वाभ्यां वक्तव्ये बन्धमोक्षणे ।
नावृतिर्ब्रह्मणः काचिदन्याभावादनावृतम् ।
यद्यस्त्यद्वैतहानिः स्याद् द्वैतं नो सहते श्रुतिः ॥५७१॥

आवृतेः सत्–असत्त्वाभ्याम् = આવરણના હોવા કે ન હોવાથી
बन्धमोक्षणे = બંધ અને મોક્ષ
वक्तव्ये = કહેવાય છે.
ब्रह्मणः काचित् = બ્રહ્મમાં કોઈ પ્રકારનું
आवृतिः न = આવરણ નથી.
अन्या अभावात् = (કારણ કે) બ્રહ્મથી અતિરિક્ત કશું નથી
अनावृतम् = (તેથી) બ્રહ્મ આવરણ રહિત છે.
यदि अस्ति = (બ્રહ્મનુ આવરણ) છે એમ જો (કદી માનવામાં આવે તો)
अद्वैतहानिः स्यात् = અદ્વૈતસિદ્ધાંત રહેશે નહીં (અને)
श्रुतिः = શ્રુતિ (તો)
द्वैतं न सहते = દ્વૈત જરા પણ સહન કરતી નથી.

(છંદ-ઉપજાતિ)

बन्धं च मोक्षं च मृषैव मूढाः
बुद्धेर्गुणं वस्तुनि कल्पयन्ति ।

दृगावृतिं मेघकृतां यथा रवौ
यतोऽद्वयासङ्गचिदेकमक्षरम् ॥५७२॥

| | |
|---|---|
| यथा | = જેવી રીતે |
| मेघकृतां दृगावृतिम् | = વાદળાંથી દૃષ્ટિ ઢંકાઈ જતાં |
| रवौ | = સૂર્ય (ઢંકાઈ ગયો એમ મનાય છે.) |
| बन्धं च मोक्षं च | = (તેમ) બંધન અને મોક્ષ (બન્ને) |
| बुद्धेः गुणम् | = બુદ્ધિના ગુણોને |
| मूढाः | = અજ્ઞાનીઓ |
| वस्तुनि | = આત્મરૂપવસ્તુમાં |
| मृषा एव | = વ્યર્થ જ |
| कल्पयन्ति | = કલ્પી લે છે. |
| यतः | = કારણ કે |
| अद्वय–असंग–चित्–एकम् | = (આત્મા તો) અદ્વિતીય–અસંગ ચૈતન્યરૂપ, એક |
| अक्षरम् | = (અને) અવિનાશી છે. |

અધિષ્ઠાન જેવી નિષ્ક્રિય દોરીમાં જેવી રીતે ભ્રાંતિથી જન્મેલા સર્પનું આવાગમન હોતું નથી તેવી જ રીતે વાસ્તવમાં આત્મામાં માયારૂપી ભ્રાંતિએ કલ્પેલા બંધન કે મોક્ષનું આવાગમન હોઈ શકે નહીં.

બંધન અને મોક્ષ તો અવિદ્યાજન્ય આવરણના આવાગમનથી જ અનુભવાય છે. જ્યાં સુધી અજ્ઞાનનું આવરણ હોય ત્યાં સુધી ભ્રાંતિકલ્પિત બંધન અનુભવાય છે અને આવરણ દૂર થતાં બંધન દૂર થયું અને બંધનથી મુક્તિ મળી, તેવો ભાસ થાય છે, જેને મોક્ષ કહેવાય છે. પરંતુ વાસ્તવમાં તો બ્રહ્મને કોઈ પણ પ્રકારે કોઈ પણ જાતનું આવરણ હોઈ શકે નહીં. કારણ કે બ્રહ્મથી ભિન્ન કોઈ વસ્તુનું જો અસ્તિત્વ જ ન હોય તો બ્રહ્મને ઢાંકવાવાળું કે આચ્છાદિત કરનારું આવરણ આવે ક્યાંથી? છતાં જો આવરણનું અસ્તિત્વ સાચું માનીએ તો દ્વૈતની જ સિદ્ધિ થઈ કહેવાય અને તેવી સિદ્ધિમાં

તો આત્માની અદ્વિતીયતાનો ભંગ થાય અને આત્મા અભેદ છે, અદ્વૈત છે તેવું કદાપિ સિદ્ધ કે સાબિત થઈ શકે નહીં. તદુપરાંત, શ્રુતિ કે વેદને પણ દ્વૈતનું અસ્તિત્વ સ્વીકાર્ય નથી. કારણ કે શ્રુતિસંમત સિદ્ધાંત છે કે બ્રહ્મથી અતિરિક્ત, અન્ય, જુદું, દ્વૈતરૂપે કંઈ જ અસ્તિત્વમાં નથી.

"न त्वं नाहं न चान्यद्वा सर्वं ब्रह्मैव केवलम्"

(મહોપનિષદ-૫/૪૬)

''તું નથી, હું નથી કે બીજું કંઈ નથી, બધું કેવળ બ્રહ્મ જ છે.''

બંધન અને મોક્ષ બન્ને બુદ્ધિના ગુણ છે છતાં અજ્ઞાનીઓ આત્મારૂપી વસ્તુમાં વ્યર્થ જ બંધન અને મોક્ષની કલ્પના કરે છે. જેવી રીતે વાદળાંથી અનેકગણો, મોટો, મહાન સૂર્ય ન તો ઢંકાઈ જાય કે ન તો નાના વાદળાં સૂર્યને આવરણ પૂરું પાડી શકે. તેમ છતાં અજ્ઞાનીઓ માની લે છે કે વાદળાંથી સૂર્ય ઢંકાઈ ગયો છે કે આચ્છાદિત થઈ ગયો છે. પરંતુ વાસ્તવમાં તો વાદળાં આપણી નાની આંખ આગળ જ અવરોધરૂપે ખડાં થઈને આંખનું આવરણ બને છે, આંખને જ ઢાંકે છે. તેવી રીતે અજ્ઞાનરૂપી આવરણ બુદ્ધિને ઢાંકી શકે કે આચ્છાદિત કરી શકે; નિરાકાર, સર્વવ્યાપ્ત આત્માને કદાપિ આચ્છાદિત કરી શકે નહીં. તેથી સ્પષ્ટ થાય છે કે આત્માને આવરણ નથી માટે આત્મા બંધનમાં પડી શકે નહીં. આત્મા કદાપિ બંધનમાં નહોતો તેથી મુક્તિ કે મોક્ષની ભ્રાંતિ પણ આત્માને હોઈ શકે નહીં. માટે જ આત્માને નિત્ય મુક્ત કહ્યો છે અને બંધન કે મોક્ષ જેવી ભ્રાંતિને મન કે બુદ્ધિની કલ્પના જ ગણવામાં આવે છે. તે જ કારણે બુદ્ધિને સૂક્ષ્મદર્શી, અભેદદર્શી બનાવવાનો તથા મનને શુદ્ધ કરવાનો ઉપદેશ, આદેશ કે સંકેત આપવામાં આવે છે.

(છંદ-અનુષ્ટુપ)

अस्तीति प्रत्ययोयश्च यश्च नास्तीति वस्तुनि ।
बुद्धेरेव गुणावेतौ न तु नित्यस्य वस्तुनः ॥५७३॥

वस्तुनि = કોઈ પદાર્થમાં
यः अस्ति इति च = 'તે છે' એવી

यः न अस्ति इति च प्रत्ययः = અને 'તે નથી' એવી પ્રતીતિ
एतौ = આ બન્ને
बुद्धेः एव गुणौ = બુદ્ધિના જ ગુણ છે.
न तु नित्यस्य वस्तुनः = (પણ) નિત્યવસ્તુ આત્માના નથી જ.

(છંદ–અનુષ્ટુપ)

अतस्तौ मायया क्लृप्तौ बन्धमोक्षौ न चात्मनि ।
निष्कले निष्क्रिये शान्ते निरवद्ये निरञ्जने ।
अद्वितीये परे तत्त्वे व्योमवत् कल्पना कुतः ॥५७४॥

अतः तौ बन्धमोक्षौ = માટે બંધન અને મોક્ષ; બન્ને
मायया क्लृप्तौ = માયાથી કલ્પિત છે.
न च आत्मनि = પણ આત્મામાં છે જ નહીં
व्योमवत् = કારણ કે આકાશની જેમ
निष्कले निष्क्रिये = અવયવ વગરના, ક્રિયા વગરના,
शान्ते निरवद्ये अद्वितीये = શાંત, નિર્દોષ, અદ્વિતીય
निरञ्जने परे तत्त्वे = નિર્લેપ પરમ તત્ત્વમાં (આત્મામાં)
कुतः कल्पना = (આવી) કલ્પના ક્યાંથી સંભવે?

કોઈ પણ વસ્તુમાં **"अस्ति इति"** "તે છે" અને **"यः च न अस्ति इति"** "તે નથી" અર્થાત્ જીવવસ્તુમાં બંધન છે અને આત્મવસ્તુમાં તે બંધન નથી, એવું અજ્ઞાનકાળે જણાયેલું. આ બન્ને પ્રકારની, બંધનના ભાવ અને અભાવની સમજણ કે જ્ઞાન, બુદ્ધિના ગુણ છે. તે કંઈ નિત્યવસ્તુ જેવા આત્માના ગુણ નથી. આત્મામાં તો બંધનના ભાવ કે અભાવ જેવું કે પછી આવાગમન જેવી કોઈ ક્રિયા હોઈ શકે નહીં. તેથી બંધન અને મોક્ષ માયાકલ્પિત છે, આત્મામાં તેની લેશ માત્ર કલ્પના સંભવી શકે નહીં. આત્મા આકાશવત અસંગી, નિર્લેપ, નિષ્ક્રિય, નિરવયવી, શાંત, નિર્દોષ, અદ્વિતીય પરમતત્ત્વ છે. તેથી તેવા પરમતત્ત્વમાં બંધન કે મોક્ષની કોઈ કલ્પના સંભવી શકે નહીં.

(છંદ-અનુષ્ટુપ)

न निरोधो न चोत्पत्तिर्न बद्धो न च साधकः ।
न मुमुक्षुर्न वै मुक्त इत्येषा परमार्थता ॥५७५॥

न निरोधः न च उत्पत्तिः = કોઈ વસ્તુનો નથી નાશ કે નથી ઉત્પત્તિ,
न बद्धः न च साधकः = નથી કોઈ બંધાયેલો કે નથી કોઈ સાધક,
न मुमुक्षुः न वै मुक्तः = નથી કોઈ મોક્ષની ઇચ્છાવાળો કે નથી કોઈ મુક્ત
इत्येषा परमार्थता = આ વાસ્તવિક વાત છે. (પારમાર્થિક સત્ય છે.)

સદ્‌ગુરુએ શિષ્યના કલ્યાણાર્થે અંતિમ સૂત્રસંકેત જેવી લાંબી મજલ કાપ્યા બાદ, રહસ્યોના નિષ્કર્ષ જેવું, સાધનોની સિદ્ધિ જેવું, તમામ ક્રિયા કર્મના મર્મ સમાન, ઉપદેશસાગરના આચમન જેવા અમૃતબિંદુનું શિષ્યને પાન કરાવતાં સમાસશૈલીમાં પ્રસ્તુત શ્લોકમાં જે કંઈ કહ્યું તે ઉપસંહારના પણ ઉપસંહાર જેવું ગણાય છે.

હે શિષ્ય! પારમાર્થિક સત્યમાં, નિરપેક્ષ આત્મામાં કે અખંડ, અભેદ, અદ્વિતીય બ્રહ્મમાં, નથી નિરોધરૂપી વિનાશ, પ્રલય કે ઉત્પત્તિ કે નથી ત્યાં કોઈ બંધાયેલો બંધનયુક્ત કે નથી સાધનાને વરેલો કોઈ સાધક. નથી તે પરમતત્ત્વમાં મોક્ષની ઇચ્છાવાળો કોઈ મુમુક્ષુ કે તમામ બંધનોથી છૂટેલો કોઈ મુક્ત. આમ, દ્વૈતપ્રપંચ કે સાપેક્ષ જેવી સર્વ સ્થિતિનો જ્યાં અભાવ છે, એ જ પારમાર્થિક સ્થિતિ છે તથા અગમ-નિગમનો અલૌકિક માર્ગ છે.

"न निरोधो न चोत्पत्तिः ।" "આત્મતત્ત્વ કે બ્રહ્મ, જે પારમાર્થિક સત્ય કહેવાય છે, તેમાં ઉત્પત્તિ અને નાશનો અભાવ કહેવાયો છે કારણ કે સર્વને સુવિદિત છે કે આત્મા તો અજન્મા છે. જેનો જન્મ જ નથી, તેનો પ્રલય કેવો? કોઈ પણ કાળે જેની ઉત્પત્તિનો સંભવ નથી તે પારમાર્થિક તત્ત્વનો નાશ ક્યાં? અને કઈ રીતે? જેને નથી વિષયોમાં ઉન્મત્ત થઈ વિહાર કરનારી ઇન્દ્રિયો કે બહિર્મુખી બનાવનારું મન, તેમાં વળી નિરોધ

ક્યાં? કે તેના અવરોધની વાત કેવી? ઇન્દ્રિયો અને મન તો જગતના પ્રવાસમાં છે માટે તેમનો માર્ગ રૂંધી શકાય, તેમને થોભાવી શકાય, આગળ વધતાં અટકાવી શકાય, તેમના પ્રવાસમાં નિયંત્રિત કરવા નિરોધી શકાય, પરંતુ આત્મા કે બ્રહ્મમાં નથી ઇન્દ્રિયો કે મન, તો તેમની અટકાયત ક્યાં? કેવી રીતે? જે આત્મતત્ત્વ નિષ્ક્રિય છે, તેમાં નિરોધ શેનો? અને વિરોધ ક્યાં? આમ, કોઈ પણ દૃષ્ટિએ પારમાર્થિક સત્યમાં નિરોધ, અવરોધ, વિરોધ, પ્રલય કે નાશ સંભવી શકે તેમ નથી, કારણ કે આત્મતત્ત્વ તો એક અને અદ્વિતીય છે. **'एकमेवाद्वितीयम्'** (છાંદોગ્ય ઉપ.- ૬-૨-૧) ઉપરાંત **'सत्यं ज्ञानमनन्तं ब्रह्म ।'** (તૈત્તિરીય શ્રુતિ-બ્રહ્માનંદવલ્લી-૧) ઉપરાંત બ્રહ્મ તો **'सत्'** સ્વભાવવાળું અર્થાત્ શાશ્વત અસ્તિત્વવાળું છે. તેથી **'सत्'** અસ્તિત્વવાળા બ્રહ્મ કે આત્માનો કદી અભાવ સંભવી શકે નહીં. તેથી જો તેમાં પ્રલય, નાશ કે ઉત્પત્તિ સ્વીકારવામાં આવે, તો તો આત્મા કે બ્રહ્મનો અભાવ સ્વીકારવો પડે. કારણ કે નિરોધ, નાશ કે પ્રલય જેવી સ્થિતિ અભાવ સૂચવે છે અને તે જ પ્રમાણે ઉત્પત્તિ માનવામાં આવે તો પણ ઉત્પત્તિ પૂર્વે બ્રહ્મ કે આત્માનો અભાવ જ સ્વીકારવો પડે. પણ તત્ત્વાર્થે, પારમાર્થિક સત્ય જેવા આત્મા કે બ્રહ્મમાં નથી પ્રાગભાવ કે પ્રધ્વંસભાવ. તેથી ન હોઈ શકે તેમાં નિરોધ કે ઉત્પત્તિ, જન્મ કે મૃત્યુ, પ્રાગટ્ય કે પ્રલય કારણ કે જેમ **'सत्'** સ્વરૂપવાળા આત્મામાં અભાવ શક્ય નથી તેમ અદ્વિતીય અને એક એવા પારમાર્થિક સત્યમાં કોનો ઉદય? અને કોનો અસ્ત? આમ વિચારતાં, જન્મ અને મૃત્યુ જેવા વિકારો પરમાર્થમાં હોઈ શકે નહીં. કારણ કે ઉત્પત્તિ અને નાશ જેવું દ્વૈત તો વ્યવહારમાં છે, સ્વપ્નમાં છે, અજ્ઞાનમાં છે. પરમાર્થમાં નથી દ્વૈત, નથી જાગ્રતનો વ્યવહાર કે સ્વપ્નની કલ્પનાઓ. તેથી ઉત્પત્તિ અને નાશ જેવું દ્વૈત તો અદ્વિતીય બ્રહ્મમાં હોવાની કલ્પના પણ થઈ શકે તેમ નથી. જેવી રીતે દોરીમાં ભ્રાંતિકાળે દેખાતા સર્પને વાસ્તવમાં નથી હોતો નિરોધ કે નાશ, ઉત્પત્તિ કે જન્મ. તો સર્પના અધિષ્ઠાન જેવી દોરીમાં તો તેવી સ્થિતિ સંભવે જ કઈ રીતે? તે જ પ્રમાણે આત્મા કે બ્રહ્મ ઉપર આરોપિત શરીર કે સંસારમાં જ જો વાસ્તવિક વિનાશ કે ઉત્પત્તિ નથી તો પારમાર્થિક

સત્યમાં તો તેની સંભાવના હોય જ ક્યાંથી? છતાં જો કોઈ અજન્મા, અનાદિ, અનંત અને અદ્વિતીય આત્મામાં ઉત્પત્તિ અને નાશની કલ્પના કરે તો તે અગ્નિમાં શીતળતાની કલ્પના જેવી મૂર્ખામીની પરાકાષ્ઠા સિવાય અન્ય કંઈ જ ન કહેવાય. નિરોધ અને ઉત્પત્તિ, બદ્ધ તથા સાધક, મુમુક્ષુ કે મુક્ત જેવો દ્વૈતભાવ તો માત્ર અજ્ઞાનકાળે જ ભાસે છે. જયાં સુધી દશ્યપ્રપંચનું ભેદમય જગત જણાતું હોય કે જયાં સુધી દ્વૈતના મિથ્યાત્વ, અસત્ત્વ, અનિત્યત્વમાંથી અજ્ઞાની બહાર ન નીકળ્યો હોય ત્યાં સુધી જ તેને ઉપરોક્ત ભેદનું દર્શન થયા કરે છે. કારણ કે દ્વૈતભાવ કે અજ્ઞાનકાળમાં જ અન્ય અન્યને જુએ છે, અન્ય અન્યને સાંભળે છે, તેવા દ્વૈતભાવનો અનુભવ થાય છે, તેવું શ્રુતિ જણાવે છે. **"यत्र हि द्वैतमिव भवति तदितर इतरं पश्यति, तदितर इतरं श्रुणोति ।"** પરંતુ આત્મજ્ઞાન કે જ્ઞાનસ્વરૂપ બ્રહ્મનો સાક્ષાત્કાર થતાં જે પારમાર્થિક સત્ય સમજાય છે, તેમાં સમગ્ર દ્વૈતનો જ અને તેના કારણ અજ્ઞાનનો પણ નાશ થાય છે. તેથી ત્યાં ઉત્પત્તિ કે નિરોધ, બદ્ધ કે સાધક, મુમુક્ષુ કે મુક્ત જેવા દ્વંદ્વ કે દ્વૈત જેવું કંઈ જ જણાતું નથી.

હકીકતમાં તો પારમાર્થિક સત્ય જેવા પરબ્રહ્મમાં તો કોઈની પણ ઉત્પત્તિનો સંભવ જ નથી. બ્રહ્મ તો અનાદિ અને અજન્મા છે જ. પરંતુ કોઈ પણ જીવાત્માનો જન્મ થતો નથી,તેથી તેમની ઉત્પત્તિનું કોઈ પણ કારણ નથી. આમ, બ્રહ્મમાંથી પણ ઉત્પત્તિ થતી નથી અને બ્રહ્મ પોતે પણ જન્મ અને નિરોધથી મુક્ત છે. માટે તે જ ઉત્તમ પારમાર્થિક સત્ય છે અને તે જ સાક્ષાત્કાર કરવા યોગ્ય છે. માટે જ શ્રુતિ જણાવે છે કે,

**'न कश्चिज्जायते जीवः संभवोऽस्य न विद्यते ।**
**एतत्तदुत्तमं सत्यं यत्र किंचन् न जायते ।'**

(માંડુક્યકારિકા-અદ્વૈત પ્ર.-૪૮)

''કોઈ પણ જીવનો ક્યારેય જન્મ થતો નથી કારણ કે તેમની ઉત્પત્તિનું કોઈ કારણ જણાતું નથી. જેમાં કોઈની પણ ઉત્પત્તિ થતી નથી તે બ્રહ્મ જ ઉત્તમોત્તમ સત્ય છે. આવા પારમાર્થિક સત્યમાં નથી જન્મ જીવનો, નથી ઉત્પત્તિ સંસાર કે જગતની, નથી જન્મ ઉપાધિકલ્પિત ઈશ્વરનો અને

બ્રહ્મ કે આત્મતત્ત્વ તો નિર્વિવાદ અજન્મા અને અનાદિ છે જ. આમ, જે પારમાર્થિક સત્યમાં કોઈ કાળે ઉત્પત્તિ જ નથી, ત્યાં કેવી કથા નિરોધની? બચે ક્યાં વ્યથા વિરોધની?

આમ છતાં, સૃષ્ટિની કે જગતની ઉત્પત્તિની જે કંઈ વાતો શાસ્ત્રમાં આવે છે, તે સર્વ વ્યાવહારિક સત્યના દૃષ્ટિકોણથી છે, પારમાર્થિક સત્યની દૃષ્ટિએ નહીં. વ્યાવહારિક સત્યમાં, આચાર અને સંસારવ્યવહાર ચલાવવા માટે જ અને અજ્ઞાનીની મિથ્યા શ્રદ્ધાને ટેકો આપવા માટે જ સૃષ્ટિની ઉત્પત્તિનો બોધ અપાયેલો છે. શાસ્ત્રનો હેતુ કંઈ ઉત્પત્તિ સમજાવવાનો કે દ્વૈત સિદ્ધ કરવાનો નથી. પરંતુ મંદબુદ્ધિવાળા અજ્ઞાનીજનોને જગતની ઉત્પત્તિનો ઉપદેશ આપીને ત્યારબાદ જીવ-બ્રહ્મ ઐક્યરૂપી પરમતત્ત્વમાં તેમનો પ્રવેશ કરાવવા માટે જ એક યુક્તિ સમાન છે. તેથી વધુ અન્ય કંઈ જ નહીં.

જે કોઈ અવિવેકી, અજ્ઞાની અને મંદબુદ્ધિવાળા લોકો છે, જેમને ભૌતિક પદાર્થો સત્ય છે તેવું જણાય છે અને જેમની બુદ્ધિ સ્થૂળ ભૌતિક અને ઇન્દ્રિયગમ્ય પ્રત્યક્ષ પદાર્થોને સાચા માનવા ટેવાયેલી છે, તથા વર્ણાશ્રમાદિ વ્યવહારમાં પણ જેમની શ્રદ્ધા અતૂટ છે, તેવા સૌનો વ્યવહાર નિર્વિઘ્ને ચલાવવા માટે જ શાસ્ત્રો અને શ્રુતિઓએ સૃષ્ટિની ઉત્પત્તિનો બોધ આપ્યો છે. જેથી ભૌતિક પદાર્થોને સત્ય માનનારા લોકોને સંતોષ થાય કે જેને પોતે સત્ય માને છે તેની પણ આપણા શરીર જેમ ઉત્પત્તિ છે અને નાશ છે. તદુપરાંત સમગ્ર સૃષ્ટિની ઉત્પત્તિ માટે કોઈ કારણ છે અને તે જ સૃષ્ટિનો નિયંતા કે સર્જક છે, આવું માનવાથી તેમની મંદ બુદ્ધિ વડે થતો વ્યવહાર ટકી શકે છે. જો તેમને સમજાવવામાં આવે કે આત્મા જેમ જીવ અને શરીર પણ અજન્મા છે અને સૃષ્ટિનો પણ જન્મ નથી, તો પોતાના અસ્તિત્વનો અભાવ જાણી તેઓ ભયભીત થાય અને તેમના ભોગ, વૈભવ વગેરે નષ્ટ થવાની ચિંતામાં મૃત્યુ પૂર્વે જ, ચિતા ઉપર સૂતા પૂર્વે જ, બળવા માંડે અને તેમના જીવનવ્યવહારનો જાણે અંત આવ્યો હોય તેમ સતત આતંકયુક્ત થયેલાં જણાય. માટે જ તેવા સૌનો ભય દૂર કરવા, તેમના ભોગ અને વૈભવની

સુરક્ષા માટે અને તેમના નાશવાન વ્યવહારનો તાત્કાલિક ભંગ ન થાય તે માટે તેમને સૃષ્ટિની ઉત્પત્તિનો, શરીરના જન્મનો તથા જીવની ગતિનો બોધ, વ્યાવહારિક સત્યના દૃષ્ટિકોણથી આપવામાં આવે છે.

સંસારનો વ્યવહાર અને જીવનનો આચાર ટકાવી રાખવા માટે જ જન્મેલાં દેહાદિને ખોટેખોટાં નામ કે સંજ્ઞાઓ આપી ભેદ ઊભો કરવામાં આવે છે. વાસ્તવમાં અનેક શરીરો કે તેમના આકારો કંઈ સત્ય હોતાં નથી છતાં વ્યવહાર ચલાવવા માટે અને એકબીજાને અન્યોન્યથી જુદાં ઓળખવા માટે રમણ, મગન, છગન જેવા જે નામ અપાય છે, તે નામો વ્યાવહારિક સત્યના દૃષ્ટિકોણથી ભલે સત્ય હોય છતાં પારમાર્થિક સત્યમાં તો આત્માને નથી નામ કે સંજ્ઞા. નથી કોઈ આકાર કે ઊંચ-નીચ યોનિ. છતાં વ્યવહાર સાચવવા અને ચલાવવા માટે આવા નામ અને ઉપાધિ સત્ય માનવામાં આવે છે. તેથી તેવા સત્યને વ્યાવહારિક સત્ય કહે છે. જો જુદાં શરીર ઉપરના આરોપિત નામને વ્યવહારમાં પણ સત્ય ન માનીએ, તો રમણના ખાતામાંથી મગન પૈસા લઈ જાય અને છગનની કંકોત્રીમાં જે તારીખે લગ્ન થવાનું હોય તે માંડવામાં 'ડાહ્યો' પરણવા બેસી જાય, તેવો વ્યાવહારિક દોષ ઊભો ન થાય તે માટે , જે આત્મા અનામી અને નિરાકાર છે તેનો પણ મનુષ્યાકાર અને નામ કલ્પેલાં છે. એટલું જ નહીં, પરંતુ વ્યવહારની આચારશુદ્ધિ માટે તેને સાચાં માની વ્યવહાર કરવો પડે છે. માટે જ શરીરાદિના જન્મ-નાશ, નામ અને આકાર, વર્ણ અને આશ્રમ અને તેના ધર્મો વ્યાવહારિક સત્યના દૃષ્ટિકોણથી સ્વીકારવામાં આવે છે. છતાં, પારમાર્થિક સત્યમાં તો તેમનું નામોનિશાન હોતું નથી.

શાસ્ત્રોના પોથાં અને થોથાંના બળે વિદ્વાન બનેલા પંડિતો, કર્મઠો કે વેદિયાઓ, જેઓ સૂક્ષ્મ બુદ્ધિથી વંચિત છે તેઓ, કોઈ પણ પદાર્થની ઉત્પત્તિ થઈ નથી, તેવું સ્વીકારવામાં ભય પામે છે. એટલું જ નહીં પણ તેના સ્વીકારવામાં તેમને પોતાનો નાશ દેખાય છે. તેવા મંદાધિકારીઓને પોતાની ભ્રમણા કે અજ્ઞાનમાં સુખેથી થોડો સમય પસાર કરવા માટે શાસ્ત્રોએ

ઉત્પત્તિનો બોધ આપ્યો છે. જેથી પ્રથમ વ્યાવહારિક સત્યમાં બુદ્ધિ સ્થિર કર્યા બાદ, ધીરે-ધીરે તેઓ પારમાર્થિક સત્યને પ્રાપ્ત કરનારા અધિકારી થઈ શકે. એવા જ સાત્ત્વિક હેતુથી ઉપાધિભેદનો, જગત ઇત્યાદિ પદાર્થોની ઉત્પત્તિનો, તથા આરોપિત અનેક નામ કે સંજ્ઞાઓનો, શ્રુતિ અને વેદોએ સ્વીકાર કરેલો છે. પરંતુ, જેઓ સૂક્ષ્મ બુદ્ધિવાળા તથા વિવેક-વૈરાગ્યાદિ સાધનસંપન્ન અધિકારીઓ છે, તેમને તો આપમેળે જ અનાદિ અને અજન્મા તથા અવિનાશી આત્માનો વિવેક સમજાઈ જ જવાનો છે. તેથી તેવા સૂક્ષ્મ બુદ્ધિવાળા અને સાધનસંપન્ન વેદાંતના અધિકારીઓ માટે સૃષ્ટિની ઉત્પત્તિ કે નાશનો ઉપદેશ આપવામાં આવ્યો નથી. તાત્પર્યમાં અનાધિકારી, અવિવેકીને ક્રમશઃ દ્વૈત ઉપરથી અદ્વૈત તરફ અને ઉત્પત્તિ અને નાશથી, અનાદિ અને અનંત બ્રહ્મ તરફ લઈ જવાના હેતુથી જ શ્રુતિઓમાં ઉત્પત્તિ આદિના વર્ણનો કે ઉપદેશ આપવામાં આવ્યાં છે.

**'न बद्धो न च साधकः ।'** પારમાર્થિક સત્યમાં, આત્મામાં કે અભેદ બ્રહ્મમાં નથી કોઈ સંસારી જીવ કે જેને કર્મફળનું બંધન હોય કે અવનવી યોનિઓમાં આંટાફેરા કરવાનું અખંડ ચક્ર હોય અગર નથી કોઈ જન્મી ને મૃત્યુ પામનારું, પારણે કે સ્મશાનમાં સૂનારું શરીર કે જેને દેશ અને કાળનું બંધન હોય. આમ, જેને જેને કોઈ પણ પ્રકારનું જીવભાવે કે દેહભાવે બંધન હોય, તે બદ્ધ કહેવાય. તેવું કોઈ બંધન કે બંધનવાળો બદ્ધ પારમાર્થિક સત્યમાં હોઈ શકે નહીં. આમ, જો સ્પષ્ટ થાય કે આત્મામાં બંધન નથી, તો તો નિઃસંદેહ સત્ય તો એ જ છે કે આત્મવિત થયેલાને, બ્રહ્મીભૂત થયેલી વિભૂતિને ન હોય દેશ-કાળરૂપી શરીરનું બંધન કે ન હોય કર્તાભાવરૂપી જીવનું બંધન. તેથી તેવી જીવન્મુક્ત વિભૂતિ, બદ્ધ તો ન જ હોઈ શકે અને જો તે બદ્ધ નથી તો તેને મુક્તિની અપેક્ષા કેવી? કે મોક્ષની આકાંક્ષા ક્યાં? તે જ ન્યાયે તે મુમુક્ષુ કે મુક્ત પણ થઈ શકે નહીં. કારણ કે આત્મા કે બ્રહ્મસ્વરૂપે તેવો જ્ઞાની નિત્યમુક્ત છે, તો સાધક બની સાધના કરે શેના માટે? કે મુમુક્ષુ થઈ મેળવે શું? નિત્યમુક્ત આત્મસ્વરૂપે રહેનારને બંધન

કે મોક્ષની ભ્રાંતિ જ નથી, તો ક્યાં રહી સાધના અને કોણ બને સાધક? ક્યાં મોક્ષની ઇચ્છા? અને બને કોણ મુક્ત? માટે જ અત્રે સ્પષ્ટ કર્યું છે કે પારમાર્થિક સત્યમાં નિમગ્ન થયેલાં જ્ઞાનીની અભેદબુદ્ધિમાં નથી નિરોધ કે ઉત્પત્તિ, નથી કોઈ બદ્ધ કે નથી કોઈ સાધક, છતાં જ્યાં સુધી પારમાર્થિક સત્યનું અભેદજ્ઞાન થતું નથી અને સૂક્ષ્મ બુદ્ધિએ આત્મસાક્ષાત્કાર થતો નથી, ત્યાં સુધી બંધનનો ભાવ છે અને તેવા બદ્ધને જ સાધનચતુષ્ટયની પ્રાપ્તિ અર્થે સાધક ગણી સાધનાનો ઉપદેશ વ્યાવહારિક સત્યના દૃષ્ટિકોણથી અપાય છે.

આમ, અજ્ઞાનકાળે જ વ્યવહાર છે, વ્યાવહારિક સત્ય છે અને તેવા દૃષ્ટિકોણથી જ કોઈ બદ્ધ કે સાધક છે, કોઈ મુમુક્ષુ કે મુક્ત છે. પરંતુ અજ્ઞાનનો જ્ઞાનકાળે બાધ થતાં, વ્યવહારનું કારણ અવિદ્યા કે અજ્ઞાન જ રહેતું નથી, ત્યાં કોણ બદ્ધ કે સાધક? કેવી મોક્ષની ઇચ્છા અને કેવો મુક્તિનો વૈભવ? છતાં તે બધું માત્ર એક કાળે અર્થાત્ અજ્ઞાનકાળે અસ્તિત્વમાં હોય છે અને જ્ઞાનકાળે તેમાંનું કંઈ જ રહેતું નથી. તેનો જ્ઞાનકાળે અભાવ સર્જાય છે. તેથી જે કંઈ વ્યવહાર છે, વ્યવહારગમ્ય છે તે સર્વ કાંઈ અભાવયુક્ત હોઈ અસત્ય છે, મિથ્યા છે, અનિત્ય છે તથા સ્વપ્નવત કાલ્પનિક છે. માટે વ્યવહાર માત્રની પારમાર્થિક સત્યતા સંભવી શકે નહીં.

વ્યવહારમાં જે કંઈ જણાય છે તેની સત્તા પ્રાતિભાસિક છે. જેમ સ્વપ્નના પદાર્થો અને સ્વપ્નસૃષ્ટિ માત્ર સ્વપ્નકાળે જ સાચા જેવી અનુભવાય છે અને જાગૃતિમાં આવતાં જ જે કંઈ સત્ય અનુભવાયું હતું તે અસત્ય, અનિત્ય અને મિથ્યા ઠરે છે. સ્વપ્નના અનુભવો અને સ્વપ્નની સૃષ્ટિમાં જે કંઈ જોયું, સાંભળ્યું કે અનુભવ્યું તે સર્વ કાંઈનો અભાવ થતો હોવાથી અગર બાધ થતો હોવાથી મિથ્યા છે તે પ્રમાણે જાગ્રત અવસ્થામાં જે કંઈ ભેદમય કે દ્વૈતરૂપી વ્યવહાર થાય છે અને તેવો વ્યવહાર અજ્ઞાનકાળે સાચાં જેવો લાગતો હોવા છતાં જ્ઞાનકાળે તે સર્વ વ્યવહારનો અભાવ અને બાધ થતો હોવાથી જાગ્રતનો વ્યવહાર પણ અનિત્ય, અસત, મિથ્યા અને

પ્રાતિભાસિક સત્ય જેવો છે. તેથી વ્યવહાર અને વ્યવહારમાં જણાયેલું વ્યાવહારિક સત્ય જેવું જે કંઈ છે, તેમાનું ઉત્પત્તિ અને વિનાશ જેવું, બદ્ધ અને સાધક જેવું, અગર મુમુક્ષુ અને મુક્ત જેવું કંઈ પણ પારમાર્થિક સત્ય હોઈ શકે નહીં. પારમાર્થિક સત્ય તો અનાદિ અને અનંત છે, અવિકારી અને નિરાકાર છે, અસંગ અને અનામી છે, બંધન અને મોક્ષની ભ્રાંતિથી ન્યારું, નિર્ભ્રાંત તત્ત્વ છે, જન્મ અને મૃત્યુ જેવી સાપેક્ષતાથી નિર્લેપ, નિરપેક્ષ સત્ય છે, તમામ પરિવર્તનોનું અપરિવર્તનશીલ અધિષ્ઠાન છે. આ જ શાસ્ત્રોનો અમર ઉપદેશ છે. શ્રુતિની અભેદ ઘોષણા છે. સંતોનો નિર્વિવાદ સંદેશ છે અને સ્મૃતિનો રહસ્યમય પવિત્રતમ સંકેત છે.

(છંદ-માલિની)

सकलनिगमचूडास्वान्तसिद्धान्तरूपं
परमिदमतिगुह्यं दर्शितं ते मयाऽद्य ।
अपगतकलिदोषं कामनिर्मुक्तबुद्धिं
स्वसुतवदसकृत्त्वां भावयित्वा मुमुक्षुम् ॥५७६॥

अपगतकलिदोषम् = કળિયુગના દોષોથી રહિત
कामनिर्मुक्तबुद्धिम् = કામરહિત બુદ્ધિવાળા
त्वां मुमुक्षुं अद्य = તને મુમુક્ષુને આજે
स्वसुतवत् भावयित्वा = મારા પોતાના પુત્ર સમાન માની
परं अति गुह्यम् = શ્રેષ્ઠ અને અતિગુહ્ય
इदं सकलनिगमचूडास्वान्त- = એવો બધા ઉપનિષદોના સિદ્ધાંતનો
सिद्धान्तरूपम् સાર
असकृत् ते मया दर्शितम् = વારંવાર તારી સમક્ષ મારા વડે દર્શાવાયો છે.

સદ્‌ગુરુ પોતાના હૃદયસ્થ ખજાનામાં જે જે રહસ્યોનો ભંડાર ભરેલો છે, તે સમસ્ત પોતાના કૃપાપાત્ર શિષ્ય સમક્ષ ખુલ્લો કરી, તેને બ્રહ્મવિદ્યાનું મહાન દાન પ્રદાન કરે છે અને અંતે આપણે ગ્રંથના ઉપસંહારમાં

જોયું કે પારમાર્થિક સત્યનું અંતિમ શિખર માત્ર દર્શાવ્યું નથી પરંતુ શિષ્યને સમર્થ બનાવી જ્ઞાનના ઉત્કૃષ્ટ શિખર ઉપર ઊભો પણ કરી દે છે. ત્યારબાદ અંતે ગુરુ-શિષ્યનું વ્યાવહારિક નાટક ઉપાધિભેદે પૂર્ણ થયું છે તેમ સમજી, બન્ને અન્યોન્યથી વિદાય લે તે પૂર્વે એક નિખાલસ રજુઆત ગુરુદેવના અંતઃકરણથી પ્રગટ થાય છે કે 'હે વત્સ! ભલે આપણી વચ્ચે લોહીનો સંબંધ નથી, છતાં મેં તને પુત્રસમાન માન્યો છે અને તેથી જ મારો આધ્યાત્મિક વારસો અને બ્રહ્મવિદ્યાનો ખજાનો તને વારસદાર સમજીને તારી સમક્ષ કંઈ પણ છુપાવ્યા વિના મેં ખુલ્લો મૂક્યો છે. ઉપનિષદોના સિદ્ધાંતોનો ગુહ્યમાં ગુહ્ય સાર પણ તને અત્યાર સુધી અનેકવાર બતાવ્યો છે. આ બ્રહ્મવિદ્યાનું પવિત્ર જ્ઞાન નિમિત્તભાવે મેં તને આપ્યું છે. તું કળીયુગના દોષોથી મુક્ત છે એટલું જ નહીં પરંતુ તારામાં કામનાવાળી બુદ્ધિનો લેશમાત્ર સ્પર્શ નથી. તેથી આ ઉપનિષદોના સારરૂપી આ સર્વશ્રેષ્ઠ અને અતિગુહ્ય જ્ઞાન તને આપ્યું છે. સદા યાદ રાખજે, તું સાચો મુમુક્ષુ છે, પુત્ર સમાન છે, શિષ્યત્વને સંપન્ન થયો છે, શરણાગતિવાળો છે અને અહંકારને જીવનમાંથી દેશવટો દઈ નમ્રતાપૂર્વક તેં મને પ્રશ્ન કરેલો કે,

"को नाम बन्धः कथमेष आगतः कथं प्रतिष्ठास्य कथं विमोक्षः ।"

(વિ.ચૂ.૫૧)

માટે જ તેવા સત્પ્રશ્નના ઉત્તરરૂપે કે શંકાના સમાધાનસ્વરૂપે મેં તને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ આપી, મારી સમકક્ષ જીવન્મુક્ત બનાવ્યો છે. હવે આજથી નથી હું તારો ગુરુ કે તું મારો શિષ્ય. હવે તો અવિદ્યાનો અંતિમ પડદો સરી જતાં 'હું, તું' અને પ્રત્યેક ભૂતમાત્ર તથા દૃશ્ય-અદૃશ્ય, વ્યક્ત અને અવ્યક્ત, જડ અને ચેતન જેવું જે કંઈ જ્ઞેય છે, પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે અનુભવગમ્ય છે, તે સર્વ કાંઈ બ્રહ્મરૂપ જ છે. માટે જ્ઞાનમય સર્વાત્મદૃષ્ટિ રાખી ખુશીથી ઇચ્છે ત્યાં તું જઈ શકે છે અને ફાવે તેમ વર્તી શકે છે.તારી બ્રહ્મદૃષ્ટિ દ્વારા હવે તું જીવન્મુક્ત છે.આવું મનોમન ગુરુદેવ બોલતા હોય તેવું, તેમની આંખોમાંથી વહેતી અમીદૃષ્ટિ જાણે શિષ્ય ઉપર આશીર્વાદનો અભિષેક કરતી હોય તેવું, જણાય છે.

(છંદ-અનુષ્ટુપ)

इति श्रुत्वा गुरोर्वाक्यं प्रश्रयेण कृतानतिः ।
स तेन समनुज्ञातो ययौ निर्मुक्तबन्धनः ॥५७७॥

इति = આ પ્રમાણે
गुरोर्वाक्यं श्रुत्वा = ગુરુદેવનાં વચનો સાંભળી
प्रश्रयेण कृतानतिः = અતિ વિનમ્રભાવે નમસ્કાર કરીને
स निर्मुक्तबन्धनः = તે સંસારના બન્ધનોમાંથી છૂટેલો (શિષ્ય)
तेन समनुज्ञातः = ગુરુજીની આજ્ઞા લઈને
ययौ = ચાલી ગયો (વિદાય થયો.)

(છંદ-અનુષ્ટુપ)

गुरुदेवं सदानन्दसिन्धौ निर्मग्नमानसः ।
पावयन् वसुधां सर्वां विचचार निरन्तरम् ॥५७८॥

गुरुदेवम् = ગુરુદેવ (પણ)
सदा आनन्द सिन्धौ = સદા (સત ચિત) આનંદના મહાસાગરમાં
निर्मग्नमानसः = મગ્ન મનવાળા થઈને
वसुधां पावयन् = વસુન્ધરાને પાવન કરતા કરતા
निरन्तरम् = નિરંતર
विचचार = વિચરણ કરવા લાગ્યા.

(છંદ-અનુષ્ટુપ)

इत्याचार्यस्य शिष्यस्य संवादेनात्मलक्षणम् ।
निरूपितं मुमुक्षूणां सुखबोधोपपत्तये ॥५७९॥

इति = આ પ્રમાણે
आचार्यस्य शिष्यस्य = આચાર્યશ્રી તથા શિષ્યના

संवादेन = સંવાદરૂપે
मुमुक्षूणाम् = મોક્ષની ઇચ્છાવાળાઓને
सुखबोधोपपत्तये = સરળતાથી જ્ઞાન થાય માટે
आत्मलक्षणम् = આત્માનું લક્ષણ(આત્મજ્ઞાન)
निरूपितम् = નિરૂપણ કરાયું.

## શિષ્યની વિદાય

સદ્‌ગુરુના અંતિમ સંકેતસૂત્રોનું શ્રવણ કરી, ઉપદેશનો સ્વીકાર કરી ગદ્‌ગદ થયેલા શિષ્યે, કૃતકૃત્યતાની ભાવના સાથે મુક્તિરૂપી અલંકારથી સુશોભિત થઈ, ગુરુની આજ્ઞાને શિરમોર માની, સદ્‌ગુરુના ચરણકમળથી વિદાય લીધી. ત્યારબાદ, સદ્‌ગુરુ પણ સદા સર્વદા આત્માનંદમાં રહેવા ટેવાયેલા પૂર્વવત્ નિજાનંદના મહાસાગરમાં મગ્ન થઈ વિહાર કરવા લાગ્યા અને જે જે સ્થળે, જે કોઈ તેમના સમાગમમાં આવતા, તે સૌ વસુંધરાવાસીઓને પોતાની જ્ઞાનજ્યોત દ્વારા પાવન કરતા રહ્યા.

આ પ્રમાણે ભારતવર્ષની, શંકા અને સમાધાનરૂપી કે પ્રશ્નોત્તર જેવી અલૌકિક સંવાદ પરંપરા દ્વારા, મુમુક્ષુઓને વિઘ્ન વિના સરળતાથી આત્મજ્ઞાન થઈ શકે તે માટે આત્મજ્ઞાનનો અમૃતરૂપી ઉપદેશ અત્રે "વિવેકચૂડામણિ" જેવા ગ્રંથને નિમિત્ત બનાવી, આપવામાં આવ્યો છે. ગુરુ અને શિષ્ય જેવા કાલ્પનિક પાત્રોની રચના કરી શિષ્યના તમામ સંદેહોની નિવૃત્તિ કરવી તથા શિષ્યના આવરણનું હરણ કરવું, તેવા પરમ કર્તવ્ય માટે સદ્‌ગુરુના મુખમાં વેદ, શ્રુતિ અને સ્મૃતિના અમર વાક્યો ઉપદેશરૂપે મૂકવામાં આવ્યા તેથી શિષ્યની હૃદયગ્રંથિ ભેદાઈ ગઈ, કર્મો નષ્ટ થયા અને સંદેહો છેદાઈ ગયા. આમ, ગુરુ-શિષ્યના સંવાદ દ્વારા મુમુક્ષુને જ્ઞાનના સાધનોનો નિર્દેશ કરી, ભવતરણનો ઉપાય તથા અજ્ઞાનના આવરણનું અનાવરણ કરવાની અલૌકિક કળા સમજાવવામાં આવે છે. તેથી ગ્રંથનો હેતુ સાર્થક થાય છે અને ગુરુ-શિષ્યરૂપી પરંપરાની પ્રત્યેક કડી પાવન, પવિત્ર થઈ કૃતકૃત્ય થાય છે.

(છંદ-પુષ્પિતાગ્રા)

हितमिममुपदेशमाद्रियन्तां
विहितनिरस्तसमस्तचित्तदोषाः ।
भवसुखविरताः प्रशान्तचित्ताः
श्रुतिरसिका यतयो मुमुक्षवो ये ॥५८०॥

ये = જે
विहित–निरस्त–समस्त–चित्तदोषाः = વિહિત કર્માનુષ્ઠાનથી ચિત્તના સમસ્ત દોષો રહિત થયા છે તેમણે
भवसुखविरताः = સંસારના સુખોથી વિરક્ત થયેલાઓએ
प्रशान्तचित्ताः = પ્રશાન્ત ચિત્તવાળાએ
श्रुतिरसिकाः = શ્રુતિના રસિકોએ
यतयः मुमुक्षवः = (અને) યત્નશીલ મુમુક્ષુઓએ
इमं हितम् = આ હિતકારક
उपदेशं आद्रियन्ताम् = ઉપદેશને આદરપૂર્વક સ્વીકારવો.

(છંદ-શાર્દૂલવિક્રીડિત)

संसाराध्वनि तापभानुकिरणप्रोद्भूतदाहव्यथा–
खिन्नानां जलकाङ्क्षया मरुभुवि भ्रान्त्या परिभ्राम्यताम् ।
अत्यासन्नसुधाम्बुधिं सुखकरं ब्रह्माद्वयं दर्शय–
न्त्येषा शङ्करभारती विजयते निर्वाणसन्दायिनी ॥५८१॥

संसाराध्वनि = સંસારરૂપી માર્ગમાં
तापभानुकिरणप्रोद्भूतदाहव्यथा = ઉષ્ણ સૂર્યકિરણોથી ઉત્પન્ન થતી દાહની
खिन्नानाम् પીડાથી ત્રાસી ગયેલા
भ्रान्त्या = (જળ મળશે એવી) ભ્રાંતિથી
मरुभुवि जलकांक्षया = મરુભૂમિમાં જળની આકાંક્ષાથી

परिभ्राम्यताम् = ભટકતાં (મુમુક્ષુ સાધકો) માટે
अति–आसन्न = અત્યંત નજીક
सुखकरं सुधाम्बुधिम् =સુખદાયી, સુખસાગરરૂપી
ब्रह्माद्वयं दर्शयन्ती = અદ્વિતીય બ્રહ્મનો સાક્ષાત્કાર કરાવતી
एषा = આ
निर्वाणसन्दायिनी = મોક્ષ અપાવનારી
शंकरभारती = શ્રી શંકરાચાર્યજીની વાણીનો
विजयते = નિરંતર જયજયકાર હો...

## ગ્રંથ અને ગ્રંથકારની સ્તુતિ

જેઓ ચિત્તના દોષોથી મુક્ત થઈ પ્રશાંત ચિત્તવાળા થયા હોય, સંસારના સુખથી વિરક્ત થયેલા હોય અને શ્રુતિના વાક્યોમાં રસપૂર્વક રમણ કરનારા મુમુક્ષુ હોય, તેવા સૌ યત્નશીલ સાધકો માટે આ હિતોપદેશ આદરપૂર્વક સ્વીકાર કરવા જેવો છે.

જેમ સૂર્યના તાપથી પીડાયેલા, ગભરાયેલા અને થાકેલા લોકો મરુભૂમિમાં ઝાંઝવાના જળથી તૃપ્તિ કે શાંતિ મળશે એવી અપેક્ષાથી ત્યાં જાય છે અને ભટકે છે, છતાં તેમની પીડા ન તો શાંત થાય છે કે ન તૃષા તૃપ્ત થાય છે. તેમ, મોક્ષમાર્ગના પથિકો આધ્યાત્મિક, આધિદૈવિક અને આધિભૌતિક તાપ કે દુઃખથી ત્રાસી ગયેલા હોવાથી દુઃખમુક્તિ માટે અનેક સ્થળોએ, અનેક ગ્રંથોના ઘાટ ઉપર, આશ્રમોના દ્વારે, તીર્થસ્થળોને આંગણે, સરિતાના તીરે ભટકે છે. છતાં મોક્ષનું લક્ષ્ય તો દૂર ને દૂર જતું જણાય છે અને તેવા સૌને ન તો અમરતારૂપી મુક્તિ મળે છે કે ન સંસારના ત્રિવિધ તાપથી છૂટકારો. આમ હોવાથી, આદિ શંકરાચાર્યજીએ તેવા સૌ મુમુક્ષુ સાધકો માટે અત્યંત નજીક, સુખદાયી, સુખના સમુદ્ર જેવી, અદ્વિતીય બ્રહ્મનું દર્શન કરાવતી, મુક્તિ અપાવનારી આ ''વિવેકચૂડામણિ''રૂપી અમૃતમય વાણીનો સૌ મુમુક્ષુઓ ઉપર પવિત્ર અભિષેક કર્યો છે. આવી આચાર્ય શ્રીશંકરભારતીની દિવ્ય વાણીનો નિરંતર જયજયકાર હો, જયજયકાર હો!

॥ इति श्रीमत् परमहंसपरिव्राजकाचार्यस्य
योगीश्वरश्रीगोविन्दभगवतः शिष्यपादस्य
श्रीमच्छंकरभगवतः विरचित
विवेकचूडामणिग्रन्थः
समाप्तः ॥

શ્રીમત્ પરમહંસ પરિવ્રાજકાચાર્ય યોગીશ્વર
શ્રીગોવિન્દભગવાનના શિષ્યસમ્રાટ
ભગવાન શ્રીશંકરાચાર્યે રચેલો
''વિવેકચૂડામણિ'' ગ્રંથ
સમાપ્ત.

ॐ